સંસ્કાર ગ્રંથાવલિ પુસ્તક ૧૩૩ મું

# યુગનાં એંધાણ

[ ભાગ પહેલો ]

: લેખક :

ઈશ્વર પેટલીકર



આર. આર. શેઠની કંપની

પુસ્તક પ્રકાશક અને વિક્રેતા

પ્રિન્સે[illegible] સ્ટ્રીટ. પો.બો.ન.૨૫૧૭ મુંબઈ-૨.


અનુક્રમ

## પ્રકરણ પહેલું

# હવેલીને લાગેલો આંચકો

સવારમાં દાજીસાહેબ દેવદર્શને નીકળે ત્યારે ઘડિયાળમાં બરાબર નવ વાગ્યા હોય જ. એ આવ્યા જતા હોય અને દુકાનદારની નજર બીજે ટાંગેલા ઘડિયાળ ઉપર પડે અને જો કાંટો નવ ઉપર ન હોય તો તરત એ મેળવીને સરખો કરી લે. એનો અર્થ દાજીસાહેબ એમના જીવનમાં બહુ જ નિયમિત હતા તેમ માની લેવાની જરૂર નથી. ખરું તો એમને કોઈ ધંધાકીય પ્રવૃત્તિ ન હતી કે એમને નિયમિત રહેવાની જરૂર પડે. સેંકડો વીઘા જમીનની ખેતી વંશપરંપરાથી ચાલી આવતી હતી અને તેનો રોજિંદો વહીવટ મુનીમ મારફત સંભળાતો હતો. એથી બહુ જમીનદારોની જિંદગી જેટલી એશઆરામપ્રિય અને અનિયમિત હોય છે તેવી દાજીસાહેબની પણ હતી. પરન્તુ સવારમાં વહેલા ઊઠવાની ટેવ અને પૂજાપાઠ કર્યા પછી દેવદર્શને જવાની નિયમિતતા એમના જીવનમાં જળવાઈ રહી હતી. રણછોડરાયના મંદિરની એમના પૂર્વજોએ ગામમાં પ્રાણપ્રતિષ્ઠા કરી હતી એટલે એને પૂજવાનો પોતાનો ધર્મ ગણાય એ વાતમાં એમની શ્રદ્ધા હતી.

આમ નવ વાગ્યે દાજીસાહેબને દેવદર્શને જતા જોવાનું દૃશ્ય ગામલોકોને સ્વાભાવિક હતું; તેમાં એક વર્ષથી એમનો હાથ પકડીને એમની આઠેક વર્ષની ભત્રીજી સાથે જતી હોય તેવું ચિત્ર ઉમેરાયેલું

ા‌વા મળતું હતું. એમને સંતાન નહોતું એમાં લોકોને
લાગ્યું હતું. ૭ પેઢી ઉપર એ ઘેર પુત્ર ન હોવાથી દીક-
ાકરાને દત્તક લેવાસાં આવ્યો હતો. કાયદાની રીતે તો એ
ત્ર હતો, છતાં વ્યવહારની રીતે જાણે એ મોસાળ ભાગે
નો વારસો મળતાં આવ્યો હોય તેમ મૂળ વતનનો વ્યવહાર
રાખ્યો હતો. દત્તક થવાથી વારસામાં મોટી મિલકત મળી
પરન્તુ બીજી રીતે સામાજિક વારસો મૂળ વતનનો મોટો હતો.
કુટુંબ દીકરી આપે તો નાતના મોટા ઘરમાં આપે તે સહજ
એ ગૌરવ લેતા હતા કે કયારે ય અમીન કુટુંબ સિવાય એમણે
કન્યા આપી ન હતી. એ અમીન કુટુંબનો નબીરો મોસાળમાં
થઈ ને આવ્યો છતાં એણે અમીન કુટુંબનો સામાજિક મોભો
રાખ્યો હતો. આ સિદ્ધિ નાનીસૂની ન હતી તેનો ખ્યાલ તો
ા વ્યવહારના ચક્રાવાને જે જાણતા હોય તેને જ આવી શકે.
ં કુટુંબ ગમે તેટલું મોટું હોય અને જમીનપર હોય પણ
કંઈ અમીન કે દેસાઈની કન્યા ન મળે. એ કન્યા મોટા ઘેર
ને ગૌરવ લે એટલું જ, એવા મોટા ઘરની કન્યા મેળવવાનો
અધિકાર જ નહિ. ભાણેજ એથી દત્તક થઈને દાજીને ઘેર
યો એટલે એનો સામાજિક મોભો પણ આપોઆપ ઊતરી જાય.
હવે અમીન કુટુંબનો ન રહ્યો, દાજી કુટુંબનો થયો હતો. એના
પાછળ લખાતી અમીન અટક પણ લુપ્ત થઈ હતી અને દાજી
મની પટેલ અટક લખાતી હતી. રહેતો હતો પણ દાજીના કુટું-
, એમના વનતમાં. છતાં પોતાનો સામાજિક મોભો અમીનનો
હતો તેમ એણે ... મિથ્યાભિમાની
માન્ય પણ રા...



૭ પેઢીથી એ ઘેર અમીન અને દેસાઈ કુટુંબની કન્યા આવી

હતી. અને એવા ગૌરવશાળી કુટુંબને દાક્તરનું જતું માનાર્થ સંબોધન ઓછું પડતું હોય તેમ લોકોએ એમાં 'સાહેબ'નું નવું વિશેષણ ઉમેર્યું હતું. પેશ્વાઈ કુટુંબમાં વપરાતાં સંબોધન—તાતાસાહેબ, નાનાસાહેબ, આપાસાહેબ વગેરે સંબોધન અમીન અને દેસાઈ કુટુંબમાં આયાત થયેલાં લોકો જોતા હતા એટલે સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે દાક્તરસાહેબ સંબોધન આપોઆપ સૂઝ્યું હતું.

આ કુટુંબમાં પાંચ પેઢીથી એ અચરજ ચાલ્યું આવતું હતું કે દરેકને એક જ પુત્ર હતો. આમ દર પેઢીએ એક જ વારસદાર હોવાથી એ મોટી મિલકતમાં ભાગ પડ્યા ન હતા અને જૂની જાહોજલાલી જળવાઈ રહી હતી. પરંતુ છેલ્લી પેઢીમાં બે પુત્રો હતા. મોટા દાક્તરસાહેબ અને જેમની દીકરી એમની સાથે દેવદર્શને જતી હતી તે નાનાસાહેબ. નાનાસાહેબ તો વાતમાં વપરાતું સંબોધન હતું એટલું જ, બાકી નાનાસાહેબ પોતે આ જમાનાના રંગે રંગાયેલા અને સમાનતાના સિદ્ધાંતમાં માનતા આધુનિક યુવક હતા. કોઈ એ સંબોધન વાપરે તો એ ચિડાતા હતા અને નાનાભાઈ કહેવડાવતા હતા. આમ પોતાના કુટુંબનો નબીરો સમાનતા પ્રાપ્ત કરે તે દાક્તરસાહેબને અંદરથી પસંદ પડતું ન હતું, પરંતુ જમાનો ઓળખીને બહારથી દેખાતી સમાનતામાં જે મોટાઈ પ્રાપ્ત થતી હતી તે જાળવી રાખવાની દીર્ઘ દૃષ્ટિવાળા એ હતા. અંગ્રેજ રાજ્ય અમલ દરમિયાન એમના કુટુંબની જે મોટાઈ જળવાઈ રહી હતી, તે લોકોના રાજ્ય અમલમાં જાળવી રાખવી હોય તો જાહેર જીવનમાં પડ્યા વિના છૂટકો ન હતો, એ એંધાણને એ પામી ગયા હતા. એમના જમાના પ્રમાણે એ ભણ્યા હતા. ઇન્ટર આર્ટ્સમાં બે વખત નપાસ થયા એટલે એમણે પોતે જ અભ્યાસ છોડી દીધો હતો. એ પોતે ઉમ્મરમાં એવા મોટા ન હતા કે સ્વરાજ્યની કોંગ્રેસની ચળવળમાં ન પડી શક્યા હોત. એ

.નો ન ઓળખે તેવા જુનવાણી પણ ન હતા. પરંતુ મોટાઈના સંસ્કાર એમને વારસામાં મળ્યા હતા, તે એમને પ્રવૃત્તિમાં પડતાં તા હતા. વળી એમના જીવતાં સુધી એમની મોટાઈને ઊની આંચ વવાની નહોતી એમ પણ એ માનતા હતા. એમને એથી વિચાર :વાનો રહ્યો હતો એમના પછીની પેઢીનો. આથી નાનાભાઈને ડીલ બનાવી તેને પહેલેથી જાહેર જીવનમાં નાખવા તેવો એમનો .નસૂબો હતો. નાનાભાઈએ એમની એક મહેચ્છા તો પૂરી કરી કતી, એ બી.એ., એલએલ.બી. થયા હતા. પરંતુ બીજી મહેચ્છા જાહેર જીવનમાં પડી આજની રીતે નવા આગેવાન થવાની સિદ્ધ થઈ ન હતી.

કૉલેજ કાળ દરમ્યાન નાનાભાઈ અમદાવાદમાં રહ્યા એટલે તે પછી એમને ગામડાનું જીવન પસંદ પડતું ન હતું. તાલુકાના ગામે રહીને વકીલાત કરવામાં એમને ઉમંગ ન હતો. તાલુકાનું ગામ બહુ બહુ તો સાત હજારની વસ્તીવાળું હતું. એમના ગામમાં ગામપંચાયત હતી તો તાલુકાના ગામમાં મ્યુનિસિપાલિટી હતી. પરંતુ બન્ને ગામો-ના દેદાર એક સરખા હતા. ધૂળિયા રસ્તા અને એવી જ ધૂળ એના વહીવટમાં. કોઈ જાહેર પ્રવૃત્તિ નહિ અને કોઈ જાહેર જીવન નહિ. નાની દુનિયામાં એની એ રોજિંદી કૂથલી. એમાં પોતાનું જીવન જ શી રીતે જાય? નાનાભાઈએ તાલુકામાં રહીને વકીલાત કરવાનું ના પાડ્યું ત્યારે દાજીસાહેબને દુઃખ થયું. નાનાભાઈ વકીલાત કરીને પૈસા કમાય તેવું સ્વપ્ન એમનું પહેલેથી નહોતું. નિરાંતે જીવવા માટેની આવક તો એમની પાસે હતી. શહેરની સાહ્યબીનું એમને આકર્ષણ નહોતું. વકીલ થાય તો જાહેર જીવનમાં એ સહજ માર્ગ કાઢે એ જ એલએલ.બી. કરાવતી વખતે એમની મહેચ્છા હતી. પરંતુ એ મહેચ્છા તાલુકાના સ્થળ કરતાં અમદાવાદ રહેવાથી વહેલી ફળવાનો

હતી તેમ નાનાભાઈએ એમને સમજાવ્યું હતું. હવે જાહેરજીવન પહેલાં જેવું ત્યાગ અને કાર્ય માગતું ન હતુ. સ્વરાજ્ય પછી તો એનું રૂપ જ બદલાઈ જવાનુ હતું તેનો ચિતાર નાનાભાઈએ આપ્યો હતો. સ્વરાજ્ય પ્રાપ્તિકાળમા જે લોકોએ વધુ સહ્યું અને વધુ ત્યાગ કર્યો તેને આગળ આવવાની તક હતી. આઝાદી પછી જેને હોદ્દો પ્રાપ્ત થાય તેને એ તક મળતી હતી. એ હોદ્દો પ્રાપ્ત કરવા માટે કામ થોડુ હશે તો ચાલશે, પણ હોદ્દા આપનારી જે એજન્સી છે, તેની સાથે જેટલો ગાઢ સંબંધ હશે તેટલી સિદ્ધિ પ્રાપ્ત થવાની હતી. એ એજન્સીની મોટી ઓફિસ અમદાવાદમા હતી અને ત્યા રહેવાથી લાગવગમા વધારો થઈ શકે તેમ હતો. આમા દાજીસાહેબને તથ્ય લાગ્યુ અને નાનાભાઈએ તો અમદાવાદ રહેવા વકીલી બુદ્ધિ વાપરી એ તથ્યનો દલીલ કરી હતી.

અગી ચૂક્યો સો વર્ષ જીવે તેમ નાનાભાઈએ અમદાવાદમાં રહેવા છતા એ ક્ષેત્રે સિદ્ધિ પ્રાપ્ત ન કરી તેનો વસવસો દાજીસાહેબને રહ્યો ન હતો. એક કાળનો મોહ જેમ સમય વીતતા માણસને ઊતરી જાય છે તેમ દાજીસાહેબને પણ થયુ હતું. પરંતુ ઉમર વધતાં સંતાન વિના ઘરમા એકલતા લાગતી હતી. એમને પોતાને સંતાન નહોતુ તેનુ શરૂઆતમા થોડુ લાગ્યું હતુ, પરંતુ પોતાની પેઢીમા એક જ વારસદાર આવ્યો આવે છે એટલે પોતાને એ સુખ પ્રાપ્ત થવાનું પ્રભુએ નહિ નિર્મ્યું હોય તેમ એમના શ્રદ્ધાવાન હૈયામા વસી ગયુ હતું. સાથે સાથે મનમા ઝંખ્યુ હતુ કે નાનાભાઈના એકાદ દીકરાને પોતાની પાસે ગણીને ઉછેરીશું એટલે ઘર કિલ્લોલતું રહેશે અને એકલતા નહિ સાલે. પરંતુ એ મહેચ્છા પણ એમની પ્રભુએ સંતોષવા ન ધારી હોય તેમ નાનાભાઈને ઘેર ઉપરાઉપરી ૭ દીકરીઓ જન્મી! નાનાભાઈ આ જમાનાના હતા અને કુટુંબ

નિયોજનના હિમાયતી હતા. સ્ત્રી ઉપર બબ્બે વર્ષના આંતરે સુવા-વડનો બોજો નાખવો તેને એ એક પ્રકારની ક્રૂરતા સમજતા હતા. એમનું પોતાનું ચાલ્યું હોત તો ત્રણ દીકરીઓ પછી એમણે પત્નીને સુવાવડમાંથી મુકત કરી હોત. પરંતુ પત્નીને, દાજીસાહેબને અને ભાભીને દીકરા વિના તૃપ્તિ નહોતી એ એવી જ બીજી કરુણતા હતી. એ ત્રણેયને લાચાર બનાવવાની યુકિત એમને ખ્યાલમાં હતી. એ પોતે ચૂપચાપ ઓપરેશન કરાવી નાખે તો કોઈને ખબર પડ-વાની ન હતી. કુદરતની ઇચ્છા નહિ હોય તેમ માની ત્રણે ય સંતોષ માનશે તેવો વિચાર પણ નાનાભાઈને આવી ગયો હતો. પરંતુ એ વિચારની સાથે ભાભીનો વાત્સલ્યભર્યો ચહેરો એમની સન્મુખ તરવરી આવતો અને પોતે એમને છેતરીને એ પાપ કયે ભવે ભોગવે, તેવા સંસ્કાર સળવળી ઊઠતા હતા. એમાં એ પાપ ન માને, કોઈ ભવે એ ભોગવવાનું નથી કે નવા જન્મમાં એ શ્રદ્ધા ધરાવતા ન હોય તોપણ એ ભાભીને કદી છેતરી શકશે નહિ તેમ એમનું અંતઃકરણ અવાજ દેતું હતું.

આજે એમની દીકરી દાજીસાહેબનો હાથ પકડી જે લાડ કરતી હતી, તે જ લાડ એમણે એ ઉમરે ભાભી સાથે કર્યાં હતા. મા એમને બે ત્રણ વર્ષના મૂકીને ગુજરી ગઈ હતી. એ જ કારણે ઘરમાં ગૃહિણીની જરૂર માનીને મોટા દીકરાને પિતાએ તરત પરણાવ્યો હતો. વહુએ આવીને જેમ ઘરનો ભાર સંભાળી લીધો હતો તેમ દિયરને માની હૂંફ આપી હતી. શોકયનો દીકરો હોત તો આટલું વાત્સલ્ય પોતાનામાં પ્રગટયું હોત કે કેમ એવો સવાલ કોઈ કોઈ વખત ભાભીને થતો હતો અને તેનું હૈયું ના પાડતું હતું. આ પડઘો કેવળ ભાભીના અંતરમાં જ પડયો હતો એવું નહિ, એવો જ ઉત્કટતાભર્યો પડઘો નાનાભાઈમાં પડયો હતો. માતાને તો પોતે

દુભવી શકે, પણ ભાભીમાને પોતે શી રીતે દુભવી શકે? દુભવી ન શકે તો છેતરી તો શકે જ શી રીતે? અને એક ઉપર એક નવી નવી દીકરીઓ એમને ઘેર જન્મતી ગઈ. ઠેઠ ૭ સુધી. કુદરતે પણ એવી કૃપા કરી હતી કે નવી સુવાવડ બે અઢી વર્ષે આવતી એટલે નવી આશા માટે સૌને લાબી ધીરજ વેઠવી પડતી ન હતી નિરાશા ઘેરી વળે તેમ દરેકને શંકા પણ ગઈ કે શું કરમમા દીકરાનું સુખ નહિ લખ્યું હોય? પણ આશા અમર છે તેમ સાતમી સુવાવડ ચોક પૂરશે તેમ ભાભીમાએ ભવિષ્ય ભાખવા માડયું. અને સાચેજ સાતમો જન્મ દીકરાનો થયો પણ ખરો સૌના હૈયા એક જ દીકરાથી તૃપ્તિ પામ્યા હોય તેમ નવી સુવાવડમાથી શાન્તાગૌરીને મુક્તિ આપી.

આ તૃપ્તિના પરિણામે દાજીસાહેબે નાનાભાઈના દીકરાને પોતાની પાસે રાખી ઉછેરવાની મહેચ્છા જતી કરી અને એક દીકરીને ઉછેરવાનુ વિચાર્યું. બે ત્રણ દીકરીઓ એ ઉછેરે તો એમને વધુ હરખ થાય તેવો હતો, પરંતુ શહેરમા માબાપને ઘેર રહીને ઊછરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હોય ને બાળકોનું ઝૂંટવી લેવુ તે પણ સારું શી રીતે ગણાય? માબાપનુ વાત્સલ્ય તો પોતે આપી શકે તેમ હતા, પરંતુ શહેરના ઉછેરમા બાળકોનુ ઘડતર થાય એને લીધે લગ્નમા સરળતા થાય છે તે વ્યાવહારિકતા ભૂલવા જેવી ન હતી. બાળલગ્નના યુગમા તો કન્યા-વરના ઘર જોવાતા હતા, પરંતુ આજે તો કન્યાના રૂપ, ભણતર અને રહેણીકરણી મુખ્ય જોવામા આવે છે અને એ જો હોય તો ઘરને કોઈ જોતું નથી જોતું નથી એટલું જ નહિ પણ દાજીસાહેબ કે નાનાસાહેબની કન્યાને એની સરખામણીમા મૂકીને કુળવાન ઘર સુધ્ધાંને ના પાડવાની ધૃષ્ટતા કરે છે! દાજીસાહેબને જમાનાનો આ પવન સહ્યો જતો ન હતો, પણ એ

કરે પણ શું ? આ સ્થિતિમાં ઓછી અને વત્તી છ દીકરીઓ પર-ણાવવી અને તે ય મોટા ઘેર પરણાવવી તે જેવું તેવું કામ ન હતું. જો છોકરીઓ શહેરમાં ઉછરી હોય, ભણીગણી હોય તો એ સુગમ પડે તેવું હતું. તે સંજોગોમાં એ ત્રણ છોકરીઓને ગામડે પોતાની પાસે રાખીને ઉછેરવાની દાજીસાહેબને ઇચ્છા હોય તોપણ એ સંતોષવા માગતા ન હતા. એકાદ દીકરી ઘરમાં હોય એટલે ઘર કિલ્લોલતું રહેશે માની એમણે સૌથી નાની સુધા ઉપર પસં-દગી ઉતારી હતી. એક તો એ નાની એટલે સાબાપનો વિયોગ એને થોડા વખત પછી સાલે નહિ અને શહેરના જીવનથી એ ટેવાઈ ન હોય એટલે એને ગામડાના જીવનનું દુઃખ પણ ન થાય.

નાનાં બાળકોને બહાર જવાનું બહુ પસંદ હોય છે. દાજીસાહેબ અને ભાભીસા અમદાવાદથી ઘેર જતાં હતાં ત્યારે એમણે સુધાને સ્વાભાવિક કહ્યું—અમારી સાથે આવે છે ને બેટા? સુધાએ બહાર જવાના આનંદમાં તૈયારી બતાવી અને પછી તો એને એકચક્ર મોટું રાજ્ય મળી ગયું હોય તેમ અમદાવાદની એની દુનિયા લુપ્ત થઈ ગઈ. મોટી હવેલીમાં એ એવી ખોવાઈ જતી કે એને શોધવી મુશ્કેલ પડતી. સાથે સાથે એને શોધનાર પણ ઓછાં ન હતાં. ભાભી બૂમ પાડે કે સુધા ક્યાં ગઈ ત્યાં ઘરનાં નોકર-ચાકર દોડાદોડ કરી મૂકતાં. એ પકડાય તો ય હઠાગ્રહ કરતી કે દાજીસાહેબ પકડશે તો જ હું અવીશ! આખું ગામ જે દાજીસાહેબનો પડતો બોલ ઝીલી લેતું હતું, તે જ દાજીસાહેબ સુધાના વાત્સલ્યમાં તણાઈને એનો બોલ ઝીલી લેતા હતા. નવ વાગ્યે એ મંદિરે જાય ત્યારે એમનો હાથ ઝાલીને એ નિયમિત સાથે જતી. વળી દાજીસાહેબ એનો હાથ ઝાલે તો એ એનો નાનો નાજુક હાથ ખેંચી લઈ હાથ ઝાલવાનો પોતાનો હક સ્થાપિત કરતી હતી. એથી એમના હૈયામાં વાત્સલ્યની

ભરતી ચડતી અને રસ્તે જતાં વિવેક ખાતર એમની જે કોઈ ખબર-અંતર પૃછતું તેને એ પ્રત્યુત્તરમા કહેતા—જુઓ તો ખરા આ નાની દીકરીનો માગ ઉપરનો ભાવ. મને એનો હાથ પકડવા દેતી નથી. મારો હાથ પકડવાનો એ કાયમ આગ્રહ રાખે છે. કહે છે : હું તમને ટેકો આપવા આવી છુ—લેવા નહિ!

નાના બાળકોને વડીલો સાથે મંદિરે જવાનું આકર્ષણ પ્રસાદ હોય છે. તેમા ય દાજીસાહેબની લાડકી દીકરીને પૂજારી હોસે હોસે વધુ પ્રસાદ આપ્યા વિના શાનો રહે? સુધા એ પ્રસાદ આરોગતી ત્યારે એની મુખકાન્તિ દીપી ઊઠતી, એ ઉપરથી માનવુ પડે કે એને પ્રસાદનુ આકર્ષણ હતુ. પરંતુ એથી વિશેષ આકર્ષણ એને તે સમયે તાલુકાના ગામેથી આવતી મોટર બસનું હતું. મંદિર નજીક જ બસ-સ્ટેન્ડ હતું. દાજીસાહેબને દર્શને આવવાના સમયે બસ આવતી હતી. પ્રસાદ આરોગતી વખતે સુધાની જે મુખકાન્તિ તેજ મારતી તેના કરતા સવિશેષ મોટર બસમાથી મુસાફરો ઊતરતા એ જોતી ત્યારે એનુ વદન પ્રફુલ્લ લાગતુ હતુ. એ ક્રમને ખારસું વરસ વીતી ગયુ હતુ છતા એના શિશુ હૈયાને એ આકર્ષણ ઓછુ થયું ન હતુ. પરિણામે બસ મોડી થઈ તો દાજી-સાહેબને એની રાહ જોતા મંદિરને ઓટલે બેસવું પડતું હતુ. ઘેર આવવામા મોડું થાય તો ભાભીમા અને બીજાં સૌ ટેવાઈ ગયા હતા કે બસને મોડું થયુ હોવું જોઈએ।

દાજીસાહેબની લાડકીને બસ-કન્ડક્ટર અને ડ્રાઈવર પણ લાડ કરવાની તક ચૂકતા ન હતા. એમને ઘેર મીઠાઈની નવાઈ ન હતી એટલે એને પેંડા-પીપરમીંટ આપવાનો કંઈ અર્થ ન હતો. પરંતુ તાલુકાના સ્થળે કોઈ મોટી પાર્ટી હોય અને ખાસ વરદીથી અમદા-વાદનો આઇસ્ક્રીમ આવ્યો હોય તો એનું પડીકું મેળવી લેવાનું એ

ચૂકતા નહિ. ગુલાબનું ફૂલ હોય કે મોગરાની તાજી વેણી હોય તો એ ખરીદી લઈને સુધા માટે એ લાવતા. એને શોધવા જવાની તો હતી નહિ, એ બસની ઉત્સુકતામાં મંદિરને ઓટલે રાહ જોતી હોય જ. એથી એ જેટલી ગેલમાં આવી હતી, તે કરતાં દાજીસાહેબનું હૈયું વધુ હરખાઈ જતું તે ઢાંક્યું ન રહેતું. ગામ ઉપર રાત વાસો રહેતી બસને ગામમાં જો કાયમનો વિસામો હોય તો દાજીસાહેબની હવેલી હતી. સાતસો વર્ષની એ જૂની હવેલીમાં વસનાર મોટા માણસોના ઋણનો બદલો ડ્રાઇવર-કન્ડક્ટર આ પ્રેમભાવ સિવાય વાળી પણ શી રીતે શકે?

પરંતુ આજે ઓચિંતો બીજી રીતે બદલો વાળવાનો મોકો એમને માટે ઊભો થઈ ગયો. બસમાંથી મુસાફરો ઊતર્યા તેમાં એક જણ હવેલીનાં મહેમાન હતાં. દાજીસાહેબનાં એ નાનાં સાળી હતાં અને મુંબઈ રહેતાં હતાં. નાની બૅગ હાથમાં લઈને એ ઊતર્યાં તે સાથે દાજીસાહેબનાં મોં ઉપર હરખ રેલાયો અને તે નજીક આવતાં બોલી ઊઠચા—સુમીબહેન, તમે એકાએક ક્યાંથી? એમનું નામ તો સુમનબહેન હતું, પરંતુ લાડમાં માબાપ સુમીબહેન કહેતાં એ જ સાસરીમાં પણ કાયમ રહ્યું અને બીજવરને પરણ્યાં હતાં એટલે એમનાં લાડ સાસરીમાં પણ નામની જેમ કાયમ રહ્યાં હતાં. એમણે પ્રત્યુત્તર આપતાં કહ્યું—હું વળી એકાએક વિના બીજી રીતે આવું છું જ ક્યારે?

એમના હાથમાંની બૅગ કાની પાસે ઉપડાવવી તેનો દાજીસાહેબ વિચાર કરતા હતા ત્યાં એમણે મોહનને નીચે ઊતરતાં જોયો. ગામનો વાળંદ હતો અને તાલુકાના ગામે હેરકટિંગ સલૂન કાઢી હતી. એટલી બધી એને ઘરાકી આવતી હતી કે કયુમાં વારો આવતાં સહેજે કલાક નીકળી જતો હતો. એ વાળ સારા કાપતો હતો એટલે ગામના

જુવાનો તાલુકે જતા ત્યારે એની સલૂનમા અચૂક વાળ કપાવતા અને સાથે સાથે ફરિયાદ પણ કરતા હતા કે એ ગામનાની પણ શરમ ભરતો નથી, લાઇનમા બેસાડી રાખે છે અને પૈસા પણ ઓછા લેતો નથી. જાણે ઓળખતો જ ન હોય તેમ દેખાવ કરે છે! એ મોહને ધોબીને ત્યાં ધોયેલા સફેદ પહેરણ-લેંઘો પહેર્યાં હતા. દેખાવે પણ ગોરો હતો એટલે એને પહેલી નજરે જેનારને એમ ન લાગે કે એ વાળંદ હશે. એ મહિને–બે મહિને એકાદ રાત માબાપને મળવા ગામમા આવી જતો એટલે દાજીસાહેબની આખે ચઢવાનું ભાગ્યે બનતું. એથી એમણે એને તરત ઓળખ્યો પણ નહિ. એ દસ ડગલા ચાલ્યો ત્યાર પછી એમને એની ઓળખ પડી. એની જગાએ બીજે ગામમાં રહેતો વાળદ હોત તો એમના રોજિંદા સ્વભાવ પ્રમાણે એને 'મોહના' કહીને એમણે બૂમ પાડી હોત, પરંતુ એના વેશને લીધે એમણે 'મોહન' એમ માનભર્યા સંબોધનથી બૂમ પાડી. 34030

મોહનના પગ થભી ગયા અને એણે ડોક મરડીને પાછુ વાળી જેયું. એ સાથે દાજીસાહેબે એને મહેમાન તરફ હાથ લબાવી હુકમ કરતા કહ્યું . 'આ બૅગ હવેલીએ લઈ લે.'

મોહન એક ક્ષણ તો એ જ સ્થિતિમા સજ્જડ થઈ ગયો. બીજી ક્ષણે એના મને બળવો કર્યો— શા માટે પોતે બૅગ લઈ લે? દાજીસાહેબ બીજા કોઈને નહિ ને પોતાને જ શા માટે એવો હુકમ કરી શકે છે? એની પાછળ આવતા મુસાફર દાજીસાહેબની હવેલી નજીક જ રહેતા હતા. એ પોતે ખેડૂત હતા એટલે રોજ ખેતીની કઠણ મજૂરી કરતા હતા. શું એમને કહે તો એ બૅગ ન ઉપાડી લે? એ ન ઊપડે તેવી વજનદાર નહોતી. અરે, મહેમાન પોતે ઊંચકી શકે તેવી નાજુક હતી તેમ એના દેખાવ ઉપરથી જણાતી હતી તો

એવી બેગ મહેમાન ન ઉપાડે, યજમાન દાજીસાહેબ ન ઉપાડે, એમના પાડોસમાં રહેતો શ્રમજીવી ખેડૂત ન ઉપાડે અને મારે જ શા માટે ઉપાડવાની? હું વાળંદ છું માટે? છેલ્લા આઠ વર્ષથી હું અહીં રહેતો નથી. કોઈની વેઠ કરતો નથી. મને એ પસંદ પણ નથી. છતાં મારા ઉપર હુકમ કરવાનું કારણ, હું એમના ગામમાં વાળંદને ઘેર જન્મ્યો છું એ જ કે બીજું? એમને એવો હુકમ કરવાની ભલે ટેવ પડી હોય પણ મારે એ ટેવને તાબે થવાનું શું કારણ? એને કહેવાનું મન તો થઈ આવ્યું કે હું મજૂર નથી, પણ એવો પ્રત્યુત્તર વાળીને છાણે વીંછી ચડાવવાનું એને યોગ્ય ન લાગ્યું. ન બોલવામાં નવ ગુણ છે માની એણે મોં ફેરવી લીધું અને આગળ ચાલવા માંડ્યું.

દાજીસાહેબના હુકમ છતાં મોહન ઊભો ન રહ્યો, ચાલવા લાગ્યો, એ સ્થિતિ અસહ્ય હોય તેમ એકાદ જણ બોલ્યા વિના ન રહ્યું—અલ્યા મોહન સાંભળતો નથી? પણ એ સાંભળીને ચાલ્યો હતો એટલે ઊભો શાનો રહે? વસવાયા ગણાતા વાળંદનો જુવાનિયો આમ દાજીસાહેબની અવજ્ઞા કરે એ નજરે જોનારથી સહ્યું ન ગયું હોય તેમ કંઈ કંઈ વરાળ કાઢી પણ એ જોવાની મોહનને પડી નહોતી.

દાજીસાહેબને માટે આવો અવજ્ઞાનો પ્રસંગ પહેલો હતો એટલે પ્રથમ ક્ષણે એમને કંઈ સૂઝ્યું નહિ, પણ બસ-કન્ડક્ટર વહારે ધાઈ આવ્યો અને એણે સુમીબહેનના હાથમાંથી બેગ લઈ લીધી. સુમીબહેન તો એટલાં આધુનિક હતાં કે એમને બેગ હાથમાં લઈને ગામ વચ્ચે ચાલતાં સંકોચ ન લાગે, પરંતુ દાજીસાહેબની પ્રતિષ્ઠાને એ જાણતાં હતાં એટલે પોતાના ખાતર નહિ પણ બનેવીના ખાતર કંઈ બોલ્યા ચાલ્યા વિના એમણે કન્ડક્ટરને બેગ આપી દીધી. દાજીસાહેબનું ગૌરવ પોતે સાચવી લીધું હતું તેનો ગર્વ લેતાં કન્ડ-

કટર બીજા સાભળે તેમ પણ સ્વગત બોલતો હોય તેમ બબડી રહ્યો—અદકું પાત્ર છલકાયા વિના ના રહે તે કહ્યું છે તે ખોટું નહિ. પારકાનો છેડો ઝાલવામા માણસ હલકું પડી જતુ નથી, તો આ તો દાજીસાહેબનું કામ. હવેલીનો શીળો છાયો કોઈએ ના લીધો હોય તેમ આજ સુધી બન્યું નથી. એના બોલને જાકારો દેવો એ ગુણહરામ કે બીજું ? દાજીસાહેબ ખાનદાન એટલે ગમ ખાઈ ગયા, એની જગાએ બીજો પાટીદાર હોત તો બોચુ ઝાલીને બેગ પકડાવત ત્યારે છટકો કરત.

હવેલીએ પહોચતા સુધી દાજીસાહેબે સુમીબહેન સાથે વાતચીત કર્યા કરી અને લાડલી દીકરીના વચ્ચે વચ્ચે હવાલા આપ્યા કર્યા, છતા તાજા ઘા ઉપર પારો બાધ્યો હોય અને ચમચમ્યા કરે તેમ એમના સ્વમાનને વેદના થતી હતી હવેલીમા પગ મૂકતા, જાણે ધરતીકપના હળવા આચકાથી હવેલી પાયામાથી હચમચી હોય તેમ એમને ભાસ્યુ. અને એ જોયુ ન ગયું હોય તેમ એમણે આખ મીચી પત્નીને બૂમ પાડી 'લોકોસાહેબ, આ તમારા સુમીબહેન આવ્યા તેમની ખબરઅંતર તો પૂછો !'

દાજીસાહેબ ખુશમિજાજમા હોય ત્યારે પત્નીને 'લોકોસાહેબ' સબોધનથી બોલાવતા હતા. પત્નીનુ નામ ન લેવાય તેવા જમાનામા પુરુષ બાળક થયા પછી પત્નીને અમુકના બા કહીને બોલાવતા હોય છે, પરંતુ દાજીસાહેબને બાળક ન હતુ એટલે પત્નીને 'લોક ક્યા ગયા' તેમ કહેતા તેમાથી ખુશમિજાજમા 'લોકોસાહેબ' કહેતા, પરંતુ આજે પહેલી વખત એમણે મનનો રંજ સંતાડવા ખુશમિજાજનો દેખાવ કરતા 'લોકોસાહેબ' ની બૂમ મારી હતી !

## પ્રકરણ બીજું

## હવેલીને લાગેલો બીજો આંચકો

હવેલીને સવારમાં લાગેલો આંચકો હજુ શમ્યો ન હતો ત્યાં પોરે ટપાલમાં નાનાભાઈનો પત્ર આવ્યો તેણે એથી વધુ જોરદાર ાંચકો આપ્યો. નાનાભાઈએ પત્રમાં જે હકીકત લખી હતી તે ચાર એમના મનમાં કેટલા ય વખતથી ઘોળાયા કરતો હતો. દાજી- ાહેબને રૂબરૂમાં વાત કરી હોય તો એ અંગે વિચારવિનિમય થઈ કે તેમ નાનાભાઈ સમજતા હતા, પરંતુ દાજીસાહેબને મોઢામોઢ વી વાત કહેવાની એમની હિંમત ન હતી. વળી આમે ય બન્ને ાઈઓ વચ્ચે બહુ ઓછી વાતચીત થતી હતી. એનું કારણ બન્ને ચ્ચે ખાસ્સું પંદર-સત્તર વર્ષનું અંતર હતું અને એવું જ અંતર ચારોમાં પણ હતું. બાકી દાજીસાહેબ ગામમાં સૌના વડીલ ગણાતા ને એવું માન સૌ એમને આપતા, છતાં એ સ્વભાવના અતડા હતા. નાનાઓ સાથે પણ એ ટીખળ કરતા અને એમના ટીખળી ભાવનો ભોગ કોઈને ન થવું પડ્યું હોય તેમ ભાગ્યે બનતું. રિણામે એ નાનાભાઈ સાથે ચર્ચામાં નહોતા ઊતરતા છતાં એમના ષે એ ખુદ શાન્તાગૌરી સાથે ટીખળ કરી લેતા હતા.

નાનાભાઈએ આજ સુધી પોતાનો વિચાર પત્ર દ્વારા પણ જીસાહેબ સમક્ષ મૂક્યો ન હતો તેનું કારણ શાન્તાગૌરી હતાં. ાન્તાગૌરી ઉમરમાં તો આ જમાનાનાં હતાં, પરંતુ મોટા ઘેર

જન્મ્યા હતા અને મોટા ઘેર પરણ્યા હતા એટલે એમને વારસામાં જૂની મોટાઈ પોષાય તેવા સંસ્કાર મળ્યા હતા. એક પછી એક દીકરીઓ જન્મતી ગઈ તેમ તો એમની ચિંતા વધતી ગઈ છ છોકરીઓને પોતાના ઘરના ભોભા પ્રમાણે પરણાવી હોય તો ઓછામા ઓછા ત્રણ લાખ રૂપિયા જોઈએ. એ પોતે પરણ્યા ત્યારે એના પિતાજીને પચ્ચીસ હજાર રૂપિયાનો ખર્ચ થયો હતો. એ વીસ વર્ષના જમાના કરતા આજે મોઘવારી ચાર-પાચ ઘણી વધી ગઈ હતી. પચ્ચાસ હજારે એક લગ્ન થાય કે કેમ તે જ એના મનમા શકા હતી, છતા એ ઓછો અદાજ મૂકતા તોપણ એ ખર્ચને પોતાનું ઘર શી રીતે પહોચી વળશે તેમ એમને બીક લ્હ્યા કરતી હતી તેથી એ પતિને વકીલાતમા ધ્યાન આપી કમાવા માટે કહ્યા કરતા હતા. જો કે નાનાભાઈની એવી પ્રકૃતિ હતી કે શાન્તાગૌરીએ એમને કમાવા માટે એકે ય વાર કહ્યુ હતુ કે કેમ તે જ યાદ નહોતુ!

કમાવાનું કામ દાજીસાહેબના કુટુંબમા કેટલી ય પેઢીઓથી કોઈએ કર્યું ન હતુ. જે કામ કર્યું હતુ તે કેવળ ખર્ચવાનું, અને એ ખર્ચ પ્રમાણે તો જમીન અર્ધી વેચાઈ ગયા વિના ન રહી હોય. પરતુ આજ સુધી મિલકતમા એક જ વારસને લીધે ભાગ પડયા ન હતા અને જરૂર પડયે સધ્ધર સાસરીઓમાથી દરેકને રકમ મળી રહી હતી. આથી દાજીસાહેબનુ દોઢસો વીઘા જમીન ધરાવતું કુટુંબ મોટા ઘરને શોભે તે રીત રહેતુ હતું એટલું જ, બાકી રોકડ રકમ ઘરમા ખાસ બચત થઈ ન હતી. અને જે હશે તેથી થોડીકે ય વિશેષ દહેણી આપવાની હશે. આ જીવન રીત નાનાભાઈને ય વારસામા મળી હતી એટલે અમદાવાદ રહી એ વકીલાત કરતા હતા છતા એમા કાઈ ફેર પડયો ન હતો. એ પોતે વકીલાત કરતા હતા તે એમને જ ખબર ન હતી! એમણે લીધેલા કેસની મુદત હોય અને

કોઈ મિત્ર એમને બહાર ગામ જવાનો આગ્રહ કરે તો એ ચાલતો થાય. મુદતને દિવસે કોર્ટમાં હાજર રહેવાની પોતાની ફરજ હતી તેમ એમને વસેલું ન હતું. આવા માણસોને મિત્રો પણ ઘણા હોય એટલે એમના બીજા વકીલ મિત્રો જરૂર પડે એમના વતી કોર્ટમાં ઊભા રહેતા હતા. પરિણામે, અસીલને એમના ઉપરથી વિશ્વાસ ઊઠી જતો અને કુટુંબની ખ્યાતિને લીધે જે કેસ શરૂઆતમાં મળતા તે ઓછા થઈ ગયા હતા. છતાં એ બ્રીફ વિનાના નહોતા બની ગયા. એવા સ્નેહી-ઓળખીતા એમને ઘણા મળી રહેતા કે જે ફી ન આપવી પડે તે માટે એમને વકીલ તરીકે રોકતા હતા. એમનું કામ પણ સારું થતું હતું. સ્નેહી હોવાને લીધે એ મન દઈને કેસ લડતા. ક્યારે ય એમને એવું થતું ન હતું કે આમાં મફત લડવાનું હતું એટલે શું કામ ફોગટ મહેનત કરવી? કોઈ વિવેક ખાતર ફી આપવા પૂછપરછ કરતું તો એ એમના સ્વભાવ પ્રમાણે બોલી ઊઠતા—દાજી સાહેબના ઘર સાથે તમારે શું ફી આપીને કામ કરાવવા જેવો સંબંધ છે?

નાનાભાઈ આ રીતે વર્તતા તેનું દાજીસાહેબને પણ ગૌરવ હતું. વકીલાત કરવા ઘર લઈને અમદાવાદ રહેવાનું નાનાભાઈએ નક્કી કર્યું ત્યારે ખુદ દાજીસાહેબે એમને કહ્યું હતું—વકીલાત કરો તેનો મન વાંધો નથી, પરંતુ અમદાવાદી ન બની જતા. દાજી-સાહેબનું કુટુંબ અહીં જ હવેલીમાં રહે છે તેવું નથી, પરંતુ એ જ્યાં રહે ત્યાં ઝૂંપડીમાં ય હવેલીનું ગૌરવ સાચવે. કોઈને એવો કચવાટ કરવાની તક ન મળવી જોઈએ કે નાનાભાઈને ઘેર ગયા અને જમવાનો ય ભાવ ન પૂછ્યો.

અને ટીખળ કરતાં એમણે શાન્તાગૌરીને સંભળાવતાં ઉમેર્યું હતું—શાન્તાગૌરી, સાંભળો છો ને? દેસાઈનાં મોટાં ઘરોમાં

ડેલીએથી પાણીનો ય ભાવ પૂછ્યા વિના મહેમાનને વિદાય કરવામા આવે છે, તેવો વિવેક અમદાવાદના ઘરમા ન રાખતા, હોં કે?

આથી એ મોભાને જાળવવા એલીસબ્રીજ લત્તામા સોદસો રૂપિયાના ભાડે એક બંગલો આગવો લેવામા આવ્યો. પચ્ચાસ રૂપિયાનું ભાડુ ભરવુ તે પણ ત્યારે અધધધ થઈ જતું, ત્યા કમાણી શરૂ થતા પહેલા આવું મોટું ઘર લઈને નાનાભાઈ રહ્યા તે બીજા એમના મિત્રોને ઓછું આશ્ચર્ય થયું ન હતું. ઘેરથી કામ કરવાવાળો નોકર આવ્યો અને છોકરા સાચવનાર બાઈ આવી બે ખટારા ભરીને સરસામાન આવ્યો તેમા અનાજ ચીજ-વસ્તુ તો હતા, પણ સાથે સાથે શાન્તાગૌરીના પિયરમાથી જે નાનીમોટી ઘરવખરી અને ફરનીચર મળ્યું હતું તે બધું સભારી સભારીને દાજીસાહેબે ખટારામા ચડાવ્યું હતુ. એ પાછળ દાજીસાહેબનુ ઉભરાતું હેત શાન્તાગૌરી જોઈ શકતી હતી, છતા એમના ટીખળી સ્વભાવને ઓળખી જવાથી સામું ટીખળ કરવાની તક એ જતી કરતા ન હતા એણે તે વખતે કહ્યુ હતું: 'દાજીસાહેબ, એમ કરીને નાનાભાઈને કાયમના જુદા તો નથી કાઢતા ને?'

સામો ટીખળથી પ્રત્યુત્તર વાળતા દાજીસાહેબે કહ્યું હતું: 'બાપથી દીકરો જુદો થાય છે, તો ભાઈઓ જુદારુ કરે તો એમા નવાઈ શી છે?'

શાન્તાગૌરીએ હૈયાનો ઊમળકો વ્યક્ત કરતા કહ્યુ. 'પણ તમે તો બાપ અને ભાઈ બન્ને છો, એ કેમ ભૂલી શકો?'

દાજીસાહેબને એ ભાવ સ્પર્શી ગયો અને એમની આંખ ભીની થઈ ગઈ એમણે મો ફેરવી લીધું અને ધોતિયાના છેડાથી આખ લુછી નાખી શાન્તાગૌરીનું હૈયું પણ ભરાઈ આવ્યુ અને તે હવેલીની અદર ચાલ્યા ગયા.

ભાભીમા એનાં સાક્ષી હતાં, પરંતુ એમણે એ જ હકીકતનો બીજો અર્થ કાઢયો હતો. પોતાનાથી દૂર નાનાભાઈને અમદાવાદ ખેંચી જવામાં શાન્તાગૌરીનો જ પૂરો હાથ હતો તેમ એમને વસી ગયું હતું. નાનાભાઈ પ્રત્યે એમને પુત્રવત્ વાત્સલ્ય હતું એટલે પોતાનાથી આટલે બધે દૂર વસવાનું એ પસંદ કરે જ નહિ તેમ એમની માન્યતા હતી. નાનાભાઈએ હાઈસ્કૂલનો અભ્યાસ શરૂ કર્યો ત્યારથી ભાભીમા એમને વારંવાર યાદ દેવડાવતાં હતાં—આજે તો ભાભીમાનો ખોળો ખૂંદવો ગમે છે, પણ વકીલ થઈને મોટા શહેરમાં જશો ત્યારે ભાભીમાને કયાં ય ભૂલી જશો. નાનાભાઈ કાયમ જવાબ આપતા હતા—કોર્ટમાં જઈ વકીલાતની કજિયા દલાલી કરે તે બીજા, હું તો ગામમાં રહી લોકોની વકીલાત કરીશ. દાજીસાહેબ મને વકીલ બનાવવા માગે છે તે કોર્ટનાં પગથિયાં ઘસવા નહિ, નેતા થવા માટે. ભાભીમાની નજર નીચે ગામમાં રહીને જ હું નેતા થવાનો. ભાભીમાના મને આશીર્વાદ હોય પછી નેતા થવા માટે બહાર જવાની જરૂર શી છે? કિશોરવયનાં આ વચનો નાનાભાઈના મનમાંથી ઉંમર વધતાં આપોઆપ વિસરાઈ ગયાં હતાં, પરંતુ ભાભીમાના હૈયામાં એવાં ને એવાં જડાઈ રહ્યાં હતાં. એ માનતાં હતાં કે નાનાભાઈ મને વીસરીને દૂર જાય નહિ, પણ એને ભુલાવામાં નાખનાર દેરાણી જ હતી! શાન્તાગૌરીએ દાજીસાહેબને બાપ અને ભાઈ કહીને આંખ ભીની કરાવી દીધી ત્યારે ભાભીમાએ એનો અર્થ એમ કર્યો કે પોતાનો ગુનો ઢાંકવા એ સલાપો કરે છે! સાચે જ જો હૈયામાં એટલો બધો ભાવ હતો તો નજીક તાલુકામાં રહેવાનું શું કામ ધણીને ન સમજાવ્યું? આનો અર્થ તો એ થયો કે મોટા ઘરનો ભાર મારે જ આખી જિંદગી વહેવાનો રહ્યો. અને આવું મનમાં દુઃખ થતું ત્યારે એમને પોતાને બાળક ન હતું એનું ઓછું આવી જતું હતું.

પડવા તલપી રહ્યાં હોય તેમ બસ-સ્ટેન્ડ ઉપર મોટી લંગાર જામતી હતી. નાનાભાઈના કોઈ મિત્રો શાન્તાગૌરીને સ્ટેન્ડ ઉપર ઉભેલી જોતાં લિફ્ટ આપતા ત્યારે એમને મનમાં શરમ લાગતી. એક કાળે જે પોતાની પાછળ હતા તે આજે આટલા આગળ નીકળી ગયા હતા!

મોટા ઘરની વહુ તરીકે આ અસંતોષ નાનાભાઈ સમક્ષ વ્યક્ત કરતાં એમને શરમ આવતી હતી એટલે એ બીજી રીતે પોતાની વ્યગ્રતા વ્યક્ત કરતાં હતાં. નરસિંહ મહેતાની પેઠે કમાયા વગર ક્યાં સુધી બેસી રહેશો? ૭ છોકરીઓના બાપ છો એ તો વિચાર કરો. નરસિંહ મહેતાને તો ભગવાન હૂંડી સ્વીકારનાર હતો અને તમારી હૂંડી સ્વીકારનાર જમીનદારી તો હવે જવા બેઠી છે.

આ જ હકીકતનો વિચાર નાનાભાઈ બીજી રીતે કરતા હતા. કમાવાની વાત તો એમને ગળે ઊતરે તેવી ન હતી. એ એમના સ્વભાવમાં જ ન હતું. તેનું એમને દુઃખ પણ ન હતું. એમના મિત્રો સારું કમાયા, બંગલા બાંધ્યા, કોઈ કોઈએ મોટરકાર પણ વસાવી તેનો એમને આનંદ હતો. શાન્તાગૌરીની માફક ઉદ્વેગ ન હતો. પરંતુ જમીનદારીએ જેમ આજ સુધી બેઠી આવક આપી હતી, તેવી નવી આવક ઊભી તો કરવી જોઈએ, તેમ એ જરૂર માનતા હતા. જમીનનો ગણોતધારાનો કાયદો આવ્યો હતો. એ હજુ તો ઢીલો હતો અને ખેડૂતને પૂરતું રક્ષણ મળે તેવા સંજોગો ન હતાં. પરંતુ વખત જતાં એ કાયદો કડક થતો જતો અને ખેડૂતો પણ પોતાના હક માટે જાગ્રત થતા જશે ત્યારે પેઢીઓથી દાજીસાહેબનું કુટુંબ જે રીતે રહેતું તે રીતે નહિ રહી શકે તેમ એ સમજતા હતા. અમદાવાદમાં પણ એ જ જમીનની આવક ઉપર એ નભતા હતા. ૭ છોકરીઓને પરણાવવાની ચિંતા એ કરે તેવા ન હતા,

છોકરીઓ પોતે ભણીગણીને પોતાની મેળે ગમે ત્યા પરણી લે તો-પણ એને વધાવી લે તેવા વિચારના એ હતા. પરંતુ દાજીસાહેબ, ભાભીમા બેઠા હતા ત્યા સુધી એવો કોઈ સુધારો થઈ શકે તેમ નહોતો એ પણ એ સારી પેઠે સમજતા હતા. શાન્તાગૌરી પણ એ બાબતમા સામા પક્ષે જઈને બેસે તેવા હતા એટલે પોતાનુ એમા કંઈ ઊપજે નહિ તેથી કુટુબના મોટા ખર્ચને અને કન્યાઓના લગ્નખર્ચને જમીનની આવક નષ્ટ થાય તોપણ શી રીતે પહોચી વળવુ તેનો એ વિચાર કરતા હતા.

આમ તો એ ઉકેલ એમને બહુ સહેલો લાગતો હતો જમીનના કાયદાને લીધે એક દિવસ જો જમીન ખેડે તેની થવાની હોય તો એનો મોહ શા માટે રાખવો જોઈએ? દાજીસાહેબના કુટુબે પેઢી-ઓથી હળ હાક્યુ નથી તે હવે શુ હાકવા જશે? પોતાને જો ત્યા રહેવુ પસદ નથી તો અહી અમદાવાદમા ઉછરેલો દીકરો ખેતી કરવા જશે? ખરી રીતે હવેલીનો પણ હવે અસ્ત થવાનો હતો તે સમજી જવુ જોઈએ. દાજીસાહેબ છે ત્યા સુધી એ હવેલીના દ્વાર ખુલ્લા રહેવાના હતાં, તે પછી એ બધ થવાના એ પણ એટલુ જ સાચુ હતુ. તો પછી યુગના એધાણ પહેલેથી પારખી ચેતી જવુ શુ કામ નહિ? હજુ મોટા ભાગને એ એંધાણની પરખ નથી એટલે જમીન વેચી કાઢ-વામા આવે તો સારા ભાવ ઊપજે તેવા હતા ખેડૂતો કબજો છોડતા આનાકાની કરે તેવુ વાતાવરણ હજુ ન હતુ. એ મૂડીનુ રોકાણ અમદાવાદમા મકાન બાંધવામા કરવામા આવે તો સારા ભાડા ઊપજે તેમ હતા. છેલ્લા પંદર વર્ષમા પોતાના રહેવા આવ્યા પછી જ કેટલા ભાડા વધતાં જતા હતા? પોતે જે બગલામા દોઢસો રૂપિયે રહેતા હતા તેનુ નવુ ભાડુ આજે પદરસોથી ઓછુ ન ગણાય. દાજીસાહેબને ગળે આખી વાત ન ઊતરે તો અધી

ઉતારે તો ય ઓછું નથી. એ અનુભવથી એમને સમજાશે કે જમાનાને ઓળખવામાં લાભ છે અને એ જેટલો જલ્દી સમજાય તેટલો વધુ લાભ છે. પરંતુ આ વાત એમને કહેવી એ બિલાડીના કોટે ઘંટ બાંધવા જેવી કઠણ હતી. એ હવેલીના યુગમાં પૂરેપૂરા જીવતા હતા. નાનાભાઈએ આડકતરો એમને ઇશારો કરી જોયો હતો કે અમદાવાદ આટલું ભાડું ભર્યા કરીએ તે કરતાં એક મકાન બંધાવીએ તો? એ સાંભળતાં જ એમણે એમના સ્વભાવ પ્રમાણે ટાઢો ડામ દીધો હતો—ભાડું ભરતાં જીવ ન ચાલતો હોય તો ખાલી કરીને ઘેર આવો. હવેલીનું બારણું બંધ કરવાનું હોય તો જ અમદાવાદ મકાનનો વિચાર કરી શકાય. મારી આંખ મીંચાયા પછી જે કરવું હોય તે કરવાની છૂટ છે. હું અને ભાભીમા જીવતાં હોઈએ ત્યાં સુધી એ વાતનો કદી વિચાર સરખો કરવો નહિ.

જો ઘર બાંધવાનો વિચાર ન કરી શકાય તો જમીન વેચવાનો વિચાર કરી જ શી રીતે શકાય? એટલે શાન્તાગૌરીએ હૂંડી સ્વીકારનાર જમીનદારી જવા બેઠી હતી તેમ કહ્યું ત્યારે એમને સાથે ભાર નાખતાં નાનાભાઈ બોલ્યા હતા: 'એ કહેવાની મને કંઈ જરૂર નથી. જો તમારામાં એટલી હિંમત હોય તો દાજીસાહેબને સમજાવો.'

નાનાભાઈ દાજીસાહેબને કહેતાં જે સંકોચ રાખતા, તે શાન્તાગૌરીને નડતો ન હતો. કંઈ કહેવું હોય તો એ બેધડક કહી શકતાં અને નાનાભાઈએ પ્રત્યક્ષ પારખું જોયું હતું કે જે વાત પોતે કરી હોત તો દાજીસાહેબ ના પાડત, તે શાન્તાગૌરીના વેણને લીધે એમણે સહર્ષ સ્વીકારી લીધી હતી. શાન્તાગૌરી પ્રત્યે એમનો ખુલ્લો પક્ષપાત પણ જાણીતો હતો. નાનાભાઈના વિવાહ વખતે સગાંઓ તરફથી જે કંઈ દબાણ આવ્યાં હતાં, તેને વશ થયા વગર શાન્તા-

ગૌરીની સુંદરતાને લક્ષમાં લઈ એમણે તે માગું સ્વીકાર્યું હતું. બીજાએ એનો અર્થ એવો કર્યો હતો કે દેસાઈની કુળવાન ગાદીથી લોભાઈને એમણે હા પાડી હતી. પરંતુ દાજીસાહેબે નક્કી કર્યું હતું કે સુંદર કન્યા ન હોય તો બીજી ગમે તેવી લાયકાતો હોય તોપણ એને નમેતુ ન આપવું અંદર અંદર મનદુઃખ થવાનો પ્રસંગ ન આવે માટે એમણે ભાભીમાની સાથે પણ એ અંગે ચોખવટ કરી લીધી હતી ભાભીમાને પણ લાડકો દિયર એટલો વહાલો હતો કે પરી જેવી રૂપાળી વહુ એને મળે તો જ એમનું અંતર હરખાય. દાજીસાહેબ પોતાના અંતરના હરખ માટે રૂપાળી વહુને નહોતા શોધતા, પરંતુ એની ભાવિ પ્રજા સુંદર થાય, તે એમનો એકમાત્ર હેતુ હતો. આજે એ કુળવાન ઘરના વસમા ભડાકા જોતા હતા. દીકરી રૂપાળી ન હોય તો જ્યાં ત્યાંથી નન્નો થઈને આવતો હતો અને તેથી લગનના વ્યવહારમાં માથું ન મારનાર દાજીસાહેબ દરખાસ્ત મૂકનારને સ્પષ્ટ કહેતા કે પ્રથમ મને કન્યા પસંદ પડે તો પછી આગળ વાત. શાન્તાગૌરી ઉપર એમની એ રીતે પસંદગી ઊતરી હતી અને રૂપમાં તેમ ગુણમાં પણ એ એટલાં જ સુંદર નીવડયાં હતાં તેથી દાજીસાહેબ એમની વાતનો બને ત્યાં સુધી ઇન્કાર કરતા ન હતા.

શાન્તાગૌરીને પણ એનું ગૌરવ હતું એટલે નાનાભાઈનું બીડું ઝડપી લેતાં એમણે કહ્યું: 'દાજીસાહેબને કહેવાની તમારામાં હિંમત ન હોય તો હું કહીશ શું કહેવું છે તે મને કહો તો ખબર પડે ને.'

અમદાવાદમાં પોતાનો બંગલો હોય, કાર હોય તેમ શાન્તાગૌરી ઝંખતાં હતાં પરંતુ બાપદાદાની ચાલી આવતી દાજીકુટુંબની જાહો-જલાલીને ઊની આંચ આવે તેવું કોઈ પગલું ભરીને એ સાહ્યબી

પ્રાપ્ત થાય તેવી એ કલ્પના સુધ્ધાં કરી શકતાં ન હતાં. વાત સાંભળીને એ ઉછરી પડ્યાં: 'મને વાત કરી તો કરી પણ જોજો બહાર કોઈને કહેતા. દાજીસાહેબે જમીન વેચવા કાઢી છે એમ લોક જાણે તો એનો અર્થ શું કરે? નાનાભાઈએ અમદાવાદમાં સટોડટો કરીને રૂપિયા તો નહિ ગુમાવ્યા હોય? એક જગાએ ખાડો પાડી બીજી જગાએ ટેકરો કરવાનું તો નાનું છોકરું ય કરી શકે. એમાં શું તમે મોટી બુદ્ધિની વાત કરી? હું દાજીસાહેબના કુટુંબની વહુ છું એટલે તેમની પ્રતિષ્ઠામાં વધારો થતો હોય તેવું પગલું તમે ભરતાં હો તો મારો ટેકો હોય, લોકમાં નીચું પડે તેવા પગલામાં મરો વિરોધ જ હોય!'

સ્ત્રીઓ આમે ય જુનવાણી સંરક્ષણ વૃત્તિની હોય છે. તેમાં ય એ સંસ્કારમાં જેમને પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ હોય અને જીવનની હાડમારી વેઠવી પડી ન હોય તે સ્ત્રીઓ તો એની ભક્ત બની જાય છે. શાન્તાગૌરી એમાંનાં હતાં તે નાનાભાઈ સારી રીતે સમજતા હતા. પરંતુ સાથે સાથે એ પણ જાણતા હતા કે એમને શહેરની સાહ્યબીનું પણ આકર્ષણ હતું. એને વશ થઈને જો એ પોતાના ટેકામાં ઊભાં રહે તો દાજીસાહેબને કોટે ઘંટ બાંધવાનો પ્રયત્ન થઈ શકે. પરંતુ નાનાભાઈને ખાતરી થઈ ગઈ કે એમને બન્ને સાહ્યબીનું આકર્ષણ હતું અને તેમાંથી કોઈ એક જગાએથી પગ ઉપાડી લેવો પડે તો એ શહેરમાંથી ઉપાડી લે, પણ હવેલીસાંથી નહિ. આ સંજોગોમાં પોતાને માથે જ બધો ભાર આવીને ઊભો રહેતો હતો. દાજીસાહેબ જમીન વેચવાની વાત આવતાં ઝાળ થઈ જશે તેની એમને પૂરી ખાતરી હતી. પરંતુ ભવિષ્યમાં એમનું માનસ બદલાય ત્યારે દોષ કાઢે કે જો તને આગળથી સૂઝ્યું હતું, તો મારે કાને વાત કેમ નહોતી નાંખી? વડીલોની-મોટા માણસોની એ ખાસિયત

હોય છે કે બીજાને ભૂલને પાત્ર ઠેરવતા હોય છે. દાજીસાહેબ પણ એ મનુષ્યસ્વભાવથી પર ન હતા. ક્યારે ય જીવનમા એમણે ભૂલ કરી હતી તેમ એમને લાગ્યુ ન હતુ. બીજા લોકો રોજ કેટલી બધી ભૂલો કરતા હતા તે જ એમના ટીખળનો મુખ્ય વિષય રહેતો હતો. એમા લોકોમાહેબ, નાનાભાઈ અને શાન્તાગૌરી પણ આવી જતાં હતા. એમની ભૂલોનો રદિયો આપવાનુ મન નાનાભાઈને કોઈ વખત અતિરેક થતો ત્યારે થઈ આવતુ, પણ એથી કઈ અર્થ સરવાનો ન હતો, તે તત્ત્વજ્ઞાનને વશ થઈ એ ચૂપ જ રહેતા. પરતુ જે પ્રશ્ન આખા જીવનને સ્પર્શે તેવો હતો તેમા ચૂપ રહેવુ પણ એમને ઠીક લાગતુ ન હતુ. અને જો પોતે ચુપ રહેશે તો પોતાની ફરજ ચૂકયા હતા એટલુ જ નહિ, પણ ભાવિ પેઢીના ગુનેગાર ગણાશે. આથી દાજીસાહેબ સાભળે કે ન સાભળે પણ પોતાને જે ભાવિ દેખાતુ હોય તે તરફ આગળી ચીધવી જોઈએ અને એ આગળી ચીધતા એમણે લખ્યુ—

પૂજ્ય દાજીસાહેબ,

આ પત્ર શરૂ કરું તે પહેલા આપને વિનંતી કરું છું કે એને શાતચિત્તે વાચજો અને મારા વિષે બીજી કંઈ ગેરસમજ ન કરશો. છતા આપને એથી કઈ ઉદ્વેગ થાય અને માઠુ લાગે તો અગાઉથી જ ક્ષમા માગી લઉ છુ.

સ્વરાજ્યના આ ઉષઃકાળથી નવો યુગ શરૂ થાય છે, તે તો આપણે સૌ જાણીએ છીએ. એ નવા યુગમા આપણી જૂની રીતરસમ અને જૂના મૂલ્યો યથાવત્ ચાલુ રહે તેમ બનવાનો કોઈ રીતે સંભવ નથી. અને જે મહત્ત્વનો બદલાવ તે આપણને પસદ હોય કે ન હોય પણ એને તાબે થયા વિના બીજો કોઈ ઉપાય રહેવાનો પણ નથી. દેશી રજવાડા આખના પલકારામા અદૃશ્ય થયા અને એ જ

વસ્તુ નિઝામે રાજીખુશીથી ન માની તો પોલીસ પગલાં પછી એને તાબે થવું પડ્યું. આમ જ્યાં મોટાં થડ શિથિલ પડયાં ત્યાં ડાળીઓ-પાંખડીઓ જો એવી આશા રાખે કે એમને ઊની આંચ આવવાની નથી તો ભવિષ્યમાં એ શાહમૃગવૃત્તિ જ ઠરશે.

જમીનનો ગણોતધારાનો કાયદો એ આપણા જેવા જમીનની બેઠી આવક ઉપર નભનારાઓને ચેતવે છે કે રાજાઓનો જેમ યુગ પૂરો થયો તેમ જમીન ઉપર જીવનારાઓનો યુગ પણ અસ્ત થવાની તૈયારીમાં છે. જો આપણે પહેલાંની જાહોજલાલીમાં જીવવું હશે તો જમાના પ્રમાણે વિચારવું પડશે. જૂની પ્રતિષ્ઠાના મોહમાં જો નહિ વિચારો તો નવા કાયદાઓથી ખેડૂતોને પ્રાપ્ત થનાર હકને લીધે એ ચાલુ જાહોજલાલી નભાવી શકાશે નહિ.

આ બધું આપને કહેવાનું હોય નહિ, છતાં એ સૂચન હું મૂકું છું તેની પ્રાસ્તાવના તરીકે એ આપોઆપ લખાઈ ગયું છે. હવેલીની જે પ્રતિષ્ઠા વંશપરપરાથી ચાલી આવે છે તેમાં કુટુંબની ખાનદાનીનો જેટલો હિસ્સો છે તેટલો એની આવકનો છે. પ્રતિ-ષ્ઠામાં ખાનદાની અને આવકે સરખો ભાગ ભજવ્યો છે. એ હવેલીની પ્રતિષ્ઠા નવા યુગમાં પણ કાયમ જાળવવી હોય તો એની આવક પણ ચાલુ રહે તે રીતે નવેસરથી વિચારવું જોઈએ. જમીનના કાયદા નહોતા ત્યારે એક કાળે જમીનની મિલકતમાંથી જે મળતર થતું-થાય છે, તે કાયદાના ફેરફારથી લુપ્ત થવાનું છે. તે સંજોગોમાં આવક ચાલુ રહે અને વધે તેમ મિલકતનું રૂપાંતર કરવું એ અનિવાર્ય છે. વેપારી શેરમાં નાણાં રોકે છે ત્યારે જેમાં મળતર વધુ હોય તેમાં એ લે વેચ કરે છે. જમીન પણ એવું જ ડીવીડન્ડ આપતી શેર-મિલકત છે. આજે એ ડીવીડન્ડ સારું આપે છે પણ આવતી કાલે એ નથી આપવાની એ પણ એટલું જ ચોક્કસ છે. સ્થાવર મિલકત

અને તાલુકામાં વકીલાત કરાવી હોત તો ગામની મમતા જળવાઈ રહેત. શહેરનાં સુખ-સાહબી તો પૈસા હોય ત્યાં સુધી, ખિસ્સાં ખાલી થયાં તો કોઈ ભાવ ન પૂછે અને અહીં તો દાજીકુટુંબની ચડતી હોય કે પડતી પણ એના પેંગડામાં પગ ઘાલવાની કોઈ ધૃષ્ટતા ન કરે.' અને તેનું નક્કર દૃષ્ટાંત આપતાં ભાભીમાએ ઉમેર્યું: 'નરસિંહભાઈને મનમાં તમારા અંગે ભલે ગમે તેવો અભાવ હશે, પરન્તુ એમણે જાહેરમાં ક્યારે ય તમારું માનભંગ થાય તેવું વર્તન કર્યું છે? અંગ્રેજ અમલ વખત તો આપણી બોલબાલા હતી એટલે જાણે એ માન જાળવે, પણ સ્વરાજ્ય પછી તો કોંગ્રેસ સત્તા પર આવી છે. એ જિલ્લા કોંગ્રેસના મુખ્ય કાર્યકર્તા છે. એ ધારે તો માનહાનિ થાય તેવું વર્તી શકે. પરન્તુ ૧૫ મી ઓગસ્ટે સ્વરાજ્ય આવ્યું ત્યારે ગામમાં તમારી પાસે એમણે ધ્વજવંદન કરાવ્યું. એને બદલે એમણે પોતાના હાથે રાખ્યું હોત તો કોણ ના પાડનાર હતું? સ્વરાજ્ય-ની લડતમાં એમણે સૌથી વધુ સહન કર્યું હતું અને દર વખત જેલ ભોગવી હતી. સ્વરાજ્યના ઉત્સવ વખતે એમનું જ અગ્રસ્થાન ગણાય. છતાં અંગ્રેજ સત્તાના પક્ષે રહેનાર તમને એમણે દાજીકુટું-બના મોભાને લીધે જ એ માન આપ્યું ગણાય કે બીજું?'

આ પ્રસંગ દાજીસાહેબને પણ ઓછો સ્પર્શી ગયો ન હતો. ગામમાં સૌ કરતાં વિશષ દાઝ દાજીકુટુંબ ઉપર કોઈને હોય તો નર-સિંહભાઈને હતી. સ્વરાજ્યની લડતમાં આવાં જમીનદાર કુટુંબ સર-કારને પક્ષે રહેતાં હતાં. દેશદાઝને એ કુટુંબો નહોતાં સમજતાં એવું નહિ, પણ સરકાર સાથેના સંબંધને લીધે કુટુંબનું ગૌરવ જળવાઈ રહ્યું હતું એટલે તે સંબંધ તોડી નાંખતાં એમનું મન પાછું પડતું હતું. વળી આમ વગર હથિયારે બ્રિટિશ સલ્તનત હારે તેમ પણ મોટાભાગને ગળે ઊતરતું ન હતું. સ્વરાજ્યની લડતમાં પડેલા નર-

સિંહભાઈને દાઝસાહેબના આ વર્તન પ્રત્યે નફરત હતી અને લોકો સમક્ષ એ વ્યક્ત કર્યા વિના રહી શકતા ન હતા. એવી જ બીજી નફરત એમને કુળવાન કુટુંબો પ્રત્યે હતી. અમીનનો નબીગ પેટીએ દત્તક આવતા દાઝકુટુંબ આગવું સ્થાન ધરાવતુ હતુ. પરન્તુ એ સિવાય ગામમા જે બીજા કુળવાન ગણાતા કુટુંબો હતા તેમા નરસિંહભાઈનો સમાવેશ થતો ન હતો. એમનુ ઘર ગામમા અને નાતમા ઊતરતુ ગણાતુ હતુ આથી લગ્નમા એમને સામાજિક અન્યાય સહેવો પડ્યો હતો તેનો રોષ દિલમાથી ક્યારે ય ગયો ન હતો. ન જવાનુ એ પણ કારણ હતુ કે લગ્નની સજા એમને કાયમ ભોગવવી પડતી હતી. જે જમાનામા કુળવાન ઘરના છોકરા ૧૦-૧૨ વર્ષની ઉમરે પરણી જતા હતા તે પેઢીમા એમનુ લગ્ન ગ્રેજ્યુએટ થયા પછી થયુ હતુ. જો એ ગ્રેજ્યુએટ ન થયા હોત તો કન્યા મળવી મુશ્કેલ ગણાત. ભણતરને પ્રતાપે એમને કન્યા તો મળી પણ અસંસ્કારી અને ભણતર વગરની. પરિણામે, નરસિંહભાઈ આપમળે શિક્ષકમાથી વકીલ થયા અને વકીલાત કરતા કરતા એ કોંગ્રેસના આગેવાન થયા, પણ એમના અસંસ્કારી પત્નીમા કંઈ ફેર ન પડ્યો. નરસિંહભાઈની કોઈ જાહેર પ્રવૃત્તિમા એમણે રસ ન લીધો એટલું જ નહિ પણ એ સામે એમણે અસહકારનું વર્તન રાખ્યુ. જાહેર પ્રવૃત્તિવાળાને ત્યા જાહેર કાર્યકરોની અવરજવર રહે અને તેનુ આતિથ્ય પણ કરવું પડે. પત્નીએ જે અસહકાર માંડ્યો તેથી નરસિંહભાઈ કફોડી સ્થિતિમા મુકાઈ ગયા. મહેમાનોને ઘેર લઈ જવામા પૂરેપૂરુ જોખમ હતુ. પોતાનો એ ભવાડો જાહેર ન થઈ જાય એટલે વિવેક વાપરીને એમણે તાલુકાના સ્થળેથી રહેવાનું ઘર કાઢી નાખ્યું અને ગામમા જ રહેવાનું રાખ્યુ. દરરોજ ગામથી તાલુકે મોટર સર્વિસ ચાલુ હતી તેમા એ આવજા કરતા હતા.

પત્નીના અસંસ્કારી વર્તનનો ડંખ હંમેશ કુળવાન કુટુંબો ઉપર એ ધોતા હતા. લાયક પુરુષોને જો યોગ્ય કન્યાઓ પ્રાપ્ત થવામાં કોઈ વર્ગ આડે આવતો હોય તો એ કુળવાનશાહીવાળો હતો તેમ એમને પ્રત્યક્ષ જોવા મળતું હતું. જ્યાં જ્યાં એ પોતાના જેવાં અકુળવાન ગણાતાં કુટુંબોના કેળવાયેલા પુરુષો જોતા ત્યાં અસને અસંસ્કારી અને અભણ સ્ત્રીઓ જડાયેલી જોતા હતા અને કુળવાન કુટુંબોમાં પુરુષાર્થહીન આળસુ પુરુષોને નસીબે શાણી અને સંસ્કારી સ્ત્રીઓ પ્રાપ્ત થએલી જોતા હતા. આ પુરુષો એવી સ્ત્રીઓને માટે લાયક હતા માટે એમનો લગ્ન સંબંધ બંધાયો હતો તેમ ન હતું: લાયકાતની દૃષ્ટિએ જો લગ્નસંબંધ બંધાતો હોત તો પોતાને ભાભીમા જેવી કોઈ ગુણિયલ ગૃહિણી પ્રાપ્ત થઈ હોત તેમ એ વસવસો કરતા હતા. જાહેર જીવનમાં પડેલા પુરુષને માટે આતિથ્ય સત્કારમાં ઉમંગ ધરાવે તેવી પત્ની જોઈએ, તેની પ્રતીતિ નરસિંહભાઈને ડગલે ને પગલે થતી હતી. જાહેર જીવનમાં જે પોતાની સેવાને લીધે આગળ આવ્યા હતા તેમાં કુટુંબના એ ગુણે મોટો ભાગ ભજવ્યો હતો, તે એ પણ નજરે જોતા હતા. દાજીકુટુંબમાં એ સંસ્કાર પેઢીઓથી ચાલ્યો આવતો હતો અને સારા નસીબે જે સ્ત્રીઓ ગૃહલક્ષ્મી થઈને આવતી તે પણ એવો સંસ્કાર લઈને આવતી એટલે તે પરંપરા દીપી ઊઠતી હતી. નરસિંહભાઈને તાલુકામાંથી ગામમાં રહેવા આવવામાં એક નિરાંત થઈ હતી તે દાજીકુટુંબની એ પરિપાટીની. ગામમાં જાહેર પ્રવૃત્તિ ઓછી હોય પણ જે કંઈ ઊભી થાય અને [illegible]

આતિથ્ય સરકારી અમલદારથી ય વિશેષ આદરભાવથી એ કરતા હતા. નરસિંહભાઈને કુળવાનશાહી પ્રત્યે રોષ હતો છતાં આ વર્તનને પ્રત્યક્ષ જોતા એમનું દિલ બોલી ઊઠતું—ખાનદાનીના ગુણનો સ્વીકાર કર્યા વિના છૂટકો નથી. તેનો જશ ભાભીમાને જતો હતો એટલે પોતાને એવી ખાનદાન સ્ત્રી મળી હોત તો પોતાનું લોકોમાં કેટલું સારું દેખાત તેમ એ મનમાં દુઃખી થતા હતા. અને એ દુઃખ કુળવાનશાહીની સામાજિક પકડને લીધે હતું તેમ માની કુળવાનો તરફ એમને નફરત હતી.

ગામમાં મોટું કુળવાન કુટુંબ દાક્તરસાહેબનું હતું એટલે એમના તરફ એ જાહેરમાં નફરત વ્યક્ત કર્યા વિના રહેતા ન હતા બીજાની ખાંધ ઉપર ચઢી બેસી અમનચમન કરનાર વર્ગને સ્વરાજ્યમાં નાબૂદ કરવા પડશે. એ સિવાય સ્વરાજ્યનો અર્થ પણ શું છે? આ એમની નફરત દાક્તરસાહેબને કાને પહોંચ્યા વિના રહી પણ નહિ એથી સ્વરાજ્ય પ્રાપ્ત થતા દાક્તરસાહેબે મનથી નક્કી કર્યું હતું કે જાહેર-પ્રવૃત્તિમાં કોઈ ભાગ લેવો નહિ કે જેથી નરસિંહભાઈને માનભંગ કરવાની તક મળે. પરન્તુ એ નફરત બતાવનાર નરસિંહભાઈએ સ્વરાજ્યમાં પોતે કરતાકારવતા હોવા છતા એમનું એટલું જ માન વધાર્યું અને ૧૫મી ઓગસ્ટે એમના હાથે ધ્વજવંદન કરાવ્યું એટલું જ નહિ, પણ ગામમાં નાની મોટી કોઈ સભાસમારંભ હોય ત્યારે એમને મહેમાનની સાથે મોખરે બેસાડી પોતે એમના પછી બેસે. એ વર્તાવની નોંધ દાક્તરસાહેબે લીધી હતી એટલું જ નહિ ભાભીમાની ધ્યાન બહાર પણ એ નહોતું અને એનું ગૌરવ શહેરમાં પોતાના કુટુંબનું કોણ જાળવનાર હતું તે દૃષ્ટિએ નાનાભાઈનો પુત્ર મૂલવતા ભાભીમાએ કહ્યું: 'મિલ્કતનું રૂપાતર કરવું સહેલું છે, પરન્તુ એવું જ કુટુંબના ગૌરવનું રૂપાતર નથી થઈ

એ પાયો જ આખો નાનાભાઈથી ભુલાઈ ગયો છે.'

દાજીસાહેબે એ દલીલને પકડી લેતાં કહ્યું: 'માટે જ કહું છું કે આ દરખાસ્તની કુબુદ્ધિ તમારા લાડકા નાનાભાઈની છે– શાન્તાગૌરીની નથી. એમને શહેરમાં રહેવું ગમે છે તે ન જોઈ શકું તેવો હું ધૃતરાષ્ટ્ર નથી. પરન્તુ ત્યાં રહીને ય એ દાજીકુટુંબનું ગૌરવ ભૂલ્યાં નથી અને ભૂલવાનો સમય આવે તો એ શહેરને વહાલું ન કરે, વતનને વહાલું કરે. મને તો ખાતરી છે કે આ પત્ર તમારા લાડકા નાનાભાઈએ વહુથી છાનો લખ્યો છે. શાન્તાગૌરીની આમાં સંમતિ હોય જ નહિ અને એ લખવા પણ ન દે.'

ભાભીમાએ પત્ર વાંચીને પાસે બેઠેલાં નાનાંબહેન–સુમીબહેનને આપ્યો હતો એટલે તે વાંચવાની સૂચના હતી માની એ વાંચવામાં પડી ગયાં હતાં. એ વાંચી રહ્યાં ત્યારે તો દાજીસાહેબ અને ભાભીમા વચ્ચે સામસામો મારો ચાલી રહ્યો હતો. સુમીબહેનને પોતે યોગ્ય સમયે આવી પહોંચ્યાની આ વાતાવરણ જોતાં પ્રતીતિ થઈ. આમ તો એ મુંબઈથી વરસમાં બે વખત વતન ભણી આવતાં અને સગવડ પ્રમાણે બધે જઈ આવતાં. આથી સુમીબહેનનું આગમન સકારણ હોય તેમ કોઈ સગાં-સ્નેહી માનતાં ન હતાં અને 'કેમ આવવું થયું?' તેમ કોઈ પૂછપરછ પણ કરતું ન હતું. પરન્તુ આ વખતે એમનું આગમન સકારણ હતું. જે પ્રશ્ન નાનાભાઈના મનમાં જાગ્યો હતો એ જ વિચાર સુમીબહેનના મગજમાં પણ ઉદ્ભવ્યો હતો. એમનું ઘર કુળવાન હતું પણ વારસામાં જમીનદારી મળી ન હતી. કમાણીની શોધમાં એમના પતિ–બળભદ્રદાસ નાનપણથી મુંબઈ ગયા હતા. જીવનની શરૂઆત એમણે નોકરીથી કરી હતી પણ અનુભવે એમણે સ્વતંત્ર ધંધો કર્યો હતો અને નસીબે યારી આપી હતી એટલે ધન સારું કમાયા હતા. આથી સુમીબહેનના જીવનમાં સર્વ વાતે

સુખ હતું, પરન્તુ માણસના નસીબમા કંઈ ને કંઈ માયાના બંધન તોડવાના ન હોય તો પ્રભુ એને જન્મ જ શુ કામ આપે? અને જિંદગીના એ બંધન માણસ જેમ જેમ તોડવા પ્રયત્ન કરે છે તેમ તેમ ઘણી વખત એ મજબૂત થતા જાય છે. સુમીબહેનને એવુ માયાનુ બંધન હતું નાનીબહેનના ભાણાનુ. નાનીબહેન પહેલી પ્રસૂતિમા ભાણાને જન્મ આપીને વીસમે દિવસે ગુજરી ગયા હતા. તે વખતે સુમીબહેનને દીકરી જન્મ્યા ત્રણ માસ થયા હતા એટલે બહેનના ભાણાને એમણે ધવડાવીને મોટો કર્યો હતો. દીકરી ૭ માસની થઈ એટલે ધાવણ છોડાવી દીધુ અને ભાણાને ખાસ્સા નવ મહિના સુધી એમણે ધવડાવ્યો હતો અને ત્યારથી સગો દીકરો હોય તેમ ઉછેર્યો હતો. બનેવી ફરી પરણ્યા હતા અને નવી વહુ એટલી તીખી હતી કે પોતાના દીકરાને સાથે રાખવાની બનેવીએ તત્પરતા બતાવી ન હતી. સુમીબહેનને વાત્સલ્યના એવા કોડ હતા કે પોતે એને માની ખોટ સાલવા નહિ દે એટલુ જ નહિ પણ બાપની ખોટ પણ સાલવા નહિ દે. એ લાડ સુમીબહેન આપી શક્યા પણ એથી માયાના બંધન એવા દૃઢ થયા હતા કે એની ચિંતા એમને પીડી રહી હતી. લોહીની સગાઈ ઉપરાંત એ હૃદયની સગાઈથી એની સાથે જડાઈ ગયા હતા

મુગ્ધાવસ્થામા ઉછરેલો છોકરો પોતાનો માર્ગ જાતે કરી લેશે અને વેલાને ચડવા જે વાડ જોઈએ તે પોતાના ઘરની મજબૂત હતી એટલે એ શુ દુખ હતુ તેમ એ માનતા હતા. પરન્તુ એમને એ વિચાર જ નહિ આવેલો કે વેલામા વિકાસ કરવાની કુદરતી ફૂટ ન હોય તો વાડ ગમે તેટલી મજબૂત હોય તોપણ વેલો શી રીતે ચડે? પરિણામે અભ્યાસ માટે ટ્યૂશન રાખવા છતા ભાણાભાઈ ક્યારે ય પાસ થયા ન હતા, ઉપર ચડાવવામા આવતા હતા. સુમીબહેનની

શરમને લીધે વગર અટકચો એ મેટ્રિક સુધી પહોંચી તો ગયા પણ ચાર વખત પરીક્ષામાં બેસવા છતાં એ પાસ ન થયા અને ઊઠાડી લેવા પડચા. ઘરનો ધંધો છે એટલે એમાં દાખલ કરી દેવાશે, એ સંતોષ પહેલેથી હતો એટલે મેટ્રિકનો ખાડો એ નહિ ઓળંગી શકે તેમ લાગતાં એને ધંધામાં ધકેલ્યો. પરન્તુ ત્યાંથી ય તરત ફરિયાદ આવવા માંડી અને બળભદ્રદાસની એ ખાસિયત હતી કે સુમીબહેનની ઘરની સ્વતંત્રતામાં એ માથું મારતા ન હતા. તો ધંધાની બાબતમાં એમને માથું મારવા દેતા ન હતા. સગો ભાઈ હોય તોપણ જો એ હોંશિયાર ન હોય તો એ ધંધામાં સહી લેતા ન હતા. જોઈએ તો એને એ માગે તે રકમ આપી દેવા તત્પર થતા, પણ ધંધાની મશિનરીમાં કોઈ ખીલો ઢીલો ચાલે નહિ, તે એમનું સૂત્ર હતું. પરિણામે, અઠવાડિયાની અંદર એમણે સુમીબહેનને રિપોર્ટ આપી દીધો કે, ભાણાભાઈ મારે ત્યાં નહિ ચાલી શકે.

એનો શું અર્થ થાય તે સુમીબહેન સારી રીતે જાણતાં હતાં. પરન્તુ વ્યાવહારિકતા આગળ કરતાં એમણે બચાવ કર્યો: ‘મહાદેવના ગુણ પુજારી ન જાણે તેવું ઓછું છે? પરન્તુ સદ્ધર સસરો એને ન શોધી આપીએ ત્યાં સુધી આપણે એને મોટા કરીને બહાર તો દેખાડવો પડશે ને?’

એમણે સદ્ધર સસરાની તપાસ આરંભી ત્યારે એમ ખ્યાલ આવ્યો કે સદ્ધર સસરા જમાઈનો ભાર ઉપાડવા તત્પર હતા પરન્તુ એ સૌ કલદાર રૂપિયાને ખખડાવીને લેવા માગતા હતા. ભાણાભાઈ મેટ્રિક નપાસ હતા, એ જાણતાં સૌ ના પાડી દેતા હતા. સુમીબહેનના બે વરસના સતત પ્રયત્ન છતાં એમને સદ્ધર સસરાની

હોય તો એના પગલાએ સારા વાના થાય. બળભદ્રદાસ પોતાનાં પગલાંએ જ સારુ કમાયા હતા તેમ એ માનતા હતા અને સૌ એમા ટેકો પુરાવતા હતા, એ કારણે સુમીબહેન પોતે પણ ગૌરવ અનુભવતા હતા. ડૂબતો માણસ તરણું પકડે તેમ કન્યાના નસીબ ઉપર ભાણાભાઈના લગ્નનુ વહાણુ નાગર્યુ હતુ. ગરીબ ઘરના કન્યાપિતાએ નાગર્યુ હતુ કે સદ્ધર ધંધાવાળાને ઘેર નબળુંપાતળું માણસ પોષાઈ જવું તે સહેલુ છે. બીજા લોકોને જો ધંધામાથી માણસો કમાઈ આપે છે તો ભાણાભાઈને નહિ કમાઈ આપે!

પરન્તુ લગન પછી સુમીબહેનની મુશ્કેલી વધી પડી હતી. બળભદ્રદાસે કહી દીધુ હતુ કે જોઈએ તો ભાણાભાઈને મહિને ઘરખર્ચ પેટે રકમ આપો પણ ધંધામા એની અસર બીજા ઉપર પડે તે મને પાલવે નહિ. એમ તો સુમીબહેન ભાણાભાઈ અને વહુને કઈ નોકરી કરાવ્યા વગર ઘરમાં રાખે તોપણ બળભદ્રદાસ ટોકે તેમ ન હતા પરન્તુ આજના યુગમા માણસ કઈ કામધંધો કર્યા વગર બેઠા બેઠા ખાય તે શોભે શી રીતે? અને એ લાબી દૃષ્ટિએ એના હિતમા પણ શી રીતે ગણાય?

સુમીબહેનને એવી ચિંતામગ્ન જોઈ બળભદ્રદાસે ઉપાય સૂચવતાં કહ્યુ હતુ તમારો એ ભાણો છે અને ભાભીમાનો એ ભાણો નથી શું? એમને તો પડનો દીકરો ય નથી, તો શુ કામ એને દીકરો કરીને એ પોતાની પેઢી ઉપર નથી રાખતા? જમીનદારી જેવા બેઠાડુ ધંધામા મદ બુદ્ધિવાળા માણસો સુખેથી પોષાય અને તેમને એમ પણ ન લાગે કે પોતે બુદ્ધિ વગરના છે અને બેઠા બેઠા ખાય છે નાનાભાઈ કઈ અમદાવાદની વકીલાત છોડી ગામમા આવવાના ન હતા, તો ભાભીમા એકલે હાથે મોટા કુટુંબનો ભાર ઉપાડે તેના કરતા હાથ-લાકડી જેવો પડનો માણસ હોય તો એમને

પણ નિરાંત. જમીનદારને ઘેર શોભે તેવો ભાણાભાઈનો રૂપાળો દેહ છે, ગામમાં મોટાઈ પ્રાપ્ત થાય તેવા કુળવાન ઘરનો નબીરો છે, અને ઘરનો વહીવટ સંભાળી શકે તેવી સુશીલ–ચપળ વહુ છે. પછી ભાભીમા શું કામ એમને સાથે ઘરનો ભાર નાખીને સુખશાંતિ ન ભોગવે? એમનો બોજો હળવો કરવા શાન્તાગૌરી કંઈ શહેરમાંથી આવવાનાં નથી અને જમીનના નવા કાયદા થઈ રહ્યા છે તેમાં જમીનની ટોચ બંધાતાં બાકીની જમીનના માલિક ખેડૂત થઈ જશે, તેના કરતાં મરતી ગાય બ્રાહ્મણને કૃષ્ણાર્પણ કરી પુણ્ય કમાવાની સીધી વાત એમને કેમ નથી સૂઝતી? અને ન સૂઝતી હોય તો તમારાં જેવાં સને કાયમ દબાણ કર્યા કરો છો, તો એમને શું કામ દબાણ નથી કરતાં? બહેનની સગાઈ શું દબાણ કરવા યોગ્ય નથી? વળી બંનેને ભાણાભાઈ માટે સરખું હેત હોવું જોઈએ. એમને અનુકૂળતા છે છતાં શું કામ હેત ન બતાવે?

જ પોતાનું ઘર હતું તેવો ભાવ એને જન્મે તે સ્થિતિ ભાભીમાએ સર્જી ન હતી.

ભાભીમાને કોઈ પણ હિસાબે આ વાત ગળે ઉતારવી તેવી ગણતરી સાથે સુમીબહેન આ વખતે અહીં આવવા નીકળ્યા હતાં. પરંતુ દૂરથી વાત જેટલી સહેલી લાગે છે તેટલી નજીક આવતા વસમી લાગે છે. ભાભીમા તો કદાચ તૈયાર થાય, પણ દાક્તરસાહેબ એની તરફ ગતા શું કામ બતાવે? બહેનને લોહીની સગાઈ એટલે વળગે, પણ બનેવી? 'એ' મારું કેટલું બધું માન રાખે છે, પણ એમના ધંધાની વાત આવે છે ત્યારે ક્યારેય સાંભળે છે? અને એ સાંભળતા હોત તો મારે ભાભીમાને વિનવવા આવવાની જરૂર જ ક્યાં હતી? ધંધામાંથી વર્ષે હજારો રૂપિયા ઇન્કમટેક્ષમાં ભરવા પડે છે, તો ભાણાભાઈના બસો-પાંચસો પગાર તરીકે ઉપાડતાં શું તોટો પડવાનો હતો? પરંતુ પુરુષનું બંધારણ જ એવું ભગવાને ઘડ્યું છે કે એ ગમે તેટલો નરમ લાગે પણ એકાદ જગાએ તો ગજ જેવો રહેવાનો. દાક્તરસાહેબ પણ એ જ જગાએ વજ્ર જેવા નીકળ્યા તો ભાભીમાનું શું ચાલે?

સુમીબહેન મુંબઈથી નીકળ્યા ત્યારે ભાણાભાઈની દત્તકની દરખાસ્ત મૂકવાની ગણતરી સાથે રવાના થયા હતા, પરંતુ અહીં આવતા સુધીમાં એમણે વિચારી લીધું હતું કે એકદમ એની ઉતાવળ ન કરવી, પણ પ્રથમ પગલા તરીકે ભાણાભાઈ અહીં ઘુસાડી દેવો. એની તબિયત ત્યાં સારી રહેતી નથી અને દાક્તરોએ એને ગામડે રહેવાની ભલામણ કરી છે તે બહાનું કાઢવું. અહીં કોઈ ગમે તેટલો વખત રહે તેનો તો નહોતો વાંધો ભાભીમાને કે દાક્ટમા-બને. અને તે પછી ધીમેથી ભાણાભાઈની વહુને પણ અહીં ધકેલવી. ભાભીમાને ખબર ન પડે તેમ એની માયા લગાડવી અને હૃદયની

પણ નિરાંત. જમીનદારને ઘેર શોભે તેવો ભાણાભાઈનો રૂપાળો દેહ છે, ગામમાં મોટાઈ પ્રાપ્ત થાય તેવા કુળવાન ઘરનો નબીરો છે, અને ઘરનો વહીવટ સંભાળી શકે તેવી સુશીલ–ચપળ વહુ છે. પછી ભાભીમા શું કામ એમને સાથે ઘરનો ભાર નાખીને સુખશાંતિ ન ભોગવે? એમનો બોજો હળવો કરવા શાન્તાગૌરી કંઈ શહેરમાંથી આવવાનાં નથી અને જમીનના નવા કાયદા થઈ રહ્યા છે તેમાં જમીનની ટોચ બંધાતાં બાકીની જમીનના માલિક ખેડૂત થઈ જશે, તેના કરતાં મરતી ગાય બ્રાહ્મણને કૃષ્ણાર્પણ કરી પુણ્ય કમાવાની સીધી વાત એમને કેમ નથી સૂઝતી? અને ન સૂઝતી હોય તો તમારાં જેવાં મને કાયમ દબાણ કર્યા કરો છો, તો એમને શું કામ દબાણ નથી કરતાં? બહેનની સગાઈ શું દબાણ કરવા યોગ્ય નથી? વળી બંનેને ભાણાભાઈ માટે સરખું હેત હોવું જોઈએ. એમને અનુકૂળતા છે છતાં શું કામ હેત ન બતાવે?

સુમીબહેનને તો આ સાંભળતાં નવી દિશા ઊઘડી ગઈ હોય તેવું બન્યું. દાજીકુટુંબના વારસ તરીકે જ જાણે ભાણાભાઈના લેખ લખ્યા હોય તેમ એમને દેખાવા માંડયું. નાનાભાઈ એવા ઉમદા સ્વભાવના હતા કે દાજીસાહેબ ભાણાભાઈને દત્તક લઈને અર્ધી મિલકત આપે તો મનદુઃખ કરે તેવા ન હતા. વળી પોતે ગામડે જવાના ન હતા તે સંજોગોમાં ભાણાભાઈ ત્યાં રહીને દાજીસાહેબની પાછલી ઉંમરમાં સેવાચાકરી કરે તેનો પણ નાનાભાઈને બીજી રીતે સંતોષ થાય. આ દિશામાં એ જેમ જેમ વિચારતાં ગયાં તેમ તેમ ભાભીમા ઉપર એમને રોષ ચડતો ગયો. દિયરનાં મા બનતાં એમને પૂરેપૂરું આવડયું, પણ બહેનના દીકરાની મા બનવાની ખાસ્સી જરૂર હોવા છતાં તેનો એમને વિચાર જ નથી આવ્યો. ભાણાભાઈ બીજાં સગાની માફક દાજીકુટુંબમાં અવારનવાર રહી ગયા હતા, પરન્તુ આ

જ પોતાનું ઘર હતું તેવો ભાવ એને જન્મે તે સ્થિતિ ભાભીમાએ
સર્જી ન હતી.

ભાભીમાને કોઈ પણ હિસાબે આ વાત ગળે ઉતારવી તેવી
ગણતરી સાથે સુમીબહેન આ વખતે અહીં આવવા નીકળ્યા હતા.
પરંતુ દૂરથી વાત જેટલી સહેલી લાગે છે તેટલી નજીક આવતાં વસમી
લાગે છે. ભાભીમા તો કદાચ તૈયાર થાય, પણ દાક્તરસાહેબ એવી
તત્પરતા શું કામ બતાવે? બહેનને લોહીની સગાઈ એટલે ફાવે,
પણ બનેવી? 'એ' મારું કેટલું બધું માન રાખે છે, પણ એમના
ધંધાની વાત આવે છે ત્યારે ક્યારે ય સાંભળે છે? અને એ સાંભળતા
હોત તો મારે ભાભીમાને વિનવવા આવવાની જરૂર જ ક્યાં હતી?
ધંધામાંથી વરસે હજારો રૂપિયા ઇન્કમટેક્ષમાં ભરવા પડે છે, તો
ભાણાભાઈના બસો-પાંચસો પગાર તરીકે ઉધારવા શું નહોતા પરવડવાના
હતા? પરંતુ પુરુષનું બંધારણ જ એવું ભગવાને ઘડ્યું છે કે એ
ગમે તેટલો નરમ લાગે પણ એકાદ જગાએ તો વજ્ર જેવો રહે-
વાનો. દાક્તરસાહેબ પણ એ જ જગાએ વજ્ર જેવા નીકળ્યા તો
ભાભીમાનું શું ચાલે?

સુમીબહેન મુંબઈથી નીકળ્યા ત્યારે ભાણાભાઈની દત્તકની દર-
ખાસ્ત મૂકવાની ગણતરી સાથે રવાના થયા હતા, પરંતુ અહીં
આવતાં સુધીમાં એમણે વિચારી લીધું હતું કે એકદમ એની ઉતા-
વળ ન કરવી, પણ પ્રથમ પગલા તરીકે ભાણાભાઈ અહીં મૂકી
દેવો. એની તબિયત ત્યાં સારી રહેતી નથી અને દાક્તરોએ એને
ગામડે રહેવાની ભલામણ કરી છે તે બહાનું કાઢવું. અહીં કોઈ ગમે
તેટલો વખત રહે તેનો તો નહોતો વાંધો ભાભીમાને કે દાક્તરસાહે-
બને અને તે પછી ધીમેથી ભાણાભાઈની વહુને પણ અહીં ધકેલવી.
ભાભીમાને ખબર ન પડે તેમ એની માયા લગાડવી અને હૃદયની

સગાઈ બંધાયે દત્તકની દરખાસ્ત મૂકી કામ પાકું કરાવી લેવું.

ખરે સમયે આવ્યાં હતાં તે હર્ષથી નાનાભાઈના પત્રની ચર્ચામાં સુમીબહેને ઝંપલાવતાં કહ્યું : ' દાજીસાહેબ, તમારું જીવન અહીં ગયું એટલે તમને અહીંની મમતા હોય તે હું સમજું છું, પણ જે લોકોનું જીવન શહેરમાં વીત્યું હોય તમને અહીં પાછા આવવું તે મીઠા પાણીના માછલાને ખારાપાણીમાં મૂકવા બરાબર છે.'

દાજીસાહેબે એ સરખામણીનો અસ્વીકાર કરતાં કહ્યું : ' શહેરનું પાણી મીઠું ય નથી અને ખારું ય નથી, તે તો ગંધાતું પાણી છે.'

ભાભીસા વચ્ચે બોલી ઊઠયાં: ' સુમીબહેનનું પૂરું સાંભળશો કે નહિ ?'

ભાભીસાને સુમીબહેનની વાત ગળે ઊતરી હતી એવું કંઈ ન હતું. પરંતુ એમના લાડકા નાનાભાઈનો એ પક્ષ લેતાં હોય તેવું બોલ્યાં હતાં એટલે એ એમના પક્ષમાં બેસી ગયાં હતાં.

દાજીસાહેબ એમના સ્વભાવ પ્રમાણે કટાક્ષ કરતાં બોલ્યા : ' સુમીબહેન અને નાનાભાઈ શહેરની બાબાનાં સણકા છે તે મારું ક્યાં અજાણ્યું છે ?'

દાજીસાહેબ કટાક્ષ કરી એમના જમીનદારી સ્વભાવ ઉપર આવે ત્યારે એમની પાસેથી કામ કઢાવી લેવું સહેલું હોય છે તેમ માની સુમીબહેન પોતાના સ્વભાવ વિરુદ્ધ એ કટાક્ષ ઉપર વારી ગયાં હોય તેમ જોરશોરથી હસ્યાં અને ભાભીસાએ પણ જાણ્યેઅજાણ્યે તેમાં તાલ પુરાવ્યો. અને દાજીસાહેબ બગાસું ખાઈ તકિયે આડા પડ્યા.

## પ્રકરણ ચોથું

# મોહનના પગલાનો પડઘો

નરસિંહભાઈ દાજીકુટુંબનું માન જાળવતા હતા તેનું ગૌરવ ભાભીમા જે વખતે લઈ રહ્યા હતા ત્યારે એમને એ ખબર ન હતી કે મોહન વાળંદ જેવાએ આ ગૌરવનો ભંગ આજે જ કર્યો હતો. દાજીસાહેબ એ કડવો ઘુંટડો મો બગાડયા વિના ગળી ગયા હતા. એમની જગ્યાએ બીજે ગામ આગેવાન હોત તો ત્યાં જ હો-હો કરી મૂકી હોત. પરંતુ એમ કરવાથી પોતાનું વધુ ગૌરવભંગ થાય એ એમની ધ્યાન બહાર ન હતું. આમ એ ચૂપ રહ્યા તેથી હોન્હા ન થઈ તે સાચું, પણ ગામમા ગૂપચૂપ વાતો તો વહેતી થઈ ગઈ હતી. જેમણે એ પ્રસંગ નજરે જોયો હતો તેમને મન આ નાના-સૂના મમાચાર ન હતા. એમાનો કોઈ છાપાનો ખબરપત્રી હોત તો એણે તરત 'પછાત વર્ગે તોડેલી ગુલામીની બેડીઓ' એવા ચમકદાર મથાળા સાથે સમાચાર રવાના કરી દીધા હોત!

નરસિંહભાઈ સાજે તાલુકાના ગામેથી ઘેર આવ્યા ત્યારે એમને બસ સ્ટેન્ડ પર એ સમાચાર મળ્યા. મોહન તાલુકાના ગામે જે બસમાથી ઊતર્યો, તેમા નરસિંહભાઈ તરત બેઠા હતા. એમણે એને બસમાથી ઊતરીને જતો જોયો હતો. એના મો ઉપર કોઈ જાતનો ફેરફાર એમને દેખાયો ન હતો. એવો બળવો કરવાથી એ પસ્તાતો હોય, તેમ એની ચાલ ઉપરથી દેખાયું ન હતું. દાજીકુટુંબની મોટાઈને

વ્યવહારમાં સૌ માન આપતું હતું, પરંતુ અંદરથી મોટા ભાગને ઘૃણા હતી. જાણે એ કુટુંબનો સૌને વણછો ન લાગતો હોય તેમ ખૂંચતું હતું. વળી દાજીસાહેબ આ ગામમાં રહેતા હતા છતાં ગામના મૂળ વતની ન હતા તેમાં ગૌરવ માનતા હતા. ગામમાં રહીને એ જમીનદાર તરીકે ખેતીનો રસકસ ચૂસી જતા હતા તેમ સમાજમાં રહીને એ પ્રતિષ્ઠાનો મોભો સૌનો ઝૂંટવી લેતા હતા. બદલામાં ગામને એમના તરફથી વણછો મળતો હતો.

આનો રોષ નરસિંહભાઈમાં ભારોભાર હતો. છતાં એ અંગ્રેજ સત્તા સામે બળવો કરી શક્યા હતા, પણ દાજીસાહેબની સામાજિક પ્રતિષ્ઠા સામે આજ સુધી બળવો કરી શક્યા ન હતા. દાજીકુટુંબને માન આપવા પાછળ એમની મનની મોટાઈ ન હતી પણ લઘુગ્રંથિ હતી. એથી જ મોહને દાજીસાહેબની આજ્ઞાનો અનાદર કર્યો તે જાણતાં એમણે છૂપો આનંદ અનુભવ્યો. જે અનાદર મોહને નાની વાતમાં કર્યો, તે પોતે કટોકટીની ક્ષણે પણ નહોતા કરી શક્યા અને જાણે પોતાને એથી અપમાન ન થયું હોય તેમ આજ સુધી સહી લીધું હતું તેની સામટી નાલેશી અત્યારે એમને ડંખી રહી.

દાજીકુટુંબના આ ગામના નજીકના પિત્રાઈ રણજીતભાઈ પણ પોતાની પ્રતિષ્ઠા દાજીસાહેબની સમકક્ષાએ હતી એમ માનીને ચાલતા હતા. છઠ્ઠી પેઢીએ જ્યારે દાજીકુટુંબે વારસદાર દત્તક લીધો ત્યારે એ મિલકત નિર્વારસા થઈ હોત તો રણજીતભાઈના પૂર્વજોને મળી હોત. દત્તક લેવાથી એમનો એ હક ડૂબતો હતો તેમ માની એ કુટુંબને સંતોષવા ખાતર પચ્ચાસ વીઘાં જમીન બક્ષીસ તરીકે દાજીકુટુંબે આપી હતી. એ ગણતરીએ કે બહારગામનો ભાણેજ ગાદી ઉપર આવે તેને પિત્રાઈની ઓથ હોય તો કુટુંબની શોભા ગણાય–મોર પીંછાથી રળિયામણો એ અર્થમાં. પિત્રાઈઓને આમ તો વેર-

ભાઈ વગેરે ખાનગી જ ગણાય, છતાં એ હકીકત વેવાઈએ નરસિંહ-
ભાઈને કહી એટલું જ નહિ પણ એ ઘેર જ દીકરીનો વિવાહ
નક્કી કર્યો. નરસિંહભાઈનો દીકરો ડૉક્ટર થયો હતો. એ પોતે
કોંગ્રેસના કાર્યકર હતા અને જિલ્લાના મંત્રી હતા. કોંગ્રેસની અંદર
પણ જ્યારે પક્ષો ઊભા થતા અને સાચી પરિસ્થિતિ શું છે તેનો
ક્યાસ સરદાર સાહેબને જરૂર કાઢવાની ઊભી થતી ત્યારે એ નર-
સિંહભાઈને પૂછતા અને તેમની વાતને વજૂદ આપતા. આવી
પ્રતિષ્ઠા જેણે પ્રાપ્ત કરી હતી તેને કન્યા આપવામાં વેવાઈ વાંધો
જોતા ન હતા. વળી દીકરો તેજસ્વી હતો એટલે સરદાર સાહેબની
કૃપા થાય તો કોઈ સ્કૉલરશીપની સહાયથી પરદેશ આગળ અભ્યાસ
કરી નામ કાઢવાની પણ પૂરેપૂરી તક હતી. આવો જમાઈ ગુમાવ-
વાની વેવાઈની ઇચ્છા ન હતી એટલે એમણે રણજીતભાઈના વિરોધ

છતાં વિવાહ કર્યો. વધુમાં વધુ એ લગ્નમાં નહિ આવે કે બીજું ! આ ઘા થોડા વખતમાં ભૂંસાઈ જશે એમ બિચારા વેવાઈએ માન્યું હતું, પરંતુ રણજીતભાઈએ અઢારમી સદીને શોભે તેવું પગલું ભર્યું. બે બાળકોની માતા થએલી પુત્રવધૂને જાકારો આપ્યો, પિયર વિદાય કરી દીધી અને પોતાના પુત્રને ઘડિયાં લગ્ન લે તેમ તાબડતોબ ફરી પરણાવી દીધો !

નરસિંહભાઈને માટે આ જેવું તેવું અપમાન ન હતું. એ અંદરથી સમસમી ગયા પણ બળવો કરીને દાજીકુટુંબ સાથેનો સંબંધ તોડી શક્યા ન હતા. દાજીસાહેબને આ પગલા સાથે સીધો સંબંધ ન હતો એ સાચું, પરંતુ એમનો વિરોધ હોય તો રણજીતભાઈ ડગ ન માંડી શકે તે પણ એટલું સાચું હતું. નરસિંહભાઈ દાજીસાહેબને વિનંતી કરવા પણ ગયા હતા—આ સારું થતું નથી, એક સ્ત્રીનો આવી રીતે ભોગ લેવાય તે આપણા સૌને માટે શરમભર્યું છે, આટલી હદનું એક સ્ત્રીને નુકસાન થશે તેવી મને જો ખબર હોત તો દીકરાને મેં પરણાવ્યો ન હોત. દાજીસાહેબે બહારથી સહાનુભૂતિ બતાવી હતી પણ 'મારું એ માનતો નથી.' એમ કહી છૂટી પડ્યા હતા.

નરસિંહભાઈ બસ સ્ટેન્ડથી ઘેર આવ્યા ત્યારે એમની સમક્ષ પોતાની કરુણ લાચારીનું એક ચિત્ર અને મોહને સહેજ પણ લાચાર ન બનવાની બતાવેલી તૈયારીનું ચિત્ર સામસામે ટીંગાઈને ઊભાં હતાં. પોતાનો દીકરો તે પછી પરદેશ જઈ આવ્યો, આજે મુંબઈમાં સારામાં સારી પ્રેક્ટીસ ચાલતી હતી. વેવાઈને કન્યા આપવા બદલ પસ્તાવાનો એકે ય પ્રસંગ આવ્યો ન હતો. એ વાતને દસ વર્ષ થઈ ગયાં, રણજીતભાઈને હજી પસ્તાવો થયો હોય તેવું બન્યું ન હતું. નવી પુત્રવધૂને ય બાળકો હતાં. એ લગ્ન થયું ન થયું થનાર ન હતું,

વળી એ વખતે મુંબઈ રાજ્યમાં તો એકપત્નીવ્રતનો કાયદો હતો એટલે તે લગ્ન સામે કેસ પણ થઈ શક્યો હોત. છતાં એવું કંઈ પગલું ન ભરનાર કન્યાપક્ષની રણછોડભાઈને દયા સુદ્ધાં આવતી ન હતી. પુત્રવધૂને કંઈ ગુના વિના શિક્ષા કરી દીધી તો ભલે તેને હવે તેઓએ એવી કંઈ સજ્જનતા એમણે બતાવી ન હતી.

આ ઘા નરસિંહભાઈનો રુઝાયો ન હતો, પરંતુ અંગત વેર-ઝેર જાહેરક્ષેત્રે ન લાવવું, તેમ માની એમણે એ કુટુંબો સાથે વ્યવહાર તોડ્યો ન હતો. દરબારગઢ પાસે ૧૯૪૭ની ૧૫મી ઓગસ્ટે એમણે ધ્વજવંદન કરાવ્યું ત્યારે એમના નિકટના મિત્રો અને કોંગ્રેસની હાકલમાં સાથ આપનાર વર્ગે એમને ટોક્યા હતા—જેમણે ક્યારેય આઝાદીની લડતમાં સાથ આપ્યો નથી તેમને હાથે ધ્વજવંદન કરાવવું, એ શોભાસ્પદ ખરું? પરંતુ એવી ઉદારતા જ સ્વરાજ્ય પછી સુરાજ્યના ઘડતર માટે જરૂરી હતી તેમ નરસિંહભાઈએ એ મિત્રોને જવાબ આપેલો. કેળવણી મંડળના પ્રમુખ રણછોડભાઈ હોય અને મંત્રી તરીકે નરસિંહભાઈ રહે તે પણ નાનીસૂની વાત ન હતી. મિત્રોએ તે વખતે પણ ટકોર કરી હતી—જે પોતે કેળવાયા નથી તેના પ્રમુખ સાથે તમે શી રીતે ગોઠવાશો? નરસિંહભાઈની જાણ બહાર આ ઓછું હતું? પરંતુ ગામમાં હાઈસ્કૂલનું મકાન બાંધવું હોય, શાળાના વાર્ષિક ખર્ચને પહોંચી વળવું હોય તો સ્થાનિક પરિસ્થિતિને વશ વર્તી ગરજથી કામ કરવું જોઈએ, તેમ માની એમણે અંગત મનઃદુઃખને વચ્ચે આણ્યું ન હતું.

તેમાં વેવાઈને કાજે પણ જશ જતો હતો. બે બાળકોના માતા થયેલી દીકરીને ત્યક્તા બની પિયર રહેવું પડે તેનું દુઃખ માબાપને કેટલું હોય! અને જેને કારણે એ બન્યું તે નરસિંહભાઈ જ એમની સાથે વ્યવહાર રાખે ત્યારે વેવાઈને દુઃખ થયા વિના શી

રીતે રહે? પરંતુ વેવાઈ જાહેર કાર્યકરનાર પુરુષની સ્થિતિ સમજતા હતા. એથી નરસિંહભાઈને સામે ચાલીને એમણે કહ્યું હતું કે મને એથી કંઈ માઠું લાગવાનું નથી. એ ભલે મોટા થઈને મોટાઈ બતાવી ન શક્યા. આપણે તેમના જેવું નથી થવું.

નરસિંહભાઈની ઊંડે ઊંડે એ ગણતરી પણ હતી કે પોતે આ રીતે વર્તશે તો ક્યારેક રણજીતભાઈને પસ્તાવો થશે અને બાજી પૂરી સુધરે તેવી તો નથી રહી, પણ અર્ધી ય સુધરશે ખરી. આવા ઉદ્ધત વર્તન પાછળ કુળવાનશાહી ભલે કામ કરતી દેખાય, પણ બેઠાડુ જિંદગી અને બેઠી આવકથી થતું ભરણપોષણ એ એના મૂળમાં રહેલાં હતાં એમ નરસિંહભાઈને વસી ગયું હતું. ગણોત-ધારા દ્વારા જમીનદારી નાબૂદીનો હેતુ કોંગ્રેસ પક્ષે રજૂ કર્યો ત્યારે એમાં સૌથી ઉત્સાહપૂર્વક ટેકો આપનારમાં નરસિંહભાઈ મોખરે હતા. જમીનદારી નાબૂદીથી ગરીબ ખેડૂતોનું ભલું થશે એ હેતુ જે મુખ્ય હતો, તેને બદલે બેઠાડુ વર્ગની સાન ઠેકાણે આવશે તે લાભ એમને મુખ્ય જણાતો હતો. રણજીતભાઈનો દીકરો જમીન-દારી ઉપર નભતો ન હોત તો એ બાપથી દબાયેલો ઓશિયાળો ન હોત. બહાર એ ધંધે હોત તો સ્વતંત્ર રીતે જીવવાને કારણે એ બીજું લગ્ન કરવાનો ઇન્કાર કરી શક્યો હોત. પત્ની સાથે એને અણબનાવ નહોતો, એની અંતરની ઇચ્છા પ્રમાણે વર્તવાનું હોત તો એ ફરી પરણ્યો ન હોત અને આજે પણ એ સ્વતંત્ર હોત તો વહુને તેડ્યા વગર રહે નહિ. દાજીસાહેબની પણ ગામમાં જે ગોલ-ગોલા હતી તે કુટુંબની પ્રતિષ્ઠા ઉપરાંત મોટી મિલકત હતી. તેમાં પેઢીઓથી ભાગ નહોતા પડ્યા તેને બદલે જો એ પચ્ચીસ વરસમાં મિલકત વહેંચાઈ ગઈ હોત તો હવેલીના ઓરડે ઓરડે જુદા ચૂલા થયા હોત. કુદરતે ભલે એ મિલકત ન વહેંચી, પણ કાયદાથી હવે

એ ખેડૂતોમાં વહેંચાઈ જાય તો ગામ ઉપરથી હવેલીનો વગુડો દૂર થઈ જાય. કૉંગ્રેસે જમીનની નવી નીતિનો સ્વીકાર કરી ગણોતધારો ઘડવાનો નિર્ણય લીધો ને કમિટિમાં નરસિંહભાઈનો સમાવેશ કરવામાં આવ્યો અને એ કમિટિમાંથી સબકમિટિ ચૂંટાઈ તેમાં પણ નરસિંહભાઈ હતા. તેમણે જ આ કાયદાનો ખરડો લગભગ તૈયાર કર્યો હતો. તે વખતે એમની સમક્ષ ગરીબ ખેડૂતોના હિત કરતાં જમીનદારીના દૂષણો મુખ્ય હતાં.

આ કાયદાની અસર તો લાંબે ગાળે થવાની હતી પણ પોતાના વર્તનની અસર વેળાસર થયા વગર નહિ રહે તે ગણતરી નરસિંહભાઈની ખોટી પડી હતી તેવું દુઃખદ ભાન એમને મોહનનો પ્રસંગ જાણ્યા બાદ થયું. દસ વર્ષનો ગાળો એ કંઈ નાનો ન કહેવાય. સ્વરાજ્ય આવ્યા પછી ત્રણ વર્ષ થઈ ગયાં. આ ત્રણ વર્ષમાં તો કૉંગ્રેસ સરકાર સત્તા ઉપર હતી એટલે એકલે હાથે ગામના કામો પાર પાડી શક્યા હોત, તેમ નરસિંહભાઈને પગપૂરી ખાતરી હતી. હાઈસ્કૂલનું મકાન બંધાઈ ગયું હતું. વિદ્યાર્થીઓની સંખ્યા વધી હતી. સરકારની મદદ પણ વધી હતી. મુકુંદભાઈને કેળવણીમંડળના પ્રમુખ હવે ગોળાના ગાડિયા તરીકે ગણ્યા હતા, છતાં એમના હૃદયમાં કોઈ સંવેદનપૂર્ણ પડઘો પડ્યો ન હતો. એનો અર્થ તો એવા લોકોની કાનપટી પકડવામાં ન આવે ત્યાં સુધી એમની સાન ઠેકાણે આવે નહિ. હાઈસ્કૂલને પોતે ભિન્ન હક્કનું માન આપ્યું ગણ્યું હતું તેનું પણ શું પરિણામ આવ્યું હતું? મુકુંદભાઈને હજુ જો આંખ ઉઘડી ન હોય તો એમની કસૂર નથી કે એ ચેતવે? બન્ને એમ જ માનતા હશે કે પોતાની ગોદમાં નરસિંહભાઈ ન્યાય છે. કૉંગ્રેસના બળે એ મોટા આગેવાન હોય અને લોકો ભયે એમને માન આપતા હોય, પણ અમારા એ દાખલા જેવા બંધાયેલા છે!

રીતે રહે? પરંતુ વેવાઈ જાહેર કાર્યકરનાર પુરુષની સ્થિતિ સમજતા હતા. એથી નરસિંહભાઈને સામે ચાલીને એમણે કહ્યું હતું કે મને એથી કંઈ માઠું લાગવાનું નથી. એ ભલે મોટા થઈને મોટાઈ બતાવી ન શક્યા. આપણે તેમના જેવું નથી થવું.

નરસિંહભાઈની ઊંડે ઊંડે એ ગણતરી પણ હતી કે પોતે આ રીતે વર્તશે તો ક્યારેક રણજીતભાઈને પસ્તાવો થશે અને બાજી પૂરી સુધરે તેવી તો નથી રહી, પણ અર્ધીય સુધરશે ખરી. આવા ઉદ્ધત વર્તન પાછળ કુળવાનશાહી ભલે કામ કરતી દેખાય, પણ એઠાડું જિંદગી અને એઠી આવકથી થતું ભરણપોષણ એ એના મૂળમાં રહેલાં હતાં એમ નરસિંહભાઈને વસી ગયું હતું. ગણોત-ધારા દ્વારા જમીનદારી નાબૂદીનો હેતુ કોંગ્રેસ પક્ષે રજૂ કર્યો ત્યારે એમાં સૌથી ઉત્સાહપૂર્વક ટેકો આપનારમાં નરસિંહભાઈ મોખરે હતા. જમીનદારી નાબૂદીથી ગરીબ ખેડૂતોનું ભલું થશે એ હેતુ જે મુખ્ય હતો, તેને બદલે એઠાડું વર્ગની સાન ઠેકાણે આવશે તે લાભ એમને મુખ્ય જણાતો હતો. રણજીતભાઈનો દીકરો જમીન-દારી ઉપર નભતો ન હોત તો એ બાપથી દબાયેલો ઓશિયાળો ન હોત. બહાર એ ધંધે હોત તો સ્વતંત્ર રીતે જીવવાને કારણે એ બીજું લગ્ન કરવાનો ઇન્કાર કરી શક્યો હોત. પત્ની સાથે એને અણબનાવ નહોતો, એની અંતરની ઇચ્છા પ્રમાણે વર્તવાનું હોત તો એ ફરી પરણ્યો ન હોત અને આજે પણ એ સ્વતંત્ર હોત તો વહુને તેડ્યા વગર રહે નહિ. દાજીસાહેબની પણ ગામમાં જે બોલ-બોલા હતી તે કુટુંબની પ્રતિષ્ઠા ઉપરાંત મોટી મિલકત હતી. તેમાં પેઢીઓથી ભાગ નહોતા પડ્યા તેને બદલે જો એ પચ્ચીસ ઘરમાં મિલકત વહેંચાઈ ગઈ હોત તો હવેલીના ઓરડે ઓરડે જુદા ચૂલા થયા હોત. કુદરતે ભલે એ મિલકત ન વહેંચી, પણ કાયદાથી જો

એ ખેડૂતોમાં વહેંચાઈ જાય તો ગામ ઉપરથી હવેલીનો વરુડો દૂર થઈ જાય. કોંગ્રેસે જમીનની નવી નીતિનો સ્વીકાર કરી ગણોતધારો ઘડવાનો નિર્ણય લીધો તે કમિટિમાં નરસિંહભાઈનો સમાવેશ કરવામાં આવ્યો અને એ કમિટિમાંથી સબકમિટિ ચૂંટાઈ તેમાં પણ નરસિંહભાઈ હતા. તેમણે જ આ કાયદાનો ખરડો લગભગ તૈયાર કર્યો હતો. તે વખતે એમની સમક્ષ ગરીબ ખેડૂતોના હિત કરતા જમીનદારીના દૂષણો મુખ્ય હતા.

આ કાયદાની અસર તો લાંબે ગાળે થવાની હતી પણ પોતાના વર્તનની અસર વેળાસર થયા વગર નહિ રહે તે ગણતરી નરસિંહભાઈની ખોટી પડી હતી તેવું સ્પષ્ટ ભાન એમને મોહનનો પ્રસંગ બન્યા પછી થયું. દસ વર્ષનો ગાળો એ કંઈ નાનો ન કહેવાય. સ્વરાજ્ય આવ્યા પછી ત્રણ વર્ષ થઈ ગયાં. આ ત્રણ વર્ષમાં તો કોંગ્રેસ સરકાર સત્તા ઉપર હતી એટલે એકલે હાથે ગામના કાંઈ પાર પાડી શક્યા હોત, તેમ નરસિંહભાઈને પરેપૂરી ખબર હતી. હાઈસ્કૂલનું મકાન બંધાઈ ગયું હતું. વિદ્યાર્થીઓની સંખ્યા વધી હતી. સરકારની મદદ પણ વધી હતી. મગનભાઈને કેળવણીમંડળના પ્રમુખ હવે શોભાના ગાંઠિયા તરીકે રાખ્યા હતા, છતાં એમના હૃદયમાં કોઈ સંવેદનાનો પડઘો પડ્યો ન હતો. એનો અર્થ તો એવો લોકોની કાનપટી પકડવામાં ન આવે ત્યાં સુધી એમની સાન ઠેકાણે આવે નહિ. દાક્તરસાહેબને પોતે ભિન્ન હકનું માન આપે ગમ્યું હતું તેનું પણ કેવું પરિણામ આવ્યું હતું! મગનભાઈને હજુ બે આંખ દેખાતી ન હોય તો એમની ફરજ નથી કે એ ચેતવે? બન્ને એમ જ માનતા હતા કે પોતાની ગેરમાં નરસિંહભાઈ નડે છે. કોંગ્રેસના ભયે એ મોટા આગેવાન હોય અને લોકો ભયે એમને માન આપતા હોય, પણ અમારા એ દયાના મેવા મળાયેલા છે!

રીતે રહે? પરંતુ વેવાઈ જાહેર કાર્યકરનાર પુરુષની સ્થિતિ સમજતા હતા. એથી નરસિંહભાઈને સામે ચાલીને એમણે કહ્યું હતું કે મને એથી કંઈ માઠું લાગવાનું નથી. એ ભલે મોટા થઈને મોટાઈ બતાવી ન શક્યા. આપણે તેમના જેવું નથી થવું.

નરસિંહભાઈની ઊંડે ઊંડે એ ગણતરી પણ હતી કે પોતે આ રીતે વર્તશે તો ક્યારેક રણજીતભાઈને પસ્તાવો થશે અને બાજી પૂરી સુધરે તેવી તો નથી રહી, પણ અર્ધીય સુધરશે ખરી. આવા ઉદ્ધત વર્તન પાછળ કુળવાનશાહી ભલે કામ કરતી દેખાય, પણ બેઠાડું જિંદગી અને બેઠી આવકથી થતું ભરણપોષણ એ એના મૂળમાં રહેલાં હતાં એમ નરસિંહભાઈને વસી ગયું હતું. ગણોત-ધારા દ્વારા જમીનદારી નાબૂદીનો હેતુ કોંગ્રેસ પક્ષે રજૂ કર્યો ત્યારે એમાં સૌથી ઉત્સાહપૂર્વક ટેકો આપનારમાં નરસિંહભાઈ મોખરે હતા. જમીનદારી નાબૂદીથી ગરીબ ખેડૂતોનું ભલું થશે એ હેતુ જે મુખ્ય હતો, તેને બદલે બેઠાડું વર્ગની સાન ઠેકાણે આવશે તે લાભ એમને મુખ્ય જણાતો હતો. રણજીતભાઈનો દીકરો જમીન-દારી ઉપર નભતો ન હોત તો એ બાપથી દબાયેલો ઓશિયાળો ન હોત. બહાર એ ધંધે હોત તો સ્વતંત્ર રીતે જીવવાને કારણે એ બીજું લગ્ન કરવાનો ઇન્કાર કરી શક્યો હોત. પત્ની સાથે એને અણબનાવ નહોતો, એની અંતરની ઇચ્છા પ્રમાણે વર્તવાનું હોત તો એ ફરી પરણ્યો ન હોત અને આજે પણ એ સ્વતંત્ર હોત તો વહુને તેડ્યા વગર રહે નહિ. દાજીસાહેબની પણ ગામમાં જે બોલ-બાલા હતી તે કુટુંબની પ્રતિષ્ઠા ઉપરાંત મોટી મિલકત હતી. તેમાં પેઢીઓથી ભાગ નહોતા પડ્યા તેને બદલે જો એ પચ્ચીસ ઘરમાં મિલકત વહેંચાઈ ગઈ હોત તો હવેલીના ઓરડે ઓરડે જુદા ચૂલા ...યા હોત. કુદરતે ભલે એ મિલકત ન વહેંચી, પણ કાયદાથી જો

પોતાને નહિ બોલાવ્યા હોય!

મોહન ઓફિસે આવ્યો ત્યારે નરસિહભાઈની રૂમમા કોઈ નહોતુ. હોત તોપણ એમણે એને બહાર જવા કહ્યુ હોત. દાજી-સાહેબની વિરુદ્ધની વાતમા રસ હોવા છતા એ વાત એમને કાને પહોચે તેમ એ ઇચ્છતા ન હતા. મોહનને ખુરશી ઉપર બેસવાની સૂચના કરતા એમણે કહ્યુ' ' 'બેસ,' અને ધીરજ ન જાળવતા સાથે જ પૂછી નાખ્યુ': 'ગઈ કાલે દાજીસાહેબ સાથે શુ બન્યુ' હતુ'?'

કોગ્રેસ હાઉસમા આ રીતે મળવાનુ' મોહનને પ્રથમ બન્યુ' હતુ' બાકી નરસિહભાઈ રસ્તામા મળી જાય તો કે રસ્તે જતાં હેર કટીંગ સલૂનમા એ ઊભો હોય અને નજર એક થઈ જાય તો પોતાના ગામના તાલુકામા અને જિલ્લામા કોગ્રેસના આગેવાન હતા તેનુ મોહન ગૌરવ લેતો હતો અને આદરથી સલામ કરી કાકાનુ' સબોધન કરતો હતો. એમનામા પાટીદારિયા ખાટાઈ નહોતી તેવી એને છાપ હતી. તેમાં ય એને સમકક્ષ ગણી તરત ખુરસી ઉપર બેસવાનુ કહ્યુ' એટલે તેના સ્વમાનમા ભરતી ચડી એ ભરતીના ઉત્સાહમા પ્રશ્નનો જવાબ આપવાને બદલે એણે બીજી વાત કરવા માડી: 'કાકા, તમે દાજીકુટુબની જોહુકમીથી ક્યાં અજાણ છો? તમે સજ્જન અને ઉદાર માણસ છો એટલે કડવો ઘૂટડો ગળી શકો, બાકી મોટાભાઈના લગન વખતે એમણે જે અઘટિત આચરણ કર્યુ' છે, તે તમારી જગાએ બીજો હોય તો માફ ન કરે એમાથી સાત પેઢીનાં વેર બધાય. છતા તમે દરિયાવ દિલ રાખ્યુ તેની જ શી કદર કરી? ગણોતકાકા હજુ ય વહુને તેડતા નથી, એમની જોહુકમી સ્વરાજ્ય આવ્યા પછી ય વેઠી લેવી પડે તો પછી પરદેશી ગુલામી ગઈ છતાં આગેવાનોની ગદ્દી એવુ' જ ગણાય ને?'

દુઃખમા ય માણસનુ' મો મલકી જાય છે તેમ નરસિહભાઈના

મોહનના આ નાના સરખા પ્રસંગથી એમના મન ઉપર એવી ચોટ લાગી કે એ બેચેન થઈ ગયા એટલું જ નહિ, પણ બીજે દિવસે એ તાલુકાના સ્થળ ઉપર ગયા ત્યારે એમણે કોંગ્રેસ હાઉસની ઓફિસમાંથી એક જણને મોહનને બોલાવવા મોકલ્યો. મોહનને તેડું આવતાં તરત ખ્યાલ આવી ગયો કે દાજીસાહેબે એમને ફરિયાદ કરી હશે એટલે ઠપકો આપવા એમણે પોતાને બોલાવ્યો હશે. નરસિંહભાઈમાં પાટીદારિયા જોહુકમી ન હતી તેનો એને ખ્યાલ હતો એટલે 'આવું છું' એમ કહીને આવનારને એણે વિદાય કર્યો, પરંતુ એની વિચારમાળા અટકી નહિ. જે પ્રસંગ બસ સ્ટેન્ડે બન્યો તે એણે ઘેર જઈને બાપને કહ્યો ન હતો. એમાં શું કહેવાનું હતું, પોતે એને કંઈ મહત્ત્વ આપતો નથી તેમ બતાવવા એ ચૂપ રહ્યો હતો. એ સાંજનો ઘેરથી નીકળ્યો ત્યાં સુધી ઘરમાં માબાપને ખબર પડી ન હતી. પછી કંઈ બન્યું હશે? મારી ગેરહાજરીમાં બાપ ઉપર રોષ ઊતર્યો હશે? નરસિંહભાઈ ખોટાનો પક્ષ લે એવા નથી, ત્યારે શું એવું કંઈ બન્યું હશે કે એ કહેવા મને બોલાવતા હશે? માબાપને એ અંગે કંઈ વેઠવું પડે તો પોતાના ઉપર આશીર્વાદ ઊતર્યો તેમ પણ મોહનને ક્ષણવાર થયું. એ કેટલા ય વખતથી પિતાને કહેતો કે તમે મારી સાથે તાલુકાના ગામ ઉપર આવી જાઓ. તમને કામ કર્યા વગર ન ગમે તો હું તે ય ગોઠવી આપીશ. હેરકટિંગ સલુનમાં જીવ ન ગોઠે તો એવા ય ઘરાક મળી રહેશે કે જેમને ઘેર જઈને હજામત કરી આવજો. પરંતુ ગામડામાં વસવાયા તરીકે ઓશિયાળું જીવવાનું છોડી દ્યો. બાપ વતન છોડી ક્યાં ય જવા તૈયાર ન હતા. આથી જો દાજીસાહેબની એમના ઉપર ખફા નજર થાય અને ગામ છોડવું પડે તો ભગવાને વૈરભાવે મહેર કરી ગણાય. એવા કોઈ શુભ સમાચાર આપવા તો નરસિંહભાઈએ

પોતાને નહિ બોલાવ્યા હોય!

મોહન ઑફિસે આવ્યો ત્યારે નરસિંહભાઈની રૂમમા કોઈ નહોતુ. હોત તોપણ એમણે એને બહાર જવા કહ્યુ હોત. દાજી-સાહેબની વિરુદ્ધની વાતમા રસ હોવા છતા એ વાત એમને કાને પહોંચે તેમ એ ઇચ્છતા ન હતા. મોહનને ખુરશી ઉપર બેસવાની સૂચના કરતા એમણે કહ્યુ · 'બેસ,' અને ધીરજ ન જાળવતા સાથે જ પૂછી નાખ્યું: 'ગઈ કાલે દાજીસાહેબ સાથે શું બન્યુ હતુ'?'

કૉંગ્રેસ હાઉસમા આ રીતે મળવાનુ મોહનને પ્રથમ બન્યું હતુ'. બાકી નરસિંહભાઈ રસ્તામા મળી જાય તો કે રસ્તે જતા હેર કટીગ સલૂનમા એ ઊભો હોય અને નજર એક થઈ જાય તો પોતાના ગામના તાલુકામા અને જિલ્લામા કૉંગ્રેસના આગેવાન હતા તેનુ' મોહન ગૌરવ લેતો હતો અને આદરથી સલામ કરી કાકાનુ' સંબોધન કરતો હતો. એમનામા પાર્ટીદારિયા ખાટાઈ નહોતી તેવી એને છાપ હતી. તેમા ય એને સમક્ષ ગણી તરત ખુરશી ઉપર બેસવાનુ' કહ્યુ' એટલે તેના સ્વમાનમા ભરતી ચડી એ ભરતીના ઉત્સાહમાં પ્રશ્નનો જવાબ આપવાને બદલે એણે બીજી વાત કરવા માંડી. 'કાકા, તમે દાજીકુટુંબની જોહુકમીથી ક્યા અજાણ્યુ છો? તમે સજ્જન અને ઉદાર માણસ છો એટલે કડવો ઘૂંટડો ગળી શકો, બાકી મોટાભાઈના લગન વખતે એમણે જે અઘટિત આચરણ કર્યું છે, તે તમારી જગાએ બીજો હોય તો માફ ન કરે. એમાથી સાત પેઢીના વેર બધાય. છતાં તમે દરિયાવ દિલ રાખ્યુ તેની જ શી કદર કરી? ગણુજીતકાકા હજુ ય વહુને તેડતા નથી, એમની જોહુકમી સ્વરાજ્ય આવ્યા પછી ય વેઠી લેવી પડે તો પછી પરદેશી ગુલામી ગઈ ગણા આગેવાનોની રહી એવુ' જ ગણાય ને?'

દુ:ખમા ય માણસનુ' મો મલકી જાય છે તેમ નરસિંહભાઈના

છે તેને લીધે. પછી અમને તો વસવાયામાં ગણી વાસીદામાં વળી કાઢે એમાં શી નવાઈ? અને બહારગામ ખુમારીથી રહી શકાતું હોય એવાએ વાસીદાનો પૂંજો થઈને ગામમાં શું કામ પડી રહેવું?'

પોતે કોંગ્રેસમાં નેતા હોવા છતાં ગામના બડેખાં ગણાતા નથી, તે સત્ય મોહનને મોંએ સાંભળવું નરસિંહભાઈને રૂચ્યું નહિ. એને સામે ચાલીને મળવા બોલાવ્યો અને જે બની ગયું તેની પૂછપરછ કરી તે યોગ્ય થયું નથી તેમ એમને તરત લાગી ગયું. મોહને પોતાની વાત કરવાને બદલે નરસિંહભાઈને એ કયી નજરે જોતો હતો તે જ વાત વધુ કરી હતી. આ જ વાત એમના સાથીઓ પણ કરતા હતા, પરંતુ મોહનને મોંએથી એ સાંભળવાની એમની તૈયારી ન હતી, અને તે પોતાને માટે મોભાભર્યું પણ ન હતું. વાળંદને ભલે એ હલકો ગણી તુચ્છકારે નહિ, પણ એ સમોવડિયો બની પોતાનું મૂલ્ય આંકે તે ગૌરવભર્યું શી રીતે કહેવાય?

વાતને કાપી નાખી, પોતાની ભૂલ સુધારી, મોહનને એમણે તરત વિદાય કરી દીધો. જીવનમાં એ ક્યારે ય આટલા નીચા ઊતર્યા ન હતા. બીજી રીતે સારું થયું તેમ એમણે સંતોષ લીધો. પોતે વતનમાં વાળંદની નજરમાં પણ કેવા ઊણા લાગતા હતા, તેનું પ્રત્યક્ષ પારખું થયું અને એ ઊણાપણું જો ટાળવું હોય તો સજ્જનપણાનું વર્તન પૂરતું ન હતું. પોતાનું કોઈ અપમાન કરે તો એની સાન ઠેકાણે લાવી શકે છે, તેવી પ્રતીતિ લોકોને થાય તો જ પોતે ગામના લોકોની નજરમાં મોભો પ્રાપ્ત કરે. મોહન જે મોઢામોઢ બોલી ગયો, તે જ બીજા લોકોના મનમાં હશે. અને મારા અંતરતમમાં પણ એ જ ઘા ક્યાં દઝતો ન્હો?

પુત્રવધૂને તેડવી પડે ત્યારે જ ગણાય. રઘુકુળભાઈ જેવા જિદ્દી અને ક્રોધી પુરુષ મકોડાની માફક તટી જાય પણ પકડ મૂકે નહિ અને એ પકડ મૂકવી પડે તો જ લોકોને ચમત્કાર થયો લાગે. પોતે જો એટલું કરી ન શકે તો પોતાને મળેલી સિદ્ધિ અને પ્રસિદ્ધિનો અર્થ પણ શો હતો?

નરસિંહભાઈનું મગજ એ ચમત્કારનો માર્ગ શોધવામાં ગુંથાયેલું રહેત, પરંતુ આગંતુકે એમના નામનું સંબોધન કર્યું એટલે એ વિચારમાંથી જાગી જઈને રોજિંદા વ્યવહારમાં પડી ગયા. એ સાંજે દરરોજની માફક એ બસમાંથી ઊતરી ઘર તરફ પગલાં ભરતા હતા ત્યારે એમના પગલાં બદલાઈ ગયાં હતાં. એ ઘેર પહોંચ્યા ત્યારે સુમીબહેન એમની ગાડ જોતા શ્રીમતી સાથે વાતોએ ચડ્યાં હતાં

છે તેને લીધે. પછી અમને તો વસવાયાસાં ગણી વાસીદામાં વળી કાઢે એમાં શી નવાઈ? અને બહારગામ ખુમારીથી રહી શકાતું હોય એવાએ વાસીદાનો પૂંજો થઈ ને ગામમાં શું કામ પડી રહેવું?'

પોતે કોંગ્રેસમાં નેતા હોવા છતાં ગામના બંડેખાં ગણાતા નથી, તે સત્ય મોહનને મોંએ સાંભળવું નરસિંહભાઈને રુચ્યું નહિ. એને સામે ચાલીને મળવા બોલાવ્યો અને જે બની ગયું તેની પૂછપરછ કરી તે યોગ્ય થયું નથી તેમ એમને તરત લાગી ગયું. મોહને પોતાની વાત કરવાને બદલે નરસિંહભાઈને એ કયી નજરે જોતો હતો તે જ વાત વધુ કરી હતી. આ જ વાત એમના સાથીઓ પણ કરતા હતા, પરંતુ મોહનને મોંએથી એ સાંભળવાની એમની તૈયારી ન હતી, અને તે પોતાને માટે શોભાભર્યું પણ ન હતું. વાળંદને ભલે એ હલકો ગણી તુચ્છકારે નહિ, પણ એ સમોવડિયો બની પોતાનું મૂલ્ય આંકે તે ગૌરવભર્યું શી રીતે કહેવાય?

વાતને કાપી નાખી, પોતાની ભૂલ સુધારી, મોહનને એમણે તરત વિદાય કરી દીધો. જીવનમાં એ ક્યારે ય આટલા નીચા ઊતર્યા ન હતા. બીજી રીતે સારું થયું તેમ એમણે સંતોષ લીધો. પોતે વતનમાં વાળંદની નજરમાં પણ કેવા ઊણા લાગતા હતા, તેનું પ્રત્યક્ષ પારખું થયું અને એ ઊણાપણું જો ટાળવું હોય તો સજ્જનપણાનું વર્તન પૂરતું ન હતું. પોતાનું કોઈ અપમાન કરે તો એની સાન ઠેકાણે લાવી શકે છે, તેવી પ્રતીતિ લોકોને થાય તો જ પોતે ગામના લોકોની નજરમાં મોભો પ્રાપ્ત કરે. મોહન જે મોઢામોઢ બોલી ગયો, તે જ બીજા લોકોના મનમાં હશે. અને મારા અંતરતમમાં પણ એ જ ઘા ક્યાં રૂઝતો નથી?

ચમત્કાર વિના સામાન્ય લોકો નમસ્કાર કરતા નથી, તો બંડખાંઓ કરે જ શાના? અને એ ચમત્કાર તો રણજીતભાઈને

ત્રવધૂને તેડવી પડે ત્યારે જ ગણાય રણુછોડભાઈ જેવા જિદ્દી અને
ાધ પુરુષ મકોડાની માફક તટી જાય પણ પકડ મૂકે નહિ અને
પકડ મૂકવી પડે તો જ લોકોને ચમત્કાર થયો લાગે. પોતે જો
ટલુ કરી ન શકે તો પોતાને મળેલી સિદ્ધિ અને પ્રસિદ્ધિનો
ર્થ પણ શો હતો ?

નરસિંહભાઈનુ મગજ એ ચમત્કારનો માર્ગ શોધવામા ગુથા-
નુ રહેત, પરંતુ આગંતુકે એમના નામનુ સંબોધન કર્યું એટલે
ા વિચારમાથી જાગી જઈને રોજિંદા વ્યવહારમા પડી ગયા. એ
ાજે દરરોજની માફક એ બસમાથી ઊતરી ઘર તરફ પગલા ભરતા
ના ત્યારે એમના પગલા બદલાઈ ગયા હતા એ ઘેર પહોચ્યા ત્યારે
મીબહેન એમની ગઢ જેવા શ્રીમતી સાથે વાતોએ ચડ્યા હતા.

# પ્રકરણ પાંચમું

## સામસામા શુકન

નરસિંહભાઈ અંતરથી મહેમાન ઝંખુ જીવ હતા. પરંતુ સંતોકબહેનના સ્વભાવને લીધે એમને એ સુખ પ્રાપ્ત થયું ન હતું. મહેમાનને ટાળવા એ પ્રયત્ન કરતાં, છતાં જો આવી જ પડે તો એ જ્યાં સુધી વિદાય થાય નહિ ત્યાં સુધી એમનો જીવ ઊંચો રહેતો હતો. કેવળ ચાપાણી પીને વિદાય થનાર મહેમાન પણ સંતોકબહેનથી સહેવાતો નહિ. આથી નરસિંહભાઈ ના છૂટકે કોઈનું ચાથી સ્વાગત કરતા હતા અને તે ય મનમાં ફફડાટ સાથે. બહારના ખંડમાંથી એ સૂચન તો કરી જ શકે નહિ કે ચા મૂકજો. કદાચ એનો ઇન્કાર થાય તો? દૂધ નથી, ચા-ખાંડ લાવવાનું કદી યાદ આવતું નથી અને ચાના ઓર્ડર એહાં એહાં કરવા છે! એટલે એ પોતે ઊઠીને અંદરના ખંડમાં જાય, કોઈ કડક અધિકારી આગળ બીતાં બીતાં મદદનીશ રજાની માંગણી કરે તેમ નરસિંહભાઈ ફફડતાં હૈયે, કહેતા—બે પ્યાલા ચા મૂકશો, જરા. આવા દુઃખમાં પ્રભુએ એક અપવાદ રાખ્યો હતો. સુમીબહેન આવ્યાં હોય ત્યારે સંતોકબહેન એમને ઉલટથી આવકારતાં અને એટલો બધો આગ્રહ કરતાં કે દાજીસાહેબની હવેલીએ મહેમાનગતિની મણા નહોતી છતાં સુમીબહેનને ત્યાં જમવું પડતું અને રાતે કોઈ વખત ત્યાં જ સૂઈ જવું પડતું!

સંતોકબહેનને હરખપદુડાં થઈ જતાં જોઈ આવે વખતે નર-

સિંહભાઈનો જીવ નિસાસો નાખી દેતો — હૈયામાં જો હરખનું આવું ઝરણું વહે છે જ, તો શાદને બીજા સૌને તરસે મારે છે!

એવો જ હર્ષ નરસિંહભાઈને જોતાં સંતોકબહેન વ્યક્ત કરતાં બોલ્યાં: 'સુમીબહેન તમને મળવા ક્યારનાં ય રાહ જુએ છે અને તમે ધીમે ધીમે ડોલતા ડોલતા આવો છો.'

નરસિંહભાઈ જાણતા હતા કે ભાવા ટપકાની હની પણ એનો પાછળ સુમીબહેનના આગમનનો હર્ષ હતો. તેમણે એનો પડઘો પાડતાં કહ્યું: 'સુમીબહેન મને મળવા ક્યાં ય આવ્યાં નથી, તને મળવા આવ્યાં છે.'

સુમીબહેને એમના મીઠા સ્વભાવ પ્રમાણે એનો સ્વીકાર કરતાં કહ્યું: 'સાચું છે. નરસિંહભાઈ હવેલીએ ભેગા થઈ જ જાય છે. વળી એમને જ મળવું હોત તો બસનો ટાઈમ મને ખબર હતી. અત્યારે જ ન આવત? પણ ઘર તો સ્ત્રીનું કહેવાય. સંતોકબહેનને નિરાંતે ન મળું ત્યાં સુધી મને સંતોષ ન થાય. તમને પણ હું દીકરાના સમાચાર પેટ ભરીને ન કહું ત્યાં સુધી ધરપત ન વળે. તમે કેવું પૂછ્યું-મારો ચંદુ શું કરે છે? મા અને બાપમાં આટલો ફેર છે. દીકરો ડૉક્ટર થાય કે મોટા પ્રધાન થાય પણ એ માને મન "મારો ચંદુ" રહે છે અને પિતાને મન એ "ડૉક્ટર" બની જાય છે.'

સંતોકબહેન પોતાની છત થઈ હોય તેમ બોલ્યાં: 'લ્યો સાભળો હું દીકરાને 'ચંદુ' કહું છું ત્યારે તમે મને ટોકો છો— એવડા મોટા ડૉક્ટર થયેલા દીકરાને તુંકારીને બોલાવે તે શોભતું હશે? માની લાગણીની કદર સુમીબહેને કરી પણ તમે કદી મારી કદર કરી છે! બહાર મોટા નેતા થઈને ફરો છો, પણ સુમીબહેન મારી જોડે નિરાંતે કલાક બેઠાં તેટલો વખત તમે ક્યારે ય બેઠા છો?'

સુમીબહેને નરસિંહભાઈનો બચાવ કરતાં કહ્યું: ' એમને બિચારા જીવને ક્યાં ઘડીની ફુરસદ છે. વકીલાતનો ધંધો તો ખરો જ અને બીજી જાહેર પ્રવૃત્તિ, ત્યાં ક્યાંથી સમય કાઢે? અને હું તો બાર-છ મહિને આવું એટલે ચંદુભાઈની નવાજૂની પણ કહેવાની હોય.'

સુમીબહેન સાથે એ સારો મેળ રાખતાં છતાં સંતોકબહેનના સ્વભાવનો એમને પૂરેપૂરો ખ્યાલ હતો. એટલે જ નરસિંહભાઈનો બચાવ કરતાં એમણે એમની સાથે નજર મેળવી લીધી હતી. એ નજર ન મળી હોત તોપણ નરસિંહભાઈની જાણબહાર ન હતું કે, સુમી-બહેન પોતાની કરુણ સ્થિતિ જાણીને જ બચાવ કરતાં હતાં. એ સાથે જ એમનાથી આપોઆપ સરખામણી થઈ ગઈ—સુમીબહેન આ ઘરમાં હોત તો પોતાના જીવનમાં કંઈ પણ અપૂર્ણતા રહી હોત? શું એનો ઉમદાસ્વભાવ હતો? કોઈ એવું ઓળખીતું ઘર ન હતું કે એની સાથે મીઠો ઘરવટ જેવો સંબંધ ન હોય. ચંદુભાઈ મુંબઈ પ્રેક્ટીસ કરવા લાગ્યા તે પછી એમના નિમિત્તે સંતોકબહેન સાથે એમને વાત કરવાની તક મળી ગઈ અને વધુ નિકટમાં આવી એમને જીતી લીધાં. એમનું સ્નેહીમંડળ એટલું વિશાળ અને ભિન્ન ભિન્ન હતું કે ત્યાં એકબીજા અંગે પરસ્પર વિરોધી વાત થયા વિના ન રહે. પણ જે વાત જ્યાં સાંભળી ત્યાં જ એ દાટી દેતાં અને બિનજરૂરી ફેલાવો એમના પક્ષેથી થયાની કોઈને ફરિયાદ ન હતી. સંતોકબહેન એમના સ્વભાવ પ્રમાણે વાત નીકળે એટલે રણ-જીતભાઈના ઘમંડ ઉપર પ્રહાર કર્યા વિના ન રહે. અને તેનો બધો અપજશ એ ઓઠાડે રણજીતભાઈનાં વહુ ઉપર: પુરુષ વ્યવહારમાં ન સમજે પણ બૈરા માણસે તો સમજવું જોઈએ ને? કોઈ સ્ત્રીનું ધણી આગળ ઊપજે નહિ તેમ એ માનવા તૈયાર ન હતાં. ન ઉપ-જતું હોય તોપણ એ તો અર્થ ઘટાવતાં કે એ મેંઢી છે અને

આર્થિક સ્થિતિ બાદ મૂકીએ તો કોઈ રીતે લાયક પણ ન હતા.

સુમીબહેને પોતાની દયા ખાધી તેથી એમની કદર કરતાં નરસિંહભાઈએ કહ્યું: 'તમે જાહેર સેવક નથી છતાં તમે ક્યાં ઓછાં રોકાયેલાં રહો છો? કોંગ્રેસ એના કાર્યકરોને લોકસંપર્ક રાખવાની વારે વારે સૂચના આપે છે, પણ હું માનું છું કે તમારો જેટલાં કટુંબો સાથે લોકસંપર્ક છે તેટલો અમારા કાર્યકરોનો નહિ હોય. નાથાશેઠ દાજીસાહેબના મુનીમ છે પણ એમને ઘેર ભાભીમા નહિ ગયાં હોય તેથી વધુ વખત તમે ગયાં હશો.'

સુમીબહેનને પ્રશંસા સાંભળવી ગમતી હતી એટલે એ બોલી ઊઠ્યાં: 'હું આવું તેટલી વખત નાથાશેઠને ત્યાં જવાની. બિચારાં ગંગા શેઠાણી તો મને જોતાં સગીબહેનને મળતાં હોય તેમ અર્ધાં અર્ધાં થઈ જાય છે. દિલનું દુઃખ ઠાલવે ત્યારે એમને સંતોષ થાય.'

એમની દયા ખાતાં નરસિંહભાઈ બોલ્યા: 'નાથાશેઠ બિચારા પાછલી અવસ્થામાં દુઃખી થઈ ગયા.'

સંતોકબહેન એનો વિરોધ કરતાં બોલ્યાં: 'બિચારા ક્યાં ય નથી. એમણે ગરીબો ઉપર ઓછો કેર કર્યો નથી. ખાંધા-પાંજરાસાં વ્યાજનાં વ્યાજ ચડાવ્યાં હતાં અને એકે ય દહાડો કોર્ટનું બારણું ચડ્યા વગર રહ્યા નથી. આ તો કાયદો આવ્યો, ધીરધાર બંધ થઈ અને લોકો સમજતા થયા એટલે કરેલાં કરમ ભોગવવા વખત આવ્યો.'

સુમીબહેને મજાક કરતાં કહ્યું: 'સંતોકબહેન, તમે પણ ભાષણ કરો તો નરસિંહભાઈ કરતાં પાછાં ન પડો. તમારી આ વાત કોંગ્રેસની જે વાત નરસિંહભાઈને કહેવાની છે, તેને જ ટેકો 'રાવે છે.'

સંતોકબહેને એનો અર્ધ સ્વીકાર કરતાં કહ્યું: 'આપણે અભણ

ગયા એટલે એમની જેમ ચીપીચીપીને બોલતા ના આવડે એટલું જ, બાકી મારું કહેવું ખોટું હોય તો કહો ?'

સુમીબહેન એમને રાજી કરવા બોલ્યાં. 'તમારું કહેવું ખોટું નથી અને તમે અભણ ય નથી. બે અક્ષર લખતા વાચતા આવડે તેને જ ભણેલું કહેવાય એમ હુ માનતી નથી. તમે જેટલુ ગણેલા છો તેટલુ આજના ભણેલા ગણેલા નહિ હોય એ ગણ્યા વગર તમારી કૂખે એક આર.બી.એસ. ડોક્ટર જેવો દીકરો પાકે ? નરસિંહભાઈ આટલુ આગળ વધ્યા તેમાં તમારો પણ ઓછો ફાળો નથી.'

આખ ફતરાતી કરી સંતોકબહેને નરસિંહભાઈ તરફ જોઈને કહ્યું. 'પણ પૂછો એમણે મારી હોય તો. અભણ કહીને કાયમ મને એમણે ઉતારી પાડી છે '

વાતને પાછી વાળી લેતા સુમીબહેને કહ્યું : 'પુરુષનો એ તો સ્વભાવ જ હોય છે. એને આપણે બૈરાએ ગણ્યે પાલવે જ નહિ. તમે બધા મારી કેટલી કદર કરો છો, પણ એમણે મને કોઈ દિવસ શિરપાવ આપ્યો નથી. હું તો એમને મોઢે સભળાવુ છુ કે અમારી કદર કરવાનું તમારુ પુરુષોનુ ગજુ જ નથી !'

નરસિંહભાઈએ એનો સ્વીકાર કરી લેતા ઉમેર્યું . 'ભલે અમે તમારી કદર ન કરી શકીએ, પણ તમારુ વૈતરુ તો કૂટીએ છીએ ને ? પુરુષ જે બધી મહેનત કરે છે તેના ફળમાથી વધુ ભોગવટો કોણ કરે છે ? બળભદ્રદાસ તમારી કદર કરે છે કે નહિ તે બાજુએ મૂકીએ, પણ એમના પુરુષાર્થને લીધે જ તમે બહાર ફરવાનુ સુખ ભોગવી શકો છો ને ? તમને જે નિરાત બહાર જવાની છે તે એમને છે ખરી ? આટલુ કમાવા છતા એ કયારે ય મહિના જેટલો સમય કાઢી બહાર હવા ખાવા જઈ શકયા છે ?'

સુમીબહેન : 'એ તો સ્વભાવની વાત છે એમની સાથેના

બીજાઓ નિરાંતે જાય છે અને એમને ધંધો ભલો અને એ ભલા.'

નરસિંહભાઈ: 'એનું કારણ શું તે જાણો છો?'

'ના.'

'તમે સુખ ભોગવો એટલે એમને તૃપ્તિ થાય છે, પોતે સુખ નથી ભોગવ્યું તેમ સાલતું નથી.'

'આ તો તમે નવી જ વાત કરી?'

'નવી ભલે હોય, પણ એની તપાસ કરજો, એ સાચી ન લાગે તો મને કહેજો.'

સુમીબહેન મૂળ વાત ઉપર આવતાં બોલ્યાં: 'એ તો ફરી આવીશ ત્યારે ખાતરી કર્યા પછી કહીશ. પરંતુ આ વખતે જે કહેવા આવી છું તે તો કહું.'

'કહો, મારા જેવું કંઈ કામકાજ.'

કોઈ પણ જાતની પ્રસ્તાવના વગર સુમીબહેને સીધી શરૂઆત કરી: 'ભાણાભાઈને તો તમે ઓળખો છો...'

'સારી રીતે. તમારી ઓફિસમાં જ એમને ગોઠવી દીધા છે ને?'

'ગોઠવી તો દીધા જ છે, પરંતુ મુંબઈનાં હવાપાણી એને માફક નથી તેમ ડોક્ટરોનું કહેવું છે.'

'શું બીમારી છે?'

'આમ તો બહારથી જોનારને નખમાં ય રોગ ન લાગે, પરંતુ કામ કરવાની જે સ્ટેમીના (ધારણશક્તિ) જોઈએ તેનો અભાવ છે. તેનું કારણ ડોક્ટરોનું કહેવું એ છે કે, મુંબઈનાં હવાપાણી એમને માફક નથી. નાનપણથી અહીં ઊછર્યા છતાં જો આ સ્થિતિ હોય તો એમને સુક્કી હવામાં વસવું જોઈએ.'

'હવે શું વિચાર્યું છે?'

'તાત્કાલિક તો અહીં મોકલવાની ગણતરી છે આઠ-દસ મહિના પછી શું કરવું તેની સલાહ-મદદ લેવા તમારી પાસે છું. વનમાં જ એને રાખવો હોય તો એના જેવું કામકાજ તમે વધુ સારી રીતે શોધી આપી શકો તમે જિલ્લાના લોકોના સંપર્કમાં એટલે કોઈને ચીંધી પણ શકો

આજે નરસિંહભાઈનું મન જે રીતે ઘેરાયેલું રહ્યું હતું તે રીતે એમને એ દિશામાં વિચાર આવે તે કુદરતી હતું. જે ગણતરી સુમીબહેન લઈને આવ્યા હતા, તે જ ઉકેલ એમને પણ જુદા કારણસર દેખાયો. પરન્તુ એ સૂચવવો કે નહિ તેની ગડમથલમાં હોય તેમ એમણે કહ્યું : 'ખરી રીતે, આજના યુગનો વિચાર કરતાં ભાણાભાઈને માટે માર્ગ મોકળો છે પરન્તુ એનો અર્થ સાચી રીતે ન કરવામાં આવે તો હું ગેરસમજનો ભોગ બનું તેવી મને બીક રહે છે.'

સુમીબહેને પોતાના પક્ષેથી નિર્ભયતા બક્ષતાં કહ્યું 'તમને મનમાં જો એવો વસવસો રહેતો હોય તો તમે મને નથી ઓળખી એવું જ થયું ગણાય'

નરસિંહભાઈ : 'તમે તો ગેરસમજ ન કરો, પણ દાક્તરસાહેબ-ભાભીમાને એવું લાગે.' અને તેમનો ય સાથે સાથે બચાવ કરી લેતા ઉમેર્યું : 'એ બંને મોટા દિલના છે, પણ રણજીતભાઈ જે પાટે પાણી પાય એટલું એ પીવાના અને એમને યુગના એંધાણનો ખ્યાલ આવ્યો નથી'

સુમીબહેન : 'પણ મને તો ખ્યાલ છે ને ?'

'હોત તો તમે મારી સલાહ-મદદને બદલે દાક્તરસાહેબને કહ્યું હોત '

'લ્યો ને હવે કહું, એમનાથી બને તેવું હશે તો એ ઓછા

ઉપયોગી નથી થવાના ?'

'એની તો વાત કરું છું, મારા વિષે ગેરસમજ થાય તે બીકની.'

'એવું હશે તો, તમારા નામના ઉલ્લેખ સિવાય હું વાત મૂકીશ.'

પાયો પુરાઈ ગયેલો માની નરસિંહભાઈએ કહ્યું: 'જમીનના નવા કાયદા વિષે તો તમે જાણતાં હશો.'

'ગણોતધારો તમે જ ઘડચો છે એટલા સુધીની વાત જાણું છું.' સુમીબહેને હસીને કહ્યું.

નરસિંહભાઈ: 'મારું ઘડચું ઓછું ચાલે છે? મૂળ તો કોંગ્રેસ પક્ષ ખેડૂતોની સ્થિતિ સુધારવાની નીતિમાં માને છે એટલે એ કાયદો કોઈ એકે ઘડચો છે તેમ કહેવા કરતાં કોંગ્રેસે ઘડચો છે તેમ કહેવું જોઈએ. અને એકી સાથે કડક નિયમન આવે તે જમીનદાર વર્ગને પોષાય નહિ એટલે તે વર્ગ પણ ઓચિંતો ભિથલી ન પડે માટે આજનો કાયદો મોળો છે. તે પછી ઉત્તરોત્તર એ ખેડૂતોના હિતમાં સુધરતો જવાનો છે અને છેલ્લે તો એક કુટુંબ અમુક એકર કરતાં વધુ જમીન ધરાવી ન શકે તેવી ટોચ મર્યાદા આવવાની છે. આ સંજોગોમાં દાજીસાહેબની જમીનના માલિકો ખેડૂતો બની જાય તે કરતાં ભાણાભાઈ જેવા આપ્તજનોને એનો લાભ આપે તો શું ખોટો છે?'

સુમીબહેનના મનમાં આ જ મુદ્દો હતો, છતાં એને ચકાસી જોવાની ગણતરીએ એ બોલ્યાં: 'એવી આશા રાખવી એ સારું તો ન જ ગણાય ને?'

'સારું ગણાય તેવો ય રસ્તો છે.'

'શો?'

'અમે ય એ જમીન એક કુટુંબને નામે ન રહેવાની હોય તો દાદાસાહેબ ભાણાભાઈને દત્તક શું કામ ન લે? નાનાભાઈનું એથી અહિત થવાનું નથી અને એ હવે અમદાવાદ છોડી અહીં આવે તે એમને રુચે પણ નહિ.'

સુમીબહેનને સીધી દરખાસ્ત, ભાવતું હતું અને વૈદ્યે કહ્યું તેમ સ્વીકારી લેતાં સંકોચ થયો એટલે પૂછવા ખાતર પૂછ્યું: 'સાચે જ કાયદો એવો કડક થશે?'

નરસિંહભાઈનો હવે હસવાનો વારો આવ્યો હોય તેમ એમણે સુમીને પૂછ્યું: 'તમે શું માનો છો? કડક કરવો જોઈએ કે નહિ?'

સુમીબહેન જવાબ આપે તે પહેલા પોતાનો પૂર્વગ્રહ વ્યક્ત કરતા સંતોકબહેન બોલી ઊઠ્યા: 'બહાર નીકળીને સાંભળો તો ખબર પડે કે કાયદો કરનારને લોકો ગાળો ભાંડે છે. પરસેવો રેડીને જેમણે જમીન વેચાતી લીધી હોય તેમનો હક જતો રહે એ તે કંઈ ન્યાય કહેવાતો હશે? સરકાર કાયદો કરીને દૂર રહેશે અને અહીં લોકોનાં લોહી રેડાશે. થાકીને સરકારને કાયદો ફેરવવો ન પડે તો મને કહેજે.'

સુમીબહેન કાયદાનો બચાવ કરતા બોલ્યા. 'જૂની નજરે જોઈએ તો વિચિત્ર લાગે તેવું છે એ સાચું, પણ જમાનો બદલાય તેમ મૂલ્ય બદલાતા હોય છે. અંગ્રેજોને આખું રાજ્ય છોડવું પડ્યું, રાજાઓએ રાજ્ય છોડ્યા, તેમ આપણે સૌએ પણ કંઈક ને કંઈક છોડવું પડવાનું.'

લોકોની ટીકાનો પડઘો પાડતા સંતોકબહેન બોલ્યા: 'ખોટું પડે? કહેનાર જ હુંડલે ને હુંડલે ઘરમા ઘાલવા માંડ્યા છે, પછી લોકોને એમના કાયદામાં શી રીતે વિશ્વાસ બેસે.'

કમોણની કરુણતા ઉપર ફિક્કું હસતા સુમીબહેન બોલ્યા:

'નરસિંહભાઈ તો એ રીતે ઘરમાં નથી ઘાલતા ને?'

સંતોકબહેને પોતાનો અસંતોષ પૂરેપૂરો વ્યક્ત કર્યો: 'એ તો સાધુ સાત્મા છે. લોક કોંગ્રેસમાં હવે રળી ખાવા પેસે છે ત્યારે એ બાવા થવા પેઠા છે.'

'ત્યારે જ એમનું માન છે ને? દીકરો મુંબઈમાં આટલું સારું કમાય છે, પછી એ વકીલાત ન કરે તોપણ શું વાંધો હતો?'

સંતોકબહેને કાયદા તરફનો તિરસ્કાર બતાવતાં કહ્યું: 'દીકરા ઉપર ભરોસો રાખી રહેવાનો આ જમાનો નથી. જમીનના કાયદાની જેમ સરકાર નવો કાયદો કરે કે દીકરાએ માબાપનું ભરણ પોષણ ન કરવું તો શી સ્થિતિ થાય?'

સુમીબહેન અને નરસિંહભાઈ ખડખડાટ હસી પડ્યાં.

પોતાની એમાં હોશિયારી જોતાં હોય તેમ સંતોકબહેને ઉમેર્યું: 'આ સરકાર તો ગાંડી છે ગાંડી!'

હવે તો હસવું કે રડવું તે ય મૂંઝવણ થઈ હોય તેમ બન્નેનાં મોં ઉપરથી હાસ્ય ઊડી ગયું. અને એ ભાવ છુપાવવા નરસિંહ-ભાઈએ મૂળ વાતને સાંધતાં કહ્યું: 'ભાણાભાઈનું હિત પૂરેપૂરું જોવું હોય તો મને લાગે છે કે દાજીસાહેબ એમને દત્તક લે તો હવેલી જાગતી રહે અને બન્નેને હાથ-લાકડીની ગરજ સરે.' અને આ વસ્તુ કેમ જરૂરી હતી તેનો ખ્યાલ આપતાં કહ્યું: 'ભાણા-ભાઈનો મને તમારા જેટલો લાંબો પરિચય ન ગણાય. પરંતુ ટૂંકા પરિચયથી પણ મને એવી છાપ પડી છે કે સ્પર્ધાની દુનિયામાં એ ટકી શકે તેટલું એમનું ખમીર નથી. મુંબઈનાં હવા-પાણી માફક નથી એ કારણે એ અહીં આવે તે જરૂરી છે, પણ એ સિવાય એમના જેવા ઠંડી પ્રકૃતિના જુવાનને ગામડામાં જેટલો સમાવેશ થાય તેટલો શહેરમાં ન થાય. આમ એમને માટે અને દાજીસાહેબને

મારે, બંનેને સુખી થવાનો આ માર્ગ છે.'

સંતોકબહેન વાત ઝીલે તે મૂડમાં આવ્યાં હોય,
'બધો ભાર તમે એકલાં શું કામ લઈને ફરો છો? નર્મદા ન-
નનો એ જેવો દીકરો છે, તેમ ભાભીમાની બહેનનો પણ દીકરો છે.
તમે એમના ઉપર જ બધો ભાર ટાળી ઘો. આટલાં વર્ષ ઉછેરીને
મોટો કર્યો, હવે એટલાં વર્ષ એ પાળે.'

નરસિંહભાઈએ એમાં ટેકો પુરાવતાં કહ્યું : 'એ વાત ખોટી
નથી. અહીં એ રહેશે એટલે આપોઆપ માયા બંધાશે અને તેમાંથી
એવી દયા પેદા કરવી કે દત્તકનું પગલું આવીને ઊભું રહે.'

સુમીબહેનને પોતે લેવા ધારેલો માર્ગ યોગ્ય હતો તેની મનથી
ખાતરી થઈ ગઈ. જાણે એ માર્ગ અહીંથી સૂઝ્યો હોય તેમ દેખાવ
કરતાં એ બોલ્યા : 'ભાણાભાઈને હવાપાણી માટે અહીં મોકલવાની
વાત તો મારે ડાક્ટરસાહેબ સાથે થઈ છે. પછી તબિયત સુધરતાં શું
કરવું તે જોયું જશે.'

નરસિંહભાઈ : 'એ બરાબર છે. પરંતુ મારી વાત તમને ગળે
ઊતરતી હોય તો એનો શરૂઆતથી પ્રયોગ કરજો. ભાણાભાઈ પર-
ણેલા છે એટલે એમની વહુને પણ ધીમે રહીને રવાના કરી દેજો.
ભાભીમાને હવેલીની ચાવીઓ આપી શકાય તેવા માણસની જરૂર
છે જ. વહુમાં જો ગુણ હશે તો એના હાથમાં આવેલી કામચલાઉ
ચાવીઓ કાયમની થઈ જશે.'

સુમીબહેનને થયું કે બુદ્ધિશાળી માણસો એકસરખું જ વિચા-
રતાં હોય છે, તે આનું જ નામ. મારી ગણતરી નરસિંહભાઈ
જાણતા નથી છતાં એમણે જે માર્ગ બતાવ્યો તે બરાબર એકસરખો
જ છે. આથી સુમીબહેનને પોતાની બુદ્ધિ માટે માન થયું. પરંતુ
તે વખતે એમને એ યાદ ન આવ્યું કે આ બુદ્ધિ પોતાને સુઝાડ-

નાર બળભદ્રદાસ હતા. વળી બુદ્ધિશાળી મનુષ્યો એકસરખું વિચારતા હોય તોપણ એની પાછળનું માનસ જુદું જુદું હોય છે, તે ભેદની અવગણના થઈ શકે તેમ નથી. સુમીબહેન ભાણાભાઈના હિત માટે જે વિચારતાં હતાં, તે જ માર્ગ નરસિંહભાઈ હવેલીના પાયા હચમચાવવા વિચારતા હતા. મિલકતમાં ભાગલા પડે તો જ હવેલીની સદ્ધરતા ઘટે અને એ ઘટે તો જ કુળવાનશાહી પર ઘા થઈ શકે. દત્તકનો પ્રશ્ન ઊભો થતાં રણજીતભાઈ વિરોધ કરવાના એ વિષે નરસિંહભાઈને બે મત નહોતો. વહુને એ પગનું ખાસડું માનતા હતા. પછી ભલે એ ભાભીમા હોય. અમુક હદ સુધી એમનું માન જાળવે તે સાચું, પણ એમના પિયર પક્ષના છોકરાને દત્તક લેવાની વાત આવે તો એ ન સહી શકે. શું દાજીકુટુંબના પિત્રાઈઓ મરી પરવાર્યા હતા કે ભાભીમાને પિયર સુધી જવું પડે? અને આ રીતે જો એ દાજીસાહેબની પાંખમાંથી નીકળી જાય તો એમનું મોટા ભાગનું બળ ઘટી જાય. તે પછી એમને નમાવવા સહેલા થઈ પડે. કોઈ પણ રીતે પુત્રવધૂને તેડવી પડે તેવી સ્થિતિ પેદા કર્યા વિના જંપવું નહિ, તે નરસિંહભાઈએ પોતાનું ધ્યેય બનાવ્યું હતું અને તેમાં પહેલે જ દિવસે સુમીબહેન મળતાં શુકન થયા જેવું એમને લાગ્યું. સુમીબહેનને પણ એવા જ શુકનનો મનમાં આનંદ હતો.

એ આનંદમાં એમણે વિદાય લેવાની તૈયારી બતાવી પણ સંતોકબહેને એમને આગ્રહ કર્યો. એ આગ્રહ કરે તે નરસિંહભાઈને માટે ધનભાગ્ય હતાં એટલે એમણે સુમીબહેનની સંમતિ લીધા વિના જ હવેલીએ સંદેશો મોકલી દીધો કે રાત્રે એ અહીં જ રોકાશે.

## પ્રકરણ છઠ્ઠું

# નાનાભાઈએ ધંધો શોધ્યો

નાનાભાઈ આમ તો આનંદી અને બેફિકર જીવ હતા એટલે ઉદ્વેગમાં હોય તેવું જવલ્લે બનતું. છતાં એવું હોય તો શાન્તાગૌરી તરત પામી જતા હતા. નાનાભાઈનો ભોજન સ્વાદ એટલો તીવ્ર હતો કે ગમે તેટલી સારી રસોઈ કરી હોય પણ એમની જીભ નાનામાં નાની કચાશને પારખી કાઢ્યા વિના ન રહે અને શાન્તાગૌરીને ટોક્યા વિના ન રહે. વઘારમાં જીરું વધુ પડી ગયું હોય તો એમને વાનગી બેસ્વાદ બની ગયેલી લાગતી. આથી કોઈ ટંક એવી નહિ જવાની કે જમતી વખતે નાની કે મોટી કશી કચાશની ફરિયાદ એમને ન હોય.

આથી શાન્તાગૌરી એમને મજાકમાં કહેતા. 'ગયે જન્મે તમે કોઈ રાજામહારાજાના રસોયા હોવા જોઈએ!'

નાનાભાઈ એ મજાકમાં જોડાતા પ્રત્યુત્તર વાળતા: 'રસોયો શું કામ, રાજામહારાજા જ હોઈશ અને એવા રાજાને પરણવા બદલ તમારે ધન્યભાગ્ય માનવું રહ્યું!'

'મને જો ખબર હોત કે તમારું ગળું આટલું બધું સુંવાળું છે તો હું તમને પરણવાની ચોખ્ખી ના પાડી દેત. ગમે તેટલી સારી રસોઈ થઈ હોય પણ જે એમાંથી પોરા જુએ તેને પરણવાનું કોઈ સ્ત્રીને પસંદ પડતું હશે?'

'હોશિયાર શિષ્ય કડક ગુરુને જ પસંદ કરે છે.'

'તમે મારા કંઈ ગુરુ ઓછા છો?'

'રસોઈની પરીક્ષામાં તો ગુરુ જ ગણાઉં ને? ઉત્તમ રસોઈ કેવી થાય તે બનાવી જાણું છું અને એમાં હું નિષ્ણાત છું એમ તમે જ કબૂલ કરો છો.'

રવિવારના દિવસે શાન્તાગૌરીની ગમે તેટલી અનિચ્છા હોય પણ નાનાભાઈ રસોડામાં પેઠા વિના ન રહે. પોતાની હાજરીમાં પતિ રસોઈ કરે એ જ શાન્તાગૌરીને પસંદ ન હતું. તેમાં ય વળી કોઈ સ્નેહી મિત્ર આવી ચડે ત્યારે એ રસોડામાં હોય તેથી શાન્તાગૌરી શરમાઈને કોકડું થઈ જતાં હતાં. પરન્તુ કૉલેજનાં વર્ષો દરમિયાન કલબના રસોડામાં નાનાભાઈએ આ જ તાલીમ લીધી હતી એટલે એમણે પોતાનો એ શોખ ન છોડયો, પરન્તુ શાન્તાગૌરીનો સંકોચ જ ધીમે ધીમે ઓછો થઈ ગયો અને રવિવારે પોતાને રજા છે તેમ એ હકથી માનતાં થઈ ગયાં! મિત્રોને જમવા બોલાવ્યા હોય અને એ રસોઈ થતા પહેલાં આવી ચડે તો નાનાભાઈ રસોડામાંથી બહાર નીકળી એમને સોબત ન આપે પણ એમને અંદર બોલાવી બેસાડે અને એમાં દરેકને રસ હોય કે ન હોય પણ પાકશાસ્ત્રની ચર્ચા કરે.

આવા સ્વાદના રસિયા નાનાભાઈ જો ઉદ્વેગમાં હોય તો રસોઈમાં ગમે તેટલી કચાશ હોય પણ એ ટોકયા વિના જમી લેવાના. એનો એમને પોતાને પણ ખ્યાલ આવતો ન હતો. બાકી શાન્તાગૌરી પોતાને પકડી પાડશે એ બીકે એ ઉદ્વેગ છુપાવવા ય ટોકવાનું ચૂકે નહિ. પરન્તુ એ જ્યારે પકડાઈ જતા ત્યારે જ આ બેધ્યાનપણાની એમને ખબર પડતી. દાક્તરસાહેબને એમણે પત્ર લખ્યો ત્યારથી ઉદ્વેગની શરૂઆત થઈ હતી. પત્ર લખ્યા છતાં એનું શું

પરિણામ આવશે તે એમને ખબર હતી. દાજીસાહેબ બુદ્ધિશાળી અને યુગને ઓળખી શકે તેવા સજાગ પુરુષ હતા. પરન્તુ સજાગ હોવું અને સક્રિય હોવું એમા જેમ મોટો ફેર છે, તેમ દાજીસાહેબ હવેલીની દુનિયાથી એટલા બધા ઓતપ્રોત થયેલા હતા કે એમાથી મુક્ત થવાની સક્રિયતા બતાવી શકે તેમ ન હતા. એમને ચીમકી આપવા અને સક્રિય બનાવવાનો ઉપાય નાનાભાઈને નહોતો સૂઝતો એમ નહિ, પરન્તુ દાજીસાહેબ જેવા લાગણીશીલ અને સંરક્ષણવૃત્તિના પુરુષને એની ચોટ કેવી લાગે તેની કલ્પના કરતા નાનાભાઈ ધ્રૂજી જતા હતા. એ મિલકતનો અર્ધો ભાગ માગે તો દાજીસાહેબ શું જવાબ આપે તે એમની ખ્યાલ બહાર ન હતું. આ આખી મિલકત જ તારી છે, મારે તો એની સાથે લાગેવળગે છે જ શુ ? મોટાભાઈ હોવાને લીધે મારા નામે મિલકત હોઈ કઈ રુકાવટ થતી હોય તો આજે જ તમારે નામે ચડાવી દઉં. આમ એક વખત એમણે ઉચ્ચાર્યું એટલે એમ કર્યા વિના એ જપે પણ નહિ એ ય એટલુ જ સાચુ. આખી મિલકત પોતાને નામે કરે, પછી પોતે કયે મોઢે એમાથી અર્ધી પોતાની છે તેમ દાવો કરી દાજીસાહેબની મરજી વિરુદ્ધ વેચી શકે?

દાજીસાહેબની એક ખાસિયત એ હતી કે કોઈ એમને મેદાનમા ઉતારવા માગે તોપણ એ ઊતરતા ન હતા. મેદાનમા ઊતરે તો એમને ઝપાઝપીમા ઊતરવુ પડે ને? નાનાભાઈ સમજતા હતા કે પોતાના પત્રનો એ મોટે ભાગે તો પ્રત્યુત્તર નહિ આપે. છતા એમના ટીખળી સ્વભાવ પ્રમાણે તાલ કગવવો હશે તો કા ભાભીમા કે નાથા મુનીમ સ્વયં જવાબ લખે તેવી યુક્તિ લડાવશે. આ બધુ જાણ્યા, છતા પત્ર ન આવ્યો ત્યારે એમનો ઉદ્વેગ વધી ગયો અને તે શાન્તા ગૌરીથી અજાણ્યો ન રહ્યો. એમણે એ તરફ નાનાભાઈનું ધ્યાન)

દોરતાં પૂછ્યું : ‘ મારો કંઈ દોષ તો નથી થયો ને ? કેમ કંઈ ચિત્ત દઈ ને જમતા નથી ? ’

ઊભરો ઠાલવતાં નાનાભાઈ બોલ્યા : ‘ દોષ થાય છતાં જે કબૂલ ન કરે કે એને સુધારે નહિ, તેવા લોકોને કંઈ કહેવાનો અર્થ પણ શું છે ? ’

‘ હું તે કંઈ પરમેશ્વર છું કે તમારા વગર કહ્યે જાણી જાઉં ? ’

‘ પરમેશ્વર નથી પણ આ જમાનાનાં સ્ત્રી તો છો ને ? ’

‘ આ જમાનાના તમે પુરુષ નથી, પછી હું સ્ત્રી ક્યાંથી હોઉં ? જેમને ચાલીશ વર્ષ થઈ જાય તે જૂના જમાનાનાં ગણાય. ’

‘ એમનાં છોકરાં તો નવા જમાનામાં જીવવાનાં ને ? ’

‘ એમાં આપણે શું ? ’

‘ એ નવા જમાનામાં જીવી શકે તે જોવાની ફરજ કોની ? ’

ખ્યાલ આવી જતાં શાન્તાગૌરી બોલી ઊઠયાં : ‘ આ ભૂત તમને ક્યાંથી વળગ્યું છે ? ’ અને ગામડેથી માયા સંકેલી લઈ કોણ શહેરમાં આવી ગયા તેના દાખલા અગાઉ નાનાભાઈએ આપ્યા હતા તેનો રદિયો આપતાં હોય તેમ એમણે ઉમેર્યું : ‘ તમે જેના જેના દાખલા આપ્યા તેમાં પાટીદાર કોણ ? વાણિયા-બ્રાહ્મણ તો જ્યાં લીલું દીઠું ત્યાં દોડવાના અને ત્યાં રસકસ ન રહે એટલે એને રામરામ. આથી એમને વતનનો મહિમા નથી અને વતનને લીધે એમની પ્રતિષ્ઠા વધેઘટે એવું પણ નથી. પરંતુ પાટીદાર એ વતન-બંધી છે. એની બહાર ગમે તેટલી પ્રતિષ્ઠા હોય પણ વતનમાં ન હોય તો એની કંઈ કિંમત નથી. મને મારા બાપે પરણાવેલી તે તમને નહિ, દાજીકુટુંબની હવેલીને. આપણામાં કહેવત છે કે વર વની હુજો પણ ઘર વની ન હજો, તે ઈંટચૂનાનું ઘર નહિ પણ ભાઈ-પિત્રાઈ ઓરાજું કુટુંબ-ઘર. શહેરમાં પૈસાને જોરે લોકો ઈંટચૂનાનાં

ઘર અને મહોલાતો ચણાવે પણ નબળી અવસ્થામા જ્યારે કોઈનો ખપ પડે ત્યારે ખબર પડે કે એ સાચું ઘર નહોતુ પણ ગળે બંધાયેલું પથ્થરનું પડિયુ હતું.'

શાન્તાગૌરીનું આ માનસ નાનાભાઈને માટે કંઈ નવુ ન હતુ એટલે એમણે સામો પ્રહાર કરતા કહ્યુ : 'મને ભૂત વળગેલું કહે છે, પણ કમળો હોય તેને બધું પીળું દેખાય તેમ તને દેસાઈ-અમીનની કુળવાનશાહીનું ભૂત વળગેલું છે. જૂની પ્રતિષ્ઠાને વાગોળ્યા કરે છે અને નવી પ્રતિષ્ઠાને પચાવી શકતી નથી.' અને કોણે કોણે શહેરમાં સ્થળાંતર કર્યું તેવા પાટીદાર કુટુંબોના દાખલા નાના-ભાઈએ ટાંકી બતાવ્યા.

એનો રદિયો આપતા શાન્તાગૌરી બોલ્યાઃ 'એ બધા શહેરમાં કમાયા અને એ કમાણીથી અહીં સ્થાવર મિલકતો ઊભી કરી છે. કોઈએ પોતાના વતનની મિલકતો વેચીને અહી હિજરત કરી નથી. એ દરેકે પોતાના વતનમા બાપદાદાની જે મિલકત હતી તે વધારી છે અને એ રીતે ત્યા પણ પ્રતિષ્ઠામા વધારો કર્યો છે અને વધારામા શહેરમા ગેકાણુ કર્યું છે'

'પણ આજે એ સ્થિતિ નથી રહી તે કેમ તમને સમજાતું નથી?'

'સરકાર કાયદા કરશે એટલે લોક તાબે થઈ જશે? ઊંટ કર્યાં ઢેકા તો માણસને ક્યા કાઢડા કરતાં ન આવડયા?'

'પણ આ ઊંટના ઢેકા નથી, જમાનાના ઢેકા છે. રાજાઓ એવા કાઢડા ન કરી શક્યા તે આપણી નજરે ન જોયું? નિઝામે એવો પ્રયત્ન કરી જોયો તો સીધા રહીને નહિ તો વાંકા રહીને નમવુ પડયું કે નહિ?'

'એકલદોકલને નમાવવો સહેલો છે, પણ મોટા સમુદાયને

કાયદો પળાવવો સહેલો નથી. સ્વરાજ્ય આવશે એટલે લાંચરૂશ્વત નાબૂદ થઈ જશે તેમ પ્રજા માનતી હતી. તુમારશાહીનો અંત આવશે. વેપારીઓ કાળાં બજાર કરતાં અટકી જશે. ખુદ જવાહરલાલ નેહરૂએ કહ્યું હતું કે કાળા બજારિયાને ફાંસીએ ચડાવવામાં આવશે. પણ એમાંનું કંઈ બન્યું ?'

'જેણે કંઈ જોયું નથી તેને દિવસનું અજવાળું પણ નકામું છે.'

'એ મારા કરતાં તમને વધુ લાગુ પડે છે. માતાઓએ એક પછી એક અવતરવા માંડયું ત્યારથી હું તો કહ્યા કરું છું કે નહિ કમાવ તો હવેલીની આબરૂ ખોશો. એકેક પાછળ ૨૫-૨૫ હજાર ખર્ચશો તો ય દોઢ લાખ જોઈશે અને હવેલીની આબરૂ પ્રમાણે ખર્ચશો તો ત્રણ લાખ! પરન્તુ મારું તમે ક્યારે કાને ધર્યું છે ? પોતે કમાયા નહિ, હજુ ય કમાવાનો વિચાર કરતા નથી અને બીજા તરંગ કર્યા કરો છો.' અને સજાગ થતાં શાન્તા ગૌરીએ પૂછ્યું: 'આ તરંગ દાજીસાહેબને લખી જણાવ્યો તો નથી ને ?'

'જણાવીને ય તમારી જેમ એમની આંખ ક્યાં ઉઘડવાની હતી ?'

'પણ એ તો એમ જ સમજે ને કે આ તરંગમાં હું ય સામેલ હોઈશ ?'

'એટલું બાકી હોય તો તમે લખી દ્યો કે મારે અને એમને છૂટાછેડા થઈ ગયા છે એટલે મારે એમની સાથે કંઈ લેવાદેવા નથી !'

'તમે જે રીતે પગરણ માંડયું છે તે આગળ વધે તો, આપણી જિંદગી છૂટાછેડા વિના પૂરી થાય તોપણ છોકરાંને એનો

ચેપ લાગ્યા વિના ન રહે. જેમને વતન, કુટુંબ અને ઘરની પ્રતિષ્ઠા ન હોય તે છૂટાછેડા ન લે તો બીજું થાય પણ શું ?'

'મુંબઈ ઉછરેલા શાન્તાગૌરી આ બોલે છે તે માગ માન્યમા નથી આવતુ !' એ આશ્ચર્ય સાથે નાનાભાઈ ઘરમાથી વિદાય થયા. શાન્તાગૌરીનો ઉછેર મુંબઈમા થયો હતો. મેટ્રિક સુધી એ ભણેલાં હતા. એ વર્ષે એમનું લગ્ન ન થઈ ગયુ હોત તો એ કોલેજમા વધુ અભ્યાસ માટે દાખલ થયા હોત. વળી લગ્ન વખતે નાનાભાઈ ગ્રેજ્યુએટ થયેલા હતા અને એલએલ.બી. કરવાનું બાકી હતુ, એ કાળ દરમિયાન શાન્તાગૌરી ભણે તેમ જો વરપક્ષે ઇચ્છા બતાવી હોત તો એ આગળ ભણી શક્યા હોત. વરની પણ ઇચ્છા તો હતી જ, પણ દાજીસાહેબ સાથે આજે પણ એ પોતાની ઇચ્છાનો અમલ કરાવી શકતા ન હતા, તો એ કાળે બને શી રીતે? ભાભીમાની ઇચ્છા હતી કે એ હવેલીનું શિક્ષણ લે અને ભવિષ્યમા દાજીકુટુંબની પ્રતિષ્ઠાની જે જવાબદારી એમના માથે આવવાની હતી તે શોભાવે. આમ પૂરાં બે વરસ શાન્તાગૌરી હવેલીમાં રહ્યાં હતા.

નાનાભાઈ માનતા કે આ વસવાટને લીધે એ દાજીકુટુંબની પ્રતિષ્ઠાનાં અંધભક્ત થઈ ગયા હતા. પરંતુ શાન્તાગૌરીને ય જાણુ નહિ હોય તેમ એમનામા જૂની સંરક્ષણવૃત્તિએ વાસ કર્યો હતો, તેનું સાચું કારણ તો ખુદ નાનાભાઈ હતા. અમદાવાદમાં સ્થિર થયા પછી એમણે જો વકીલાતમા પૂરેપૂરું ધ્યાન આપી કમાવામાં લક્ષ કેન્દ્રિત કર્યું હોત તો આ જ શાન્તાગૌરી ઉદ્દામ વિચારો ધરાવતા થઈ ગયા હોત દાજીસાહેબની હયાતી બાદ હવેલીની હરાજી કરાવવા નાનાભાઈ તૈયાર થયા હોત તો એ વિરોધ ન કરત. બાળક જેમ નવું રમકડું મળતા જૂનું આપોઆપ પડતું મૂકે છે, તેમ માણસ પણ નવી સૃષ્ટિ પ્રાપ્ત થતા જૂની સૃષ્ટિનું મમત વીસરી

શકે છે અને કોઈ જો રાખે તો એને એ જુનવાણી માને છે! અમદાવાદના આટલા વરસના વસવાટને લીધે નાનાભાઈએ પોતાની આગવી સૃષ્ટિ ઊભી કરી હતી, પરન્તુ એનાં મૂળ હવેલીમાં પડેલાં હતાં. અહીં જે જાહોજલાલી હતી તે હવેલીના પ્રતાપે હતી. વળી એ મૂળને શાન્તાગૌરીના માનસમાં પોષ્યું હતું એમની છ કન્યાઓની સામાજિક જવાબદારીએ. એ દરેકને કુળવાન ઘેર પરણાવી સુખી કરવી હોય તો હવેલીની પ્રતિષ્ઠા સલામત હોવી જોઈએ.

નાનાભાઈએ આગળ દલીલ કર્યા વગર ઘેરથી વિદાય લીધી ત્યારે શાન્તાગૌરીનો જવાબ એમના કાનમાં ગૂંજ્યા કરતો હતો—જેમણે શહેરમાં સ્થાવર મિલકત કરી હતી તે આપકમાઈની હતી, વતનની બાપકમાઈ અકબંધ રાખીને સૌ શહેરમાં સ્થિર–સદ્ધર થયા હતા. પોતે પણ જો અહીં કમાયા હોત અને તે ધનથી મકાનોની મિલકત ઊભી કરવા માગતા હોત તો શાન્તાગૌરી કે દાજીસાહેબ વિરોધ ન કરત. એમણે કમાવા તરફ લક્ષ નહોતું આપ્યું એ સાચું, પરન્તુ અમદાવાદમાં એમની સાથે એવા કેટલા ય વકીલો હતા કે જે કમાવા સિવાય બીજામાં ધ્યાન આપતા ન હતા, છતાં વકીલના મોભાને છાજે તેટલું કમાતા ન હતા. જ્યારે બીજા વકીલો સારું કમાઈને વૈભવથી રહેતા હતા અને કામકાજથી થાકેલા મગજને આરામ આપવા રમીમાં પૈસા ગુમાવતા છતાં એમને એનો અફસોસ થતો ન હતો. પોતે કમાતા નથી, કુટુંબ માંડ નિભાવે છે એટલે રમીનો શોખ પોષાય નહિ તેમ માની એનાથી દૂર રહેલા એ ત્રણ વકીલો છેવટ રમીની એ લતમાં પડ્યા હતા. અને તેમાંના એકનો તો ધંધો જ વકીલાત કરતાં રમી થઈ ગયો હતો. એમાં એમનો દાવ એવો બેસી ગયો કે રાત્રે રમીને ઊઠે ત્યારે એમણે પૈસા ગુમાવ્યા

હોય તેવું ભાગ્યે બનતું. નાનાભાઈને હવેલીના સંગ્રાગ મજીરા કે આનંદ ખાતર પાના ભલે રમાય, પરન્તુ જેમા નાની મોટી કોઈ લેવડદેવડ થાય, તે પછી રમી જેવી રમતમા આનદ પ્રાપ્ત કરવા જરૂરી હોય, તેથી દૂર રહેવુ. એથી એ કલબમા કયારે ય આ રમતમાં પડયા ન હતા. નાનાભાઈને થયું—તો શું હવે પોતે કમાવા માટે આ માર્ગનો આશરો લે? એમને બીજી ક્ષણે થયુ કે પોતાનું એ કામ નહિ.

અમદાવાદમા કમાયેલા વકીલો બીજા વેપારી, ડોક્ટરોની માફક શહેરની ચારે બાજુ આવેલી જમીનો ખરીદતા હતા અને નવી હાઉસીગ સોસાયટીઓ થતા એમને મોઘેભાવે વેચતા હતા. નજીવી કિંમતે લીધેલી જમીનો મોઘા ભાવે વેચાના જમીનના ધંધામા જે પડયા હતા તે સારું કમાયા હતા. જે વકીલો ધધામા કમાણી કર્યા પછી તેનુ વ્યાજ ખાઈને બેસી રહ્યાં, તે કરતા જે આ ધધામા પડયા તે એટલા બધા આગળ નીકળી ગયા હતા કે વકીલાતમાં કમાઈને એમની સાથે થઈ શકાય તેવુ રહ્યુ ન હતું.

આ ધધામા એક જ ગણતરી રાખવાની હતી કે શહેરનો વસ્તવાટ કયી બાજુ વધી રહ્યો હતો. જોકે એમા પણ ખાસ દીર્ઘદૃષ્ટિની જરૂર ન હતી. શહેરની ચોમેર વસવાટ ઓછો વધતો ચાલતો હતો. સાબરમતીની સામે પાર તો આંધળાના ગોળીબાર જેવુ હતું. જ્યાં જમીન રાખે ત્યાં થોડા વખતમાં જ ભાવ વધેલા જોવા મળતા હતા.

શાન્તાગૌરી દીકરીઓના લગ્નના ખર્ચની ચિંતા નાનાભાઈને ઓઢાડવાની કોશિશ કરતાં ત્યારે એમને કોઈ કોઈ વખત થઈ જતું કે જમીન રાખવા-વેચવાનો ધંધો કરવા જેવો છે. અમદાવાદમાં જે ધંધામા કંઈ ન સમજતી વિધવાઓ ધણીની કમાણીના જોરે પાન-

ચારવણી કરી કમાઈ લેતી હોય અને લેખકો જેવા બિનવ્યવહારુ અને ધંધાની આંટીઘૂંટી ન જાણનાર પણ એ સાહસ કરી શકતા હોય તો પોતાના જેવા એમાં ન કમાય એવું ઓછું બનવાનું હતું? પરન્તુ ઇચ્છા છતાં નાનાભાઈ એમાં નહોતા પડી શક્યા તેનું કારણ ચાલુ ઘર ખર્ચ માટે પણ દાજીસાહેબ પાસે માગણી કરવી પડતી હોય અને નાથા મુનીમ જેવા ઝીણા માણસ કાયમ બૂમ મારતા હોય કે નાનાભાઈનું અમદાવાદનું ખર્ચ હદ બહાર વધતું જાય છે, ત્યાં જમીનના સોદા કરવા માટે જોઈતી રકમ લાવવી ક્યાંથી? વળી નાનાભાઈ પોતાને કમાનાર પ્રાણી ક્યારે ય માનતા ન હતા એટલે કમાવાની માયાનું આવરણ ક્ષણિક આવીને ચાલ્યું જતું હતું.

શાન્તાગૌરી અને દાજીસાહેબને પોતાનું પગલું દીર્ઘદૃષ્ટિપૂર્વકનું હતું તેમ ઠસાવવા નાનાભાઈએ કમાવાનું ગંભીરતાપૂર્વક વિચારવા માંડયું ત્યારે જમીનના ધંધામાં પડવાનું આકર્ષણ એમને સવિશેષ થયું. દાજીસાહેબ પાસે એ રકમ ન માગે તોપણ એ બીજેથી રકમ મેળવી શકે તેમ હતા. એમના જે સ્નેહી-સગાઓ સદ્ધર હતા તે કોઈ ના પાડે તેમ ન હતા. એમાં ય પોતાના સસરાની રકમ લે તો એમાં અઘટિત પણ ન ગણાય અને ઉપકારભાર ન ગણાય. આમે ય ભાણીઓનાં લગ્ન વખતે એમને મોસાળિયા તરીકે ઓછામાં ઓછા પાંચ હજાર ખર્ચ વેઠવો પડે તો ત્રીસ હજાર જેટલી એ રકમ થાય. એટલી રકમ એ અત્યારે આપે તો કમાઈને એ જ રકમ તે વખતે પાછી વાળવામાં આવે. પરન્તુ આ આખી હકીકત દાજીસાહેબ અને શાન્તાગૌરી બંનેથી ખાનગી રાખવી પડે. દાજીસાહેબથી તો કદાચ રાખી શકાય, પણ પિયરમાં ક્યારે ય હર્ષમાં કે ગૌરવમાં દીકરીને કહ્યા વિના રહી શકે? શાન્તાગૌરીને માબાપ–

ભાઈઓ-ભાભીઓ તરફ ભક્તિ અને આદર હતો. એ સૌ એમની સાથે ઘસાવામાં આનંદ માનતા હતા. પરન્તુ શાન્તાગૌરીમાં મોટા ઘરની વહુનું એટલું સ્વમાન હતું કે ખુદ માબાપ પાસે મદદ લેવાનું એ પસંદ ન કરે. લગનના ખર્ચની વાત નીકળતા નાનાભાઈ દલીલ ખાતર કહેતા કે, ૭ દીકરીઓ આપણને શું ભારે પડવાની છે, એના ચાર મામાઓ સબળા બેઠા છે. દરેક એકેકી પરણાવી દે અને એકએક એનાં નાના-નાની પરણાવી દે તો આપણે ભાગ તો કેવળ દીકરો જ પરણાવવાનો આવે! શાન્તાગૌરી વિરોધ કરતા કહેતાં કે, 'માબાપ ભાઈઓ ખુશી હોય તોપણ હું કોઈને ભારરૂપ થવામાં માનતી નથી .. ..'

વચ્ચે નાનાભાઈ બોલી ઊઠતા: 'માબાપને "કોઈ" કહેવાય?'

'આ મુદ્દા પૂરતાં તો એ કોઈ જ ગણાય.'

'તો તો દાક્તરસાહેબ પણ કોઈ જ કહેવાય '

'એ તો એમને પૂછીએ ત્યારે ખબર પડે.'

'મેં એવું કહ્યું હતું એમ કહીને જોજો પૂછતા '

'મેં કહ્યું હતું તેમ કહું તોપણ એ માનશે ખરા?'

'તો અહીં જ વાત દાટી દેજો'

આ વાત તો જાણે શાન્તાગૌરીએ દાટી દીધી હતી, પણ જો પોતે એમનાં માબાપ પાસેથી ધંધા માટે પૈસા લાવે અને એ જાણે તો વાત દાટી ન દે. દાક્તરસાહેબને જણાવી પૂરેપૂરી શિક્ષા કરાવે એમાં શક નહિ!

જાણે એ રસ્તો ય પોતાને માટે બંધ હોય તેમ વિચાર-દીવાલને માથું અફળતાં, નાનાભાઈ સ્વગત બબડયા: 'વહાલા વેરીની ગરજ સારે તે આનું જ નામ હશે!'

જીવનમાં ક્યારે ય ચિંતાપૂર્વક ધંધાનો-કમાણીનો વિચાર ન-

કરનાર નાનાભાઈને આજે આંખો સમય એ જ વિચારો આવ્યા કર્યા—શા માટે પોતે વકીલાતમાં પહેલેથી ડૂબેલા ન રહ્યા? દાજી-કુટુંબનો એશઆરામપ્રિય વારસો કે બીજું? અને હવે પોતે ગમે તેટલો શ્રમ કરે તોપણ પુત્રનાં લક્ષણ પારણામાં તેમ વકીલોની દુનિયામાં પોતાને હોશિયાર વકીલ તરીકે ખ્યાતિ મળતાં કેટલો વખત લાગે? ચાલીસ વર્ષની ઉંમર સુધી જેની વકીલાત ધીખતી ન ચાલી, તે હોશિયાર ન હોય તેમ જ સૌ માને ને? એ જૂની છાપ ભૂંસવા માટે દસકો જોઈએ. વળી નવેસરથી છાપ પાડવી સહેલી છે, પણ એક વખત પડેલી છાપ ભૂંસવી મુશ્કેલ છે. આખો બાર અને ન્યાયાધીશો સુદ્ધાં પોતાને દરબારના ઉપનામથી ઓળખે છે, તે પોતાની કયી છાપ સૂચવે છે? હવેલીની પ્રતિષ્ઠા તરીકે એ ઉપનામ શોભે તેવું છે. પરન્તુ વકીલની પ્રાતિષ્ઠામાં તો એ અવરોધરૂપ ગણાય.

નાનાભાઈએ પોતે પોતાની જાતને સવાલ પૂછ્યો: 'હવે દરબારનો પાઠ ભજવ્યા પછી શું થઈ શકે? દસ વર્ષ જેટલો સમય આ ઉંમરે ગુમાવવો એમને પોષાય તેમ ન હતો. એ કારણે તો એમણે વતનની જમીન કાઢી નાખી અમદાવાદમાં મિલકતનું સ્થળાંતર કરવાનું વિચાર્યું હતું. પરન્તુ એ ગણતરી ફળીભૂત ન થવાની હોય ત્યારે પોતે ચૂપ થઈને બેસી રહે તે પણ કેમ ચાલે? પોતાને પક્ષે આજ સુધી કોઈ શક્તિ નહોતી બતાવી તેથી જ પોતાની વાતમાં દાજીસાહેબ અને શાન્તાગૌરીને વિશ્વાસ બેસતો ન હતો. ટૂંક સમયમાં પોતે એવી શક્તિ બતાવે તો જ શાન્તાગૌરીની ચેલેન્જ ઉપાડી લીધી ગણાય અને ભવિષ્યમાં એમની મૂર્ખામી બદલ કાનની બૂટ પકડાવી શકાય.

એ રસ્તો જડી ગયો હોય તેમ ક્લબમાંથી ઘેર પાછા ફરતા પહેલાં એ એક મિત્રને ત્યાં ગયા. મિત્રે એમને જોતાં હર્ષ વ્યક્ત

કરતા કહ્યુ : 'આવો દરબાર, ક્યાથી એકાએક ભૂલા પડ્યા?'

'ભૂલો નથી પડ્યો પણ ભૂલ સુધારવા આવ્યો છુ'

'જે ભણે નહિ તેને ભૂલ જ શાની પડે?'

'હવે ભણવુ છે.'

'શુ ભણવુ છે?'

'તમારી નિશાળ'

'કારણ?'

'કમાવા.'

'કમાવાની શી જરૂર પડી?'

'ખર્ચો વધતા જાય છે એ તો તમે જુઓ છો. અને અમારી ગામડાની કમાણી ઘટતી જાય છે.'

'સાચુ કહો છો?'

'તમારા સોગન.'

'તો તો ફાવ્યા જાણો.'

'એવા સારા શુકનમા આવ્યો છુ?'

'સારા જ નહિ ઉત્તમ શુકન. અત્યારે બજાર તેજીમા છે. કોઈ શેર એવા નહિ હોય કે તેના ભાવ વધતા ન હોય. આજે લઈ ને પાચ દહાડે કાઢી નાખો તો ય કમાઈ લ્યો'

'આપણે ત્યારે કમાવુ જ છે'

'કમાશો એની ના નહિ. પણ એનુ જોખમ સમજી લેવુ જોઈએ'

'ખોટ વેઠવાની મારી તાકાત છે.'

'આ ધધામા ત્યારે એ જ ફાવે છે. જે માર ખાય તે જ માલ ખાય છે. લોકોને આ મૂડી વગરનો ધધો લાગે છે, છે પણ એવો, પરન્તુ મિલકતનુ પીઠબળ ન હોય તે એમા માર જ

ખાય છે અને સાલ ખાવાનો વખત આવે ત્યાં સુધી જીવતો રહેતો નથી.'

'એ બધો વિચાર કરીને હું આવ્યો છું.'

'તો કાલે કલબમાં તમને ફોન કરી રૂખ જણાવીશ.'

રાત્રે નાનાભાઈ ઘેર પહોંચ્યા ત્યારે શાન્તાગૌરીની આંખમાં આંખ ન સંડાઈ જાય તેની કાળજી રાખી હતી.

## પ્રકરણ સાતમું

## શાન્તાગૌરીને કાને વાત પહોંચી

નરસિંહભાઈ પ્રાંતિક કોંગ્રેસ સમિતિની કારોબારીની સભા હતી એટલે અમદાવાદ આવ્યા હતા. સાંજની ગાડીમા પાછા ફરવું હોત તો વખત હતો. પરન્તુ ઘેરથી નીકળ્યા ત્યારથી વિચારી રાખ્યું હતું કે રાત રોકાવું અને નાનાભાઈને ઘેર જતા આવવુ. આમે ય એ અમદાવાદમા આવે અને રોકાવાના હોય તો નાનાભાઈને ત્યા જ મુકામ રાખતા. નાનાભાઈનું ઘર નહોતુ ત્યારે એ એમના સગાને ત્યા ઊતરતા હતા. અને એ જ રસમ એમણે ચાલુ રાખી હોત, પરન્તુ નાનાભાઈનો અત્યાગ્રહ હતો કે હું અહીં રહેતો હોઉ અને તમે બીજે ઊતરો તે શોભતુ હશે? આ કુટુંબના આતિથ્યભાવ વિષે નરસિંહભાઈને માન હતું એટલે નાનાભાઈ અમદાવાદ રહેતા થયા ત્યારથી એમને ત્યા જ એ અચુક ઊતરતા હતા.

પછી તો એ ઘેર ઊતરવાનુ શાન્તાગૌરી ય આકર્ષણ થઈ રહ્યા. આમ તો બને વચ્ચે એક પેઢીનુ અંતર ગણાય. ગામના મલાજા પ્રમાણે બંનેને વાતચીત પણ કરવાની ન હોય સરખી ઉમરના ગણાય તોપણ ભાભીમા સાથે જરૂર પૂરતી જ વાતચીતનો પ્રસંગ પડતો હતો, પરન્તુ શાન્તાગૌરીનો ઉછેર મુંબઈ થયો હતો એટલે એ છૂટથી પુરુષ સાથે ભળી શકતા અને મુરબ્બી હોય તેની સાથે ય વિવેકપુરઃસર નિખાલસ રીતે સંકોચ વગર વાતોએ ચડતાં

અને વાત રંગે ચડી હોય તો મજાક કરવાની ચૂકતાં નહિ. દાજી-સાહેબ સાથે પણ એ એટલી છૂટથી વર્તતાં તો પછી નરસિંહભાઈ સાથે એમને સંકોચ શાનો નડે? વળી એ જાહેર કાર્યકર હતા એટલે એમની સાથે પોતે સંકોચ સેવે તો જુનવાણીમાં ગણાઈ જાય તેમ પણ શરૂઆતમાં લાગેલું. પછી તો પરિચય થતાં ખ્યાલ પણ આવ્યો કે નરસિંહભાઈ જિલ્લાના આગેવાન હોવા છતાં એમનામાં એનું અભિમાન ન હતું અને ગમે તેની સાથે છૂટથી વાત કરવાના સ્વ-ભાવના હતા. ફક્ત કોંગ્રેસની કોઈ ટીકા કરે તો એ એમને રૂચતી ન હતી.

નાનાભાઈ એમના બેફિકરા સ્વાભાવ પ્રમાણે નરસિંહભાઈને માઠું લાગતું હતું તેની ફિકર કર્યા વગર વાત નીકળતાં કોંગ્રેસની ટીકા કર્યા વગર રહી શકતા નહિ. એ ટીકામાં વજૂદ પણ હોતું એટલે શાન્તાગૌરી શરૂઆતમાં એમાં જોડાતાં. પરન્તુ તે પછી એમનું ધ્યાન ગયું કે વકીલ જેમ પોતાના નબળા કેસનો લૂલો બચાવ કરે તેમ નરસિંહભાઈ ટીકાનો બચાવ કરતા હતા અને અંતરથી એવી ટીકા થાય તે એમને પસંદ ન હતું. આથી શાન્તાગૌરીએ નાના-ભાઈને તરત વાર્યા હતા, ‘ નરસિંહભાઈ આવે ત્યારે તમારે કોંગ્રે-સની ટીકા ન કરવી.’

‘ કેમ ?’

‘ નરસિંહભાઈને એ પસંદ નથી.’

‘ એ તો મને ય ખ્યાલ છે. એ કોંગ્રેસના અંધભક્ત છે તેનું કારણ દાજીસાહેબ શું માને છે તે જાણો છો ?’

‘ ના.’

‘ એમનું કુટુંબ ગામમાં ઊતરતું ગણાય એટલે દબાઈને ચાલ-વાના સંસ્કાર વારસામાં મળેલા. આગેવાનો જે કહે તે માથે ચડાવે

અને હા એ હા કહે આથી એ કોંગ્રેસમા બળવાખોર તરીકે દાખલ થયા ગણાય, પણ બળવાખોરોમા ય એ તો પાછા એમનાથી દબાયેલા ! અગ્રેજ સરકારના અન્યાય સામે પડકાર કરી શકે, પણ કોંગ્રેસના અન્યાય સામે પડકાર કરવાની હિંમત નહિ, એટલુ જ નહિ એની ટીકા કરવવાની ય તાકાત નહિ.'

શાન્તાગૌરીએ એને માન્ય ન ગખતા કહ્યું : 'દાજીસાહેબને બીજાને ઉતારી પાડતા સારુ આવડે છે.'

'એ તો એમને હનુમાન કહે છે.'

'હનુમાનની ભક્તિ તો ચડિયાતી છે.'

'પણ દાજીસાહેબ હનુમાનની મજાક કરે છે તે ખબર નથી.'

'મેં એ મજાક સાભળી નથી.'

'હનુમાનને એ જડભકત કહે છે વનસ્પતિ લેવા મોકલ્યો ત્યારે સૂઝ ન પડવાથી આખો ડુંગરો ઊંચકી લાવ્યો. કોંગ્રેસમા ય આવા જડ ભકતો ભેગા થયા છે અને તેનો એક નમૂનો આપણા નરસિંહભાઈ !'

શાન્તાગૌરી : 'દાજીસાહેબ એમના ટીખળી સ્વભાવ પ્રમાણે કહે પણ આપણાથી એવુ કેમ કહેવાય? આપણી નજરે જોયું કે એવા ભકતોના ત્યાગ અને બલિદાનથી સ્વરાજ્ય મળ્યુ. દાજીસાહેબ જેવો એક વર્ગ માનતો હતો કે અંગ્રેજો ક્યારે ય નહિ જાય '

'એમ તો રામ નામથી પથ્થર કયા નહોતા તર્યા? તેમ ગાંધી નામે કોંગ્રેસીઓ તર્યા હવે ગાંધીજી જતા ઘણાને પથ્થર તરીકે ઉઘાડા પડતા આપણે જોઈએ છીએ '

'નરસિંહભાઈ એમાના નથી તેમ એમના દુશ્મને ય કહેવું પડશે '

'એ સેવાભાવી અને નિઃસ્વાર્થી છે એની આપણે ક્યારે ના

પાડી છે?'

'દાજીસાહેબ તો એ ઉપર પણ કોઈ વાર પ્રહાર કરે છે—માણસે સ્વાર્થ ન સાધ્યો માટે જ એ નિઃસ્વાર્થી છે તેમ માનવું એ ભૂલભરેલું છે. એમાંના ઘણામાં પૂરેપૂરો સ્વાર્થ ભરેલો હોય પણ એ સાધવા માટે નફટાઈ ભરી હિંમત ન હોય એટલે ચૂપચાપ બેસી રહે છે. નરસિંહભાઈ એમાંના છે કે નહિ તે તો એમનું અંતર જ જાણતું હોય ને?'

'દાજીસાહેબ અમુક તો ટીખળ કરવા જાણીને બોલે એટલું જ, બાકી નરસિંહભાઈની નિઃસ્વાર્થતા વિષે એમને પણ માન તો છે જ.'

'તો પછી એવા નિઃસ્વાર્થી પુરુષને દુભવવા એ શું આપણને શોભે? કોંગ્રેસની ટીકા એમને પસંદ ન હોય તો આપણે ન કરવી.'

'એ ટીકા આપણે એમને દુભવવા જ કરતા હોઈએ તો જુદી વાત છે. આપણે કોંગ્રેસના વિરોધી પણ નથી કે કેવળ ટીકા કરવા ખાતર ટીકા કરીએ. વળી આપણે કોંગ્રેસની ટીકા એમની સમક્ષ કરીએ છીએ તેનું એ પણ કારણ છે કે એ જો યોગ્ય કાને પહોંચાડે અને તેમાં કંઈ સુધારો થતો હોય તો.'

'પણ એ તો હનુમાન જેવા ભક્ત છે તેમ આપણે જાણી લીધું. કોંગ્રેસના એમના સર્વોચ્ચ નેતાઓ દિવસને રાત કહેશે તો એ રાત કહેવાના અને રાતને દિવસ કહેશે તો એ પણ કહેવાના...'

'માટે આપણે પણ કહેવું એવું ઓછું છે?'

'હું એમ નથી કહેતી, પણ એમને આટલું ઓળખી લીધા પછી એમની સાથેની ચર્ચામાં કોંગ્રેસની ટીકા ન કરવી. યજમાન તરીકે આપણે મહેમાનની લાગણીને સમજીને વર્તવું જોઈએ.'

એ વિવેકને સ્વીકારી લેતાં નાનાભાઈએ કહ્યું: 'દાજીકુટુંબ કરતાં

દેસાઈ કુટુંબનો વિવેક ચડે, તે મારે કબૂલ કરવું પડશે.'

શાન્તાગૌરી મીઠો રોષ વ્યક્ત કરતા બોલ્યાઃ 'મને પરણ્યા ચ વીસ વર્ષ થયા, દાજીકુટુંબના સાત બાળકોની માતા થઈ, છતા હું હજુ દાજીકુટુંબની નથી થઈ એમ ને?'

તમે દાજીકુટુંબનાં નથી એવો મે આક્ષેપ નથી કર્યો, પણ દાજીકુટુંબના હોવાથી જ આ વિવેક સૂઝતો હોત તો હું દાજીકુટુંબનો જન્મથી જ છુ, છતા મને કેમ ન સૂઝ્યું? તમને એ વિવેક સૂઝ્યો એનો યશ દેસાઈકુટુંબને ન આપું તો હું મારી સાસરીને જ અન્યાય કરુ છુ એમ તમે નથી માનતા?'

આ ચર્ચા પછી નરસિંહભાઈ ઘેર આવ્યા હોય ત્યારે નાનાભાઈ કોંગ્રેસની વાત કાઢતા નહિ અને નીકળે તો એના સારા પાસા વિષે ઉલ્લેખ કરતા હતા. છતા કોઈ વખત અજાણે એની શરૂઆત થઈ જાય તો શાન્તાગૌરી ઈસારો કરી લેતા અને તે એને અટકાવી લેતા હતા. આવો મોટો ફેરફાર નરસિંહભાઈની જાણ બહાર પણ શી રીતે રહી શકે? એમણે તેથી એક વખત પૂછ્યું પણ ખરું કે, તમે લોકો હવે કોંગ્રેસની ટીકા કરતા નથી તે કોંગ્રેસ સુધરી ગઈ કે ટીકા કર્યા છતા સુધરવાની નથી એમ માની હાથ ધોઈ નાખ્યા?

તે વખતે નાનાભાઈએ પ્રત્યુતર ન આપતાં શાન્તાગૌરી સામે જોયું. એમણે કંઈ છુપાવ્યા વિના યજમાન ધર્મ તરીકે ટીકા ટાળી હતી તે સીધેસીધી વાત જણાવી દીધી. અને તેનો યશ શાન્તાગૌરીને ઘટે છે તેમ નાનાભાઈએ ઉમેરી લીધું. તે દિવસથી શાન્તાગૌરી પ્રત્યે નરસિંહભાઈને વાત્સલ્યભર્યું આકર્ષણ શરૂ થયું હતું. નરસિંહભાઈને એમની પત્ની તરફથી સોબતનો આનંદ નહોતો મળ્યો તેથી વિજાતીય મૈત્રીની ભૂખ એમને રહ્યા કરતી હતી. એમના

વખતમાં જિલ્લામાં સ્ત્રી કાર્યકરો પણ એવાં ન હતાં કે એમની સોબત મળી રહે. અને તે પછી નવી પેઢીમાં જ સ્ત્રી કાર્યકરો આવ્યાં તે એમને મુરબ્બી ગણી જરૂર પૂરતી વાત કરતાં હતાં. સમાનભાવે અલકમલકની વાતો એમની સાથે થાય કે કોઈ વિષયની એવી રીતે ચર્ચા થાય જેમાંથી મૈત્રીનો આનંદ મળી રહે તેવું બનતું ન હતું.

દીકરાને કુળવાન ઘરની મૅટ્રિક સુધી ભણેલી અને ચાલુ જમાનાને સમજતી કન્યા મળી હતી. મુંબઈના વસવાટ પછી સુલોચના આગળ અભ્યાસ ચાલુ રાખી કર્વે કૉલેજની ગ્રેજ્યુએટ થઈ હતી. પતિને ડૉક્ટરના વ્યવસાયને લીધે પત્નીને સોબત આપવાનો સમય રહેતો ન હતો એટલે એ નિયમિત ભગિની સમાજ મંડળમાં જતી અને કંઈ ને કંઈ કામમાં વખત ગાળતી હતી. એ ઇચ્છતી કે એની મોટીબહેન ત્યકતા બની હતી એટલે આગળ ભણે અને પ્રવૃત્તિ તરીકે કોઈ કામમાં જોડાઈ જાય. પરન્તુ એ પગલું એના સસરા રણજીતભાઈને પસંદ ન પડે માટે મોટીબહેન ભરવા તૈયાર ન હતી. જે સસરાએ કુળવાનશાહીના ઘમંડમાં એને ત્યકતા બનાવી હતી તેમનો વિચાર મોટીબહેન શું કરવા કરતી હશે, તે સુલોચનાને સમજાતું ન હતું. પોતાના લગ્નથી જ મોટીબહેન દુઃખી થઈ હતી અને વળી પોતાના આગ્રહથી એ નવું પગલું ભરે અને એનું વિપરીત પરિણામ આવે તો પોતાને એનાય નિમિત્ત બનવું પડે એ ભયે સુલોચના મોટીબહેનને વધુ આગ્રહ કરતી ન હતી.

આવી કેળવાયેલી પુત્રવધૂની સોબત નરસિંહભાઈને જો મળી શકી હોત તો વિજાતીય મૈત્રીની તૃષા છિપાઈ હોત. ચંદુભાઈ રસોયો રાખતા હતા એટલે સુલોચના મુંબઈ રહેવા છતાં જિલ્લાના જાહેર કાર્યમાં વખત આપી શકત. મહિનામાં અઠવાડિયું પંદર

હિંમ્મ્મ એને બહાર જવું હોત તો હરકત ન આવત. વળી સસરા જ જિલ્લાના આગેવાન હતા એટલે કાર્યકર તરીકે એને સ્થાન મળતાં વિલંબ ન થાત. નરસિંહભાઈએ સુલોચનાને આગ્રહ પણ કર્યો હતો—જિલ્લામાં સ્ત્રી કાર્યકરો ખાસ નથી એટલે મને જે હોય તે કહે છે કે તમારા ઘરમાં જ સ્ત્રી કાર્યકર છે અને તેનો લાભ કેમ જિલ્લાને આપતા નથી?

સુલોચનાબહેને પોતાના પક્ષેથી સ્પષ્ટતા કરતાં કહ્યું: 'હું જિલ્લામાં હોત તો કોઈના આગ્રહ વિના જ કામ કરતી થઈ ગઈ હોત. પરંતુ મુંબઈ જેટલે દૂર રહીને શું થઈ શકે?'

'તમારા કહ્યા વિના પણ મેં એ જાતનો બચાવ કર્યો હતો. પરંતુ લોકોને તમે મુંબઈમાં કામ કરો છો તેનો ખ્યાલ છે એટલે એ જવાબથી સંતોષ થતો નથી.' અને લોકોના બહાને નરસિંહભાઈએ પોતાના અંતરનો ભાવ કહ્યો: 'લોકોનું કહેવું છે કે મહિનામાં એકાદ અઠવાડિયું તો આવી શકે કે નહિ? એમાં એમને કંઈ અડચણ પણ નથી અને જિલ્લાના સ્ત્રી-સમાજમાં ચેતન આવે.'

સુલોચનાએ દિલની વાત જણાવતાં કહ્યું: 'જિલ્લામાં કામ કરવાનો મને અધિકાર નથી એમ હું માનું છું.'

'કારણ?'

'હું ત્યાં સ્ત્રી કાર્યકર બનું તો પ્રથમ કામ મારે ઘેરથી શરૂ કરવું જોઈએ. મોટીબહેન ત્યક્તા તરીકે લાચાર બની બેઠાં છે તેમને પડકાર કરતા કરવાં જોઈએ. તે તો આગળથી બને તેમ નથી એટલે કોઈ પાછળથી ટીકા કરે કે ઘરમાં સુધારો થતો નથી અને લોકોને સુધારવા નીકળ્યા છે, તે સાંભળવાની મારી મુદ્દલ તૈયારી નથી.'

સુલોચનાની જિલ્લામાં કામ કરવાની બિલકુલ તૈયારી ન હતી

તે નરસિંહભાઈએ જાણી લીધું હતું. પરંતુ એ જે કારણે ના પાડે છે તે એક જ કારણ હતું તેમ એમને ગળે ઊતર્યું ન હતું. ઘેર આવે તો એને સાસુ સાથે રહેવું પડે અને અકારણ ઘર્ષણમાં આવવું પડે. વળી કોંગ્રેસ સંસ્થા દ્વારા કાર્ય કરવાની તૈયારી ન હોવાની પણ શંકા જતી હતી. ડોકટરને આમ તો ચર્ચાનો સમય ન હતો, પરન્તુ રાત્રે સાથે જમવા બેસતા અને ચર્ચા નીકળતી ત્યારે ચંદુભાઈ કોંગ્રસની ભરેભાર ટીકા કરતા હતા. એમાં રહીને જે લોકો ઘાલમેલ કરતા એના એ નામ દઈને દાખલા આપતા. એ વખતે સુલોચના પણ એમાં સાથ પુરાવતી હતી. આથી કોંગ્રેસ દ્વારા એની જિલ્લામાં કામ કરવાની તૈયારી ન હોય તેમ નરસિંહભાઈએ માની લીધું હતું.

સુલોચનાએ એમની આટલી જ મહેચ્છા નહોતી પૂરી કરી એમ નહિ, પરંતુ એ કાર્યકર તરીકે બીજા સાથે ભળીને સામાન-ભૂમિકાએ ચર્ચા કરી સોબત આપી શકે તેટલી નાની સરખી તૃષ્ણા પણ સંતોષી ન હતી. નરસિંહભાઈ મુંબઈ આવતા ત્યારે સામે ચાલીને ભગિની સમાજમાં શી પ્રવૃત્તિ ચાલતી હતી તેમ પૃચ્છા કરતા હતા, સુલોચનાને એક યા બીજા નિમિત્તે ચર્ચામાં ઘસડવા પ્રયત્ન કરતા હતા. પુત્રવધૂ તરીકે એ સંકોચ ન રાખે કે ચર્ચાથી દૂર ન રહે તેનો એ પ્રયત્ન કરતા હતા. પરંતુ નરસિંહભાઈ જે સવાલ પૂછે તેનો ટૂંકમાં ઉત્તર આપી એ અટકી જતી અને એ પોતે ચર્ચામાં ઊતરવા માંગતી હોય તેવું દેખાતું ન હતું. નરસિંહભાઈને આ કઠતું હતું. એમનો વિજાતીય મૈત્રી ઝંખતો જીવ કપાતો હતો. ન પત્ની તરફથી એ સુખ મળ્યું, નથી દીકરી તરફથી એ લહાવો મળવાનો અને પુત્રવધૂ સસરા માટે દ્વાર બંધ કરીને બેઠી હોય તેમ ઘંટડી મારવા છતાં ઉઘાડતી ન હતી!

એમને કહેવાનું મન તો થઈ આવતું પણ હોઠે આવેલો બોલ એ ગળી જતા હતા. સસરાઓથી ચેતતા રહેવું પડે તેવા પ્રસંગો સમાજમા બનતા હોય છે એટલે એ કદાચ એવો કંઈ અર્થ કરે તો? સાસુ-સસરાનું કજોડું ભયંકર છે એમ તો એ સમજતી જ હોય અને એનો અર્થ એ એવો કરવા પ્રેરાય એમ કેમ ન બને? શા માટે સસરાએ સામે ચાલીને એવી ટકોર કરવી પડે?

નરસિંહભાઈને થતું કે શરીર ભૂખ માટે પોતે ક્યારે ય પરસ્ત્રી ઝંખી નથી તેવું પુત્રવધૂને શી રીતે ખ્યાલમા આવે? પત્ની પ્રત્યેની વફાદારી અને એનાથી જે સુખ મળે તેનાથી જ સંતોષ માનવાનો સંયમ ભયંકર કજોડાંને પણ કેટલું સહ્ય બનાવે છે તેની બીજાને અનુભવ વગર ખબર પણ શી પડે? પરન્તુ પુરુષ સ્ત્રીની સોબત કેવળ પત્ની તરીકે ઝંખે છે તેવું નથી, માતા તરીકે, મિત્ર તરીકે અને પરિચારિકા તરીકે પણ એ ઝંખે છે, તેવું સંસ્કૃત સુભાષિત અનુભવ પરથી રચાયું હતું અને તે પોતાને પરેપૂરું લાગુ પડતું હતું તેમ નરસિંહભાઈ સ્ત્રી અંગેની પોતાની આંતરભૂખ જોતા ત્યારે એમને દેખાતું હતું. એ ભૂખ જો પુત્રવધૂ સુલોચનાએ અમુક પ્રમાણમાં ય સંતોષી હોત તો શાન્તાગૌરી પ્રત્યે એમને વાત્સલ્ય-ભર્યું આકર્ષણ જન્મ્યું ન હોત અને જન્મ્યું હોત તોપણ આટલું પ્રબળ ન હોત. એમણે જ્યારે પોતાનું દિલ ન દુભાય માટે ડૉક્ટ-સની ટીકા કરવાનું બંધ કર્યું એ જાણ્યું ત્યારે એમના સગા દીકરા અને પુત્રવધૂને એ વિવેક શીખવાનો બાકી હતો એ ભેદ એમની જાણ બહાર ન રહ્યો. શાન્તાગૌરીને એ વિવેક સૂઝ્યો હતો એટલે એમને થઈ આવતું હતું કે કુળવાનશાહીના ઘમંડને ભલે નિર્મૂળ કરીએ પણ એમા જે ખાનદાની છે તેને તો જાળવવી પડશે. વળી એ ભાવનામા શાન્તાગૌરીએ નરસિંહભાઈને મૈત્રીની સોબત આપી

ઉમેરો કર્યો હતો. જેમ દીકરી બાપ સાથે નચિંત રીતે અને નિર્ભય રીતે સોબત ગાળી શકે તેટલી આશાયેસથી શાન્તાગૌરી નરસિંહભાઈ સાથે ભળી જતાં હતાં. નાનાભાઈ બહારથી ન આવ્યા હોય તોપણ એથી નરસિંહભાઈને એકલવાયું લાગતું ન હતું. પછી તો શાન્તાગૌરી સાથે નિરાંતે વાતો થઈ શકે એ જ કારણે નાનાભાઈ ઘેર નહિ હોય તેમ જાણ્યા છતાં નરસિંહભાઈ આવી પહોંચતા. એ સોબતને લીધે શાન્તાગૌરી જમાડતાં એમાં એમને વધુ તૃપ્તિ લાગતી. કહેવાનું મન તો થઈ જતું કે તમારે ઘેર જમવામાં મને જેટલો આનંદ પડે છે તેટલો ક્યાં ય પડતો નથી. પરન્તુ એમાં પત્નીનું સારું ન દેખાય એ છુપાવવાની તો જરૂરે ય ન હતી, પરન્તું પુત્રવધૂનું ય સારું ન દેખાય સાની એ કેવળ રસોઈનાં વખાણ કરી પરોક્ષ રીતે શાન્તાગૌરીનાં વખાણ કરી લેતા. એનો જશ શાન્તાગૌરી પોતાને ફાળે ન રાખતાં પતિને આપી દેતાં કહેતાં—નાનાભાઈને રસોઈનો શોખ ન હોત તો હું આટલી તાલીસ પામી ન હોત!

આ આકર્ષણને લીધે નરસિંહભાઈ અમદાવાદ આવે ત્યારે નાનાભાઈને ત્યાં જવાનું ભાગ્યે ચૂકતા. રાત રોકાવાય તેમ ન હોય તો છેવટ શાન્તાગૌરીને મળવા પૂરતા ય આંટો મારી આવતા. પરન્તુ આ વખતે તો એમને પ્રાયશ્ચિત્ત તરીકે જવું પડે તેવું હતું. એમને એમ જ ખ્યાલ હતો કે ભાણાભાઈને દત્તક લેવડાવવાની સૂઝ સુમીબહેનને એમણે જ આપી હતી. એ આપી ત્યારે એમની ગણતરી એક જ હતી કે દાજીકુટુંબની કુળવાનશાહીના મૂળમાં ઘા કરવો હોય તો એમને આર્થિક રીતે હલકા કરી નાખવા જોઈએ. દાજીસાહેબ ભાણાભાઈને દત્તક લે તો મિલકતના આપોઆપ બે ભાગ પાડી જાય અને રણજીતભાઈ એનો વિરોધ કરે એટલે તે પણ

દૂર કે કોઈ જાય. એ સલાહ પ્રમાણે સુમીબ્હેને ભાણાભાઈ ને મોકલી આપ્યા હતા અને મહિના પછી એની વહુ મનોરમાની પધરામણી થઈ ગઈ હતી. જાણે દત્તક લેવાનો પ્રશ્ન આવીને ઊભો રહ્યો હોય તેમ નરસિંહભાઈ ને ચટપટી શરૂ થઈ ગઈ હતી પોતાને આ માર્ગ સુઝાડતી વખતે કેમ વિચાર ન આવ્યો કે દાજીકુટુંબને ફટકો મારવા જતા એ સીધો શાન્તાગૌરીને વાગવાનો હતો? મિલકત કોની જવાની હતી? જે સ્ત્રી તરફ પોતાને વાત્સલ્યભાવ હતો તેને જ પોને નુકસાન કરે તે કેટલું કુટીલ કર્મ ગણાય? રણજીતભાઈની આખ ઉઘાડવાનો રસ્તો લેવો હોય તો એમને અસર થાય તેવો લેવો જોઈએ. દાજીસાહેબ એમની વહેલમા બેસતા હતા એટલે એમને અસર થાય તેવો ભલે લેવાય, પરન્તુ નાનાભાઈ અને શાન્તાગૌરીને નુકસાન થાય તેમા પોતાનો સાથ કે સુઝ હોય તે તો અઘટિત જ ગણાય. વળી એમની એ મિલકત આમે ય ઓછી તો થવાની હતી. ૭ દીકરીઓને પરણાવવાનુ ખર્ચ મિલકતમાથી કાઢવાનુ હતુ. નાનાભાઈ કમાવાનો ધધો કરતા ન હતા એટલે ચાલુ ખર્ચમા મિલકત ઘસાતી જવાની હતી અને બાકી હશે તો ગણોતધારાનો કાયદો અસર પહોંચાડશે. આ સ્થિતિમા મિલકતમા સીધા બે ભાગ પડે તો શાન્તાગૌરીને જ પાયમાલ કર્યા જેવું થાય. આ સુઝ સુમીબ્હેનને પોતે આપી હતી તેમ નાનાભાઈ કે શાન્તાગૌરી જાણે તો એમને એમ જ લાગે કે દૂધ પાઈ ને આપણે સાપ ઉછેર્યો!

ભાથામાથી બાણ છૂટી ગયુ હતુ એટલે તે પાછું ખેચાય તેમ ન હતુ. પરન્તુ એ બાણ જે નિશાન તાકવાનું હતુ તેને જો ચેતવી દે તો બાણને નિષ્ફળ બનાવી દેવાની તક ચાલી ગઈ ન હતી. પરન્તુ આ વાત શાન્તાગૌરી એકલા હોય તો જ કહી શકાય, નહિ તો વાત બહાર પડી જાય તો સુમીબ્હેનને લાગે કે નરસિંહભાઈ એ

એવો ઘાટ કર્યો કે ધણીને કહેશે ધા અને ચોરને કહેશે નાસ. આથી નાનાભાઈ ઘેર ન હોય તે સમયે જ ગયા વિના છૂટકો ન હતો આની કારોબારીની સિટિંગ ચાલુ હતી છતાં અગત્યનું કામ હતું તેમ જણાવીને એ પ્રમુખની અનુમતિ લઈને વિદાય થયા હતા.

જિલ્લા કોંગ્રેસના એ મંત્રી થયા ત્યારથી કોંગ્રેસ ભક્તોએ એમને માનાર્થે 'મોટાભાઈ'ના સંબોધનથી બોલાવવા શરૂ કર્યા હતા. એમના વિષે કંઈ ઉલ્લેખ થાય તો પહેલાં 'નરસિંહભાઈએ આમ કહ્યું છે' તેમ કહેવાતું તેને બદલે હવે 'મોટાભાઈએ આમ કહ્યું છે' તેમ ઉલ્લેખ થતો. કોઈ કોંગ્રેસી જો ભૂલથી જૂની આદતને વશ થઈ 'નરસિંહભાઈ' નામનો ઉલ્લેખ કરતો તો સાંભળનારની ચાર આંખો થતી અને તેની ભક્તિ પોતાના કરતાં ઊતરતી હતી તેમ તોલ બાંધવામાં આવતો હતો. પરન્તુ 'મોટાભાઈ'નું સંબોધન હજુ કોંગ્રેસ વર્તુલ પૂરતું મર્યાદિત હતું. લોકો સુધી એનો પ્રચાર થયો ન હતો. ખુદ નરસિંહભાઈના ગામમાં પણ એ પહોંચ્યું ન હતું. છતાં એમણે જોયું કે શાન્તાગૌરી સુધી એ પહોંચી ગયું હતું. એમને જોતાં જ એ એમના ઉમળકાભર્યા સ્વરે બોલી ઊઠ્યાં : 'પધારો મોટાભાઈ!'

નરસિંહભાઈને મનથી તો એ પસંદ પડ્યું હતું, છતાં જાણે પોતાની અનિચ્છાએ સૌએ એમના ઉપર એ ઠોકી બેસાડ્યું હોય તેમ એ સોફામાં બેસતાં બોલ્યા: 'હું તો ના કહેતો હતો કે હું સાદો સીધો "નરસિંહભાઈ" છું એ જ સારું છે. આપણે સૌ સરખા છીએ. એમાં વળી કોઈ મોટાભાઈ કોણ અને નાનાભાઈ કોણ?' શાન્તાગૌરી મજાક કરતાં બોલ્યાં: 'વાહ રે મોટાભાઈ! તમારી અમે આટલી આગતાસ્વાગતા કરીએ અને અમને જ ભૂલી જાઓ! નાનાભાઈ કોણ એમ કહીને ઊભા રહો!'

નરસિંહભાઈ એ મજાક ઉપર ખડખડ હસી પડ્યા અને બોલ્યા: 'નાનાભાઈ ને તો મોટાભાઈ છે, પછી બીજા મોટાભાઈની તમારે ક્યાં જરૂર છે?'

શાન્તાગૌરી એની જરૂરિયાત જણાવતા બોલ્યા : 'નાનાભાઈ ને મોટાભાઈ નથી, દાજીસાહેબ છે. એ મોટાભાઈ કરતા પિતાને સ્થાને વધુ છે. મોટાભાઈ સાથે તો નાનોભાઈ લડી પણ શકે. જ્યારે દાજીસાહેબ સાથે લડવાની વાત તો ક્યા રહી પણ દલીલ કરવાની પણ નાનાભાઈની તૈયારી હોતી નથી. એમણે કંઈ હમણા મારી જાણ બહાર દાજીસાહેબને પત્ર લખ્યો હશે. હું જાણત તો લખવા ન દેત, પરન્તુ દાજીસાહેબને તો તમે ઓળખો છો, એમને તમે ગમે તેટલા મેદાન ઉપર લાવવા પ્રયત્ન કરો પણ એ આવે જ નહિ; એમણે પત્રનો જવાબ જ ન આપ્યો અને નાનાભાઈ એમની ઉપર રોષે ભરાવાને બદલે મારા ઉપર ભરાયા.'

એનો અસ્વીકાર કરતા નરસિંહભાઈ બોલ્યા : 'નાનાભાઈ તમારા ઉપર રોષે ભરાય તે હું માનુ નહિ'

'હું પણ એ કબૂલ કરું છું. પરન્તુ એવા ઠંડા માણસ ક્યારે ય રોષે ન ભરાય તેવું થોડુ છે?'

'શું કારણ હતું?'

'એમને ખબર ન પડવી જોઈએ કે મેં વાત તમને કહી છે.' અને તેની કબૂલાત કરાવવાની જરૂર ન હોય તેમ શાન્તાગૌરીએ કહ્યુ : 'કોંગ્રેસ સરકારે ગણોતધારો આપ્યો છે ત્યારથી નાનાભાઈ કંઈક જુદી જ દિશામા વિચારી રહ્યા છે. એ માને છે કે જમીન ખેડૂતોની માલિકીની થાય તે પહેલા વેચી દેવી જોઈએ અને એ મૂડીનું રૂપાતર અમદાવાદમા મકાનોની મિલકતમા કરી દેવું જોઈએ.'

'પછી?'

'એ દરખાસ્ત મૂકતો પત્ર એમણે દાજીસાહેબને લખ્યો હતો પણ એમણે કંઈ પ્રત્યુત્તર આપ્યો નહિ એટલે એમનો રોષ મારા ઉપર ઉતાર્યો હતો.'

તક ઝડપી લેતાં નરસિંહભાઈએ કહ્યું: 'હું પણ એ અંગે જ વાત કરવા ખાસ આવ્યો છું.'

અધિરાઈ બતાવતાં શાન્તાગૌરી બોલી ઊઠયાં: 'દાજીસાહેબે એ અંગે તમને વાત કરી છે કે શું?'

'દાજીસાહેબ પેટનું પાણી હાલવા દે તેવા છે ખરા?'

'ભાભીમાએ વાત કરી હતી?'

'ના. આ તો બીજી જ વાત છે.'

'શી?'

'તમે મને જેમ પહેલાં કહ્યું હતું તેમ આ વાત પણ તમારા કાનેથી નાનાભાઈના કાને જવી ન જોઈએ. વાત એમને કરવી પડે તેવી છે, પણ મેં એનો અણસાર આપ્યો હતો તેમ એમને ખબર ન પડવી જોઈએ. થોડા દિવસમાં કંઈ ખાટુંમોળું પણ થઈ જવાનું નથી એટલે અઠવાડિયું જવા દઈને વાત કરજો એટલે એમને ગંધ ન આવે કે હું અહીં આવ્યો ત્યારે આ વાત થઈ હશે.'

પ્રસ્તાવના લંબાતી જોઈ શાન્તાગૌરી પોતાના પક્ષેથી ખાતરી આપતાં બોલ્યાં: 'હું સાનમાં સમજી જાઉં તેવી છું. મને વધુ કહેવું નહિ પડે.'

'એટલે તો તમને વાત કહેવા હીંડીચાલીને આવ્યો છું. તમારી જગાએ બીજી સ્ત્રી હોય તો હું આવું જોખમ લઉં પણ નહિ, ડાંગે માર્યાં પાણી જુદાં ન પડે તેવા મામલામાં પડવાનું કોઈ મુનાસીબ પણ ન માને.' અને વાતને વધુ ન લંબાવતાં નરસિંહભાઈએ

શરૂ કર્યું : 'ભાણુભાઈ મહિનાથી આવ્યા છે તે તો જાણો છો ને ?'

'હા, કંઈ મુંબઈનું પાણી માફક ન આવ્યું ને હવાફેર કરવા આવ્યા છે તેમ બીજો ( નોકર ) ઘેર ગયો ત્યારે ખબર લાવ્યો હતો.'

'મુંબઈ ઊછરીને મોટા થયેલાને આ ઉંમરે પાણી માફક ન આવે તેમ તમે માનો છો ?'

'મેં તો એવી શંકા જ નહિ કરેલી.'

'એ આવ્યો અને મેં એને સાજોતાજો જોયો ત્યારથી મને વહેમ પડયો હતો.'

'પછી ?'

'એને તમે ઓળખો છો તો ખરા ને ?'

'કેમ ?'

'એની શક્તિ-હોશિયારી અંગે તમારો અભિપ્રાય કેવો છે ?'

'મહેતાજી મારે ય નહિ અને ભણાવે ય નહિ.'

'એ મહેતાજીને એ નાગણે છેવટ હવેલીના વારસદાર બનાવવાનું સુમીબહેને બીડું ઝડપ્યું છે.'

'એટલે ?' અધિગર્ભિત્યો શાન્તાગોરીનો અવાજ નીકળ્યો.

'એટલે એ કે દાજીસાહેબને વારસ કોઈ નથી તો એને દત્તક લે. અર્ધી મિલકત એને મળે એટલે મહેતાજીને મારવા કે ભણાવવાની જરૂર ન ઊભી થાય.'

શાન્તાગોરી વિચારમાં પડી ગયા હોય તેમ કંઈ બોલ્યા વિના નરસિંહભાઈ સામે તાકી રહ્યા. એનો અર્થ સમજી જઈ એમણે કહ્યું : 'માન્યામાં ન આવે તેવી વાત છે એટલે કોઈ પણ તમને કહેતાં અચકાય. દાજીસાહેબ એ પગલું ન ભરે તેમ પણ માની શકાય. પરન્તુ સુમીબહેન ભાણીમામાં ભાણાભાઈના પ્રત્યે વાત્સલ્યભાવ પ્રગ

ટાવી શકે તો એમાં હું કંઈ અશક્ય જોતો નથી. વાત્સલ્યની મારી સ્ત્રીએ જગતમાં શું નથી કર્યું ? ભાણાભાઈનો હવાફેર પૂરો ન થાય તો પછી સાચું માનવું પડે ને ?'

શાન્તાગૌરીની બુદ્ધિ કહ્યું ન કરતી હોય તેમ એ નરસિંહભાઈની વાત સાંભળી રહ્યાં !

## પ્રકરણ આઠમું

## શાન્તાગૌરીની ચટપટી

નરસિંહભાઈ જેવા જવાબદાર પુરુષને બદલે બીજા કોઈએ જો ભાણાભાઈના દત્તકની વાત કરી હોત તો શાન્તાગૌરીએ એને હસી કાઢી ન હોત તોપણ આટલું મહત્ત્વ આપ્યું ન હોત. સુમીબહેન વિષે આમ તો શાન્તાગૌરીને સારો અભિપ્રાય હતો, પરંતુ એ જ ભાણાભાઈના લગ્ન વખતે એમણે જે ચાલાકી વાપરી હતી તે એ ભૂલ્યા ન હતા. કન્યાનો બાપ વતનમાં રહેતો હતો એટલે જાન મુંબાઈથી લઈને આવવા કરતાં ગામમાંથી જોડવી અનુકૂળ હતી. સુમીબહેનને ત્યાં જ એ ઊછરીને મોટો થયો હતો એટલે એમના ગામમાં ઘેરથી તેને ઉઘલાવવો જોઈતો હતો. વળી એના પિતા પણ એ જ ગામના હતા એટલે એમને ઘેરથી ઉઘલાવ્યો હોત તો-પણ શોભત પરંતુ પિતાને એ જશ લેવા દેવો નહોતો. આજ સુધી બાપ થતો આવ્યો ન હતો, તેને આજે પાઘડી મૂકવા દેવાનો શો અર્થ હતો? અને ગામમાં એનો બાપ બેઠો હોય અને પોતે એના દીકરાને ઉઘલાવે તે સારું ન દેખાય માટે બીજા ગામથી એની જાન જોડવી વ્યાવહારિક માર્ગ ગણાય અને બીજેથી એટલે દાળમાંડેમની હવેલીથી ભાભીમાં પણ સુમીબહેન જેટલા જ સગા મામી થતા હતા એટલે એ દરખાસ્ત એમણે સહર્ષ વધાવી લીધી હતી જાણે પોતાનો દીકરો પરણતો હોય તેવી ધામધૂમ કરી હતી. એ લગ્નમાં એમને

આઠ હજાર રૂપિયા ખર્ચ થયો હતો. પોતાનો દીકરો પરણે અને લગ્ન પછી વરાંઠીનો જમણવાર કરે તેમ બે હજાર એમાં ખર્ચી નાખ્યા હતા. રણજીતભાઈએ તો તે વખત દાજીસાહેબને સલાહ આપી હતી કે વરાંઠી કરવાની તમારે કંઈ જરૂર નથી પરંતુ ભાભીસાને ઉસંગ હતો એટલે દાજીસાહેબે એમાં માથું માર્યું ન હતું. ભાભીમા પણ નહોતાં સમજતાં એવું નહિ કે પોતે આ જમણવાર ન કરે તો ન ચાલે, પરંતુ એમના દિલમાં બહેનની ગેરહાજરીમાં ભાણાભાઈને માની ખોટ ન સાલે તે ગણતરી હતી. એની મા હયાત હોય અને દીકરાને એણે પરણાવ્યો હોય તો એ જમણવાર કરે કે નહિ? વળી નાનીબહેને એને ઉછેરીને મોટા કર્યો હતો, તો પોતાને એવી તક મળી હતી તો શું કામ પૂરેપૂરી ન ઉજવી લેવી? એથી બૅન્ડ પણ સુરતથી ખાસ મંગાવ્યું હતું. લગ્નની પૂર બહારમાં સીઝન હતી એટલે બહારગામ જવાના બૅન્ડ કંપનીએ ડબલ પૈસા લીધા હતા. જાનનું બસ-ભાડું અને બૅન્ડ થઈને ત્રણ હજાર ખર્ચ થયું. દાજીસાહેબ વેવાઈ થયા હતા એટલે ગામની દીકરીઓને વહેંચવાની વરસલામી અને સાર્વજનિક સંસ્થાઓમાં આપવાનો ફાળો પણ એમની હવેલીની શોભા પ્રમાણે કરવો પડે. એમાં પણ બે હજારનો ખર્ચ થયો. વહુ પરણીને સાસરે આવી અને ભાભીસાને પગે લાગી ત્યારે અખંડ સૌભાગ્યવતીના આશીર્વાદ આપતાં એને જે બે ઘરેણાં ભેટમાં આપ્યાં તે ખાસ્સાં એક હજારનાં હતાં!

ભાણાભાઈ પાછળ ભાભીમાએ આટલો બધો ખર્ચ કર્યો તે શાન્તાગૌરીને ખટક્યો ન હતો. પરંતુ એમણે જ્યારે જાણ્યું કે કન્યાના બાપે એની સ્થિતિ પહોંચતી ન હતી એટલે ફક્ત પાંચ હજારની પરઠણ આપી હતી તે વરના બાપ તરીકે બળભદ્રદાસે ખિસ્સામાં મૂકી હતી. ખર્ચવાના હોય ત્યારે કોથળી દાજીસાહેબની અને અંદર મૂક

વાના હોય ત્યારે કોથળી સુમીબહેનની! આ વસ્તુ દાક્ષસાહેબે ધ્યાન પર નહોતી લીધી અને તે એમણે કોઈને કહી પણ ન હોત, પરન્તુ ગણુજતભાઈથી એ સહ્યું ન ગયું હોય તેમ એમણે એના વગાળ કાઢી હતી. શાન્તાગૌરીને કાને વાત પણ કેશાની કેમાની આવી હતી. એમણે નાનાભાઈ સમક્ષ વગાળ કાઢતા કહ્યું હતું : ' સુમીબહેનને હું આવા નહોતી ધારતી !'

નાનાભાઈ : 'એમા સુમીબહેનને શું છે?'

'કેમ સુમીબહેનને શું છે? આમ વાત કરવાની હોય ત્યારે તો કાયમ કહ્યા કરે છે કે વ્યવહારની વાતમા બળભદ્રદાસ કઈ ન સમજે, બધું મારે જ કરવાનું', એ તો એમનો ધધો ભયો ને એ ભલા. તો પછી બળભદ્રદાસે ખિસ્સામા રકમ મૂકી તે એમણે કેમ કાઢીને દાક્ષસાહેબને આપી દીધી નહિ કે પરણવુની રકમ તમે રાખો '

'દાક્ષસાહેબ રાખત ખરા?'

'એ જુદી વાત છે. એ ન રાખે તે એમના ખાનદાની, પણ સુમીબહેને જે ખર્ચ થયો હોય તે ચૂકવવાનો તો આગ્રહ રાખવો જોઈતો હતો.'

'દાક્ષસાહેબ ખર્ચ લેત?'

'આપનાર હોય તો કોણ નથી લેનાર? દીકરીઓને વરાવવામી વહેંચી તો કોના ગામનો દીકરીઓ હતી' દાક્ષસાહેબના કુટુંબની દીકરીઓને એ મળી હોય તો ઠીક, પણ મળી સુમીબહેનના કુટુંબની દીકરીઓને. છેવટ એ બે હજારની રકમ જે આપવા ધારે તો દાક્ષસાહેબને લીધા વગર છૂટકો થાય?'

શાન્તાગોરીની દલીલ સબળ હતી એટલે નમતું જોખના નાનાભાઈ બોલ્યા. 'બળભદ્રદાસનો જીવ આપણે ક્યા જાણતાં નથી? પ્રભુએ લક્ષ્મી ગમે તેટલી આપી હોય પણ જન્મની ગરીબાઈ ગઈ

એટલું જ સાચું હતું. જો આટલા ભેદની વાત એ ન સ્વીકારે તો ભાભીમા ભાણાભાઈને દત્તક લેવા તૈયાર થાય તેવી મોટી વાત નાનાભાઈથી સાંભળી જ શી રીતે જાય !

એક અઠવાડિયાથી શાન્તાગૌરીના મનમાં આ વાત ઘુંચાતી હતી. હવે એ જો નાનાભાઈને કહે તો નરસિંહભાઈ તરફથી એ આવી હતી તેમ એમને શંકા જવાનું કારણ ન હતું. પરન્તુ એ કહેવી શી રીતે એનો માર્ગ શાન્તાગૌરીને સૂઝતો ન હતો. કૈકેયીને જેમ મંથરાએ કાન ભંભેર્યા હતા તેમ કોણે તમારા કાન ભર્યા તેમ જ નાનાભાઈનો સવાલ આવીને ઊભો રહે. તે વખતે એ કોનું નામ દે? નામ દીધા વિના પોતાને અદ્ધર વાત મળી તેમ તો શી રીતે ચાલે? એ ગડમથલમાં બીજું એક અઠવાડિયું ચાલી ગયું. એ દરમિયાન એમની નજર દીકરા ઉપર જાય કે તરત ઓછું આવી જાય કે ન કરે નારાયણ ને ભાભીમાને એવી દુર્બુદ્ધિ સૂઝે તો મારા દીકરાની તો અર્ધી મિલકત ઝુંટવાઈ જાય. અને બિચારો છ બહેનોનો ભાર લઈને જન્મેલો છે એટલે એની દશા બેસી જાય. પાટીદાર નાતનો રિવાજ અને દાજીકુટુંબનો મોભો એટલે છ બહેનોના ચીલા પૂરવામાં જ એની મિલકત ખલાસ થઈ જાય. આમ કહેવાય ખોટનો દીકરો અને બીજી બાજુ એને જ મોટી ખોટ વેઠવાનો વખત આવવાનો. દાજીસાહેબ બેઠા હતા ત્યાં સુધી એ પારકાને મિલકત જાય તેમ દત્તક લેવાની ભાભીમાની વાતને ટેકો ન આપે તે ધારણ શાન્તાગૌરીને રહેતી હતી, પરંતુ એની ઉપર મદાર બાંધી એ નચિંત થઈ શકતાં ન હતાં. કુદરતે કંઈ એવું જ કર્યું કે દાજીસાહેબ પહેલાં જાય અને ભાભીમા સુમીબહેનના ચઢાવ્યાં ભાણાભાઈને દત્તક લે તો એમને શી રીતે રોકી શકાય ?

આ માનસિક વ્યથામાં શાન્તાગૌરીને નાનાભાઈ સમક્ષ વાત

કરવાનો માર્ગ જડી ગયો હોય તેમ એમણે કહ્યું: 'તમે હસી ન કાઢો તો મને રાતે આવેલું સ્વપ્ન કહું.'

'સ્વપ્ન તો હસવા જેવા જ હોય ને?'

'પણ આ તો બહુ વિચિત્ર છે.'

'દાજીસાહેબે જમીન વેચવાની મારી દરખાસ્ત સ્વીકારી તેનું વિચિત્ર?'

'વેચવાની નહિ, પણ તમારે જમીનના સગા નથી થવું તો જે સગો થાય તેવો હોય તેને સોંપવાની.'

'એવું થાય તો એથી બીજું રૂડું શું?'

'હસવામાં કાઢો છો પણ એવું થાય તો મો પહોળું થઈ જશે.'

'હવે તો એ જમીન નથી એમ મે મનથી માનીને ચાલવા માંડયું છે અને સાચે જ એ નથી એવું બને તો વળી વહેલો ઉદ્ધાર થાય.'

'જમીને તો તમારો ઉદ્ધાર કર્યો અને તેને અત્યારે વગોવો છો?'

'એણે ઉદ્ધાર નથી કર્યો પણ આળસ સોંપી છે. જો એ ન હોત તો બીજા વકીલોની માફક હું પહેલેથી કમાવામાં લાગી ગયો હોત અને દાજીસાહેબને કગરવા ન જવું પડત કે શહેરમાં મકાન કરવું છે એટલે જમીન વેચવા સહમત થાઓ. છેલ્લા બે-ત્રણ મહિનાથી તમે જુઓ છો કે મેં કમર કસી છે એટલે કમાણીમાં ફેર પડી ગયો છે કે નહિ?'

નાનાભાઈએ શેરની લે-વેચ શરૂ કરી હતી અને તેજી ચાલતી હતી એટલે દરેક સોદામાં કંઈ ને કંઈ ફાયદો થયા વિના રહેતો ન હતો. વળી એમણે નવા ધંધા તરીકે વધુ નફાનો લોભ ન રાખતા ખોટ ન જાય અને બે પૈસા મળે તો શેર વેચી દેવાની મનોવૃત્તિ

રાખી હતી. શેર લે-વેચની જે મિત્ર એમને સલાહ આપતા હતા તેમનો પણ એ જ અભિપ્રાય હતો. શેર લઈને ભાવ વધે તે તરફ નજર રાખીને બેસી રહેવાથી કમાઈ શકાય ખરું, પણ ધંધા ઉપર જે કાબૂ આવવો જોઈએ તે ન આવે. એને માટે તો પકડી ન રાખતાં કાયમ ભર-ઢોળ ચાલુ રાખવી જોઈએ. જે શેર ઉઘાડા તેજીમાં હોય તેમાં તો સૌ કોઈ પડવાના પણ કોની તેજી થાય તેમ છે તેની રૂખ પકડવી અને કલ્પના દોડાવવી એમાં કાબેલિયત છે. એ જે પકડી શકે તે જ આ ધંધામાં સારું કમાઈ શકે એમ મિત્રે સલાહ આપી હતી એટલે નાનાભાઈ સવારમાં ઊઠી છાપામાં જે સમાચાર અને રાજકારણની નવા જૂની જાણવા ગૂંથાઈ જતા તેને બદલે શેરના શું ભાવ રહ્યા તે જોવામાં અને તેની કલ્પના કરવામાં ડૂબી જતા હતા. છાપું વાંચવામાં એટલો જ વખત જતો હતો, પરંતુ બીજા સમાચાર એ ઉપર ઉપરથી જોઈ લેતા અને શાન્તા-ગૌરીને એમણે જાણવા દીધું ન હતું કે એ આ ધંધો કરતા હતા. ઘરમાં વધુ કમાણી આવે તેનો ખુલાસો આપવો પડે એટલે તે કહેતા હતા કે ધંધામાં ધ્યાન આપવા માંડ્યું છે અને સારી ફી મળે તેવા કેસ લેવા માંડ્યા હતા. નાનાભાઈ પોતાની સમક્ષ જૂઠું બોલે તેમ શાન્તાગૌરીએ કલ્પ્યું ન હતું. આમે ય તે જૂઠું બોલવાની આદત-વાળા ન હતા એટલે એમણે તો સાચું જ માન્યું હતું કે વકીલા-તમાં એ ધ્યાન આપીને કમાતા હતા! એનો એમને આનંદ પણ શરૂ થયો હતો. પરંતુ તેથી ઘરની મિલકત અર્ધી ઓછી થાય એ કેમ ગમે?

આથી શાન્તાગૌરીએ નાનાભાઈના વિચાર સાથે સહમત ન થતાં કહ્યું: ‘આળસ ન કરવી એ સારું, પણ એથી જે હોય તેને ખોવાઈ જવા દેવું, એ પણ બીજા પ્રકારની આળસ જ કહેવાય.’

નાનાભાઈએ હસતા હસતાં કહ્યું : 'સ્વપ્નમા ખોવાય તેને શોધવા નીકળવું એ બેવકૂફી ગણાય કે ડહાપણ?'

'સ્વપ્ના કોઈ વખત ભાવિની આગાહી કરતા હોય છે.'

'સ્વપ્ન વિના ય મેં આગાહી કર્યા નથી કરી કે જમીન ગેરવાની નથી.'

'તમારી આગાહીમા અને આ સ્વપ્નની આગાહીમા આસમાન-જમીનનો ફેર છે.'

'તમારા કહ્યા વિના મને એ ફેરની શી ખબર પડે?'

'ભાભીમાનું એમા ઘસાતું આવે છે એટલે માગ ઉપર ખિજાતા નહિ.'

'સ્વપ્નાં અને તો માણસના મનનું પ્રતિબિંબ પાડે છે એટલે ભાભીમા પ્રત્યે અંતરમા જેવી લાગણી હોય તેવું જ સ્વપ્ન તો આવે.'

'એ લાગણી હું સ્વપ્ને ય ઇચ્છું નહિ, તે તો તમે જ કબૂલ કરશો. એથી લાગે છે કે કદાચ એમા ભાવિની આગાહી પણ હોય.'

'તમારો ગુનો માફ કરીશ, હવે તો ભાભીમાનું ઘસાતુ બોલતાં જીભ ઉપાડશો ને?'

'મને સ્વપ્ન આવ્યું કે જાણે ભાભીમાએ ભાણાભાઈને દત્તક લઈને હવેલીના વારસદાર બનાવ્યા.'

બેફિકરા સ્વભાવ પ્રમાણે નાનાભાઈ ઠંડે કલેજે બોલ્યા: 'ભાભી-માને એ વિચાર ન આવ્યો હોય તો સૂચવવા જેવો ખરો. હવેલીની મોટાઈ તમારાથી પણ ભુલાઈ નથી એટલે એને સાચવવા કોઈકે તો ત્યા રહેવું પડશે. તમારે ત્યાં રહેવુ નથી, તમારા એકના એક કુંવરને રહેવું ગમશે નહિ...'

વચ્ચે બોલતાં શાન્તાગૌરીએ કહ્યું : 'મારો દોષ કાઢશો નહિ. હું ત્યાં રહેવા ક્યારે ય નાખુશ નહોતી, પરંતુ એમ કહો કે તમારે ત્યાં રહેવું નથી.'

'એમ.'

'મારે મોંએ સ્વીકાર કરો તેનો અર્થ કંઈ નથી. ભાભીમાને કબૂલ કરાવો કે શાન્તાને શહેરમાં રહેવું છે માટે તમારે રહેવું પડે છે એવું નથી, પણ તમારે રહેવું છે એટલે એને રહેવું પડે છે! બાકી એ તો એમ જ માને છે કે હું જ તમને શહેરમાં ખેંચી ગઈ છું.'

'પતિના ગુનામાં સહભાગીદાર થવું એ તો સહધર્મચારીણીનો ધર્મ ગણાય.'

'અને પત્નીના સ્વપ્નમાં ભાગીદાર થવું તે?'

'મૂર્ખામી!'

'મને ખબર જ હતી કે ભાભીમાની વાત આવશે એટલે તમે એમ જ કહેવાના.'

'ભાભીમાની આ વાત નથી, પરન્તુ દાજીસાહેબની છે. એ બેઠા હોય અને ભાનીમા એવાં સ્વતંત્ર શી રીતે કે એ દત્તક લેવા તૈયાર થાય?'

દાજીસાહેબની વાત આવતાં શાંતાગૌરી ચૂપ થઈ જશે તેમ નાનાભાઈ જાણતા હતા અને એ પ્રમાણે એ મૂંગાં થઈ ગયાં એટલે એમણે ટકોર કરી : 'સ્વપ્નામાં દાજીસાહેબ હતા કે નહિ?'

પ્રત્યુત્તરમાં શાન્તાગૌરીની આંખમાંથી ટપટપ કરતાં આંસુ ટપકવા લાગ્યાં. પહેલી ક્ષણે નાનાભાઈ વિમાસણમાં પડી ગયા. પરન્તુ બીજી ક્ષણે એનો ભાવાર્થ સમજી જતાં એ બોલી ઊઠ્યા : 'સ્વપ્નાની વાતો ઉપર આંસુ સારવાનાં હોતાં હશે! ભાભીમા તો

દેવને દીવો કરતી વખતે પ્રાર્થના કરે છે કે મને ચાન્દ્રો-ચૂડી સાથે બોલાવી લેજો. એમને જો ખબર પડે કે એમની દેરાણીને અશુભ સ્વપ્ન આવ્યું અને તેમના પહેલા દાક્તરસાહેબ ગયા, તો એ કેટલા દુ:ખી થાય? એટલુ એમનાથી વેઠી ન શકાય તો દાક્તરસાહેબના જતાં એમણે દત્તક લેવાનુ પગલુ લીધુ એમ જો કોઈ જોષી જોષ જુએ તો એમના દુ:ખનો પાર ન રહે. અને તેવો જોષ કોઈ જોષીએ નહિ પણ એમની દેરાણીએ જોયો છે તેમ એ જાણે તો એમને ધરતીમાતા માગ આપે તો સમાઈ જવા જેટલું દુ:ખ થાય '

શાન્તાગૌરીએ સાડીના પાલવ વતી આખ લૂછી નાખતા કહ્યું. 'હુ કઈ સ્વપ્ન સાચું માનુ છુ એમ નહિ પરન્તુ એવું સ્વપ્ન મને આવ્યું કેમ તેનો ય ખુલાસો મળતો નથી. ભાણાભાઈ હવાફેર કરવા આવ્યા હતા અને બે મહિના થયા છતા ગયા નથી. એ વરસદહાડો રહે તોપણ હવેલીને ભાગે પડવાના નથી પરન્તુ હવે એ પરણેલા છે, નોકરી કરે છે, પછી બેસી રહે એમને પાલવે કેમ?'

'એવા તર્ક-કુતર્ક કરવા હુ નવરો નથી. એના કરતાં હુ એટલો સમય કેસની બ્રીફ તૈયાર કરવામા ન ગાળુ?'

'મને એવો કુતર્ક ગમે છે એમ ત્યારે માનો છો?'

'મે એવું કયા કહ્યુ? સ્વપ્નાના તરગે આપણે ન ચડવું જોઈએ'

'તરગે તો ચડતી નથી, પરન્તુ કોઈ વખત સ્વપ્ના સાચા પડે છે તેમ આવું કઈક બને તો તમે જ પાછા મને ઠપકો દો કે મને સ્વપ્નની વાત તો કરવી હતી.'

'મને કરી એ સારું કર્યું પણ કોઈ બીજાને કરતા નહિ. ભૂલેચૂકે તમારી માથાભારે નોકરી માધવીએ જાણ્યુ તો એ ભાભીમાને દહાડી દેતા વિચાર નહિ કરે અને પછી તમારો બચાવ કરવો

મારે માટે અશક્ય બની જશે.'

શાન્તાગૌરીને સંતોષ ન થયો હોય તેમ એમણે ધ્યાન દોરતાં કહ્યું : ' માધવીને આવી વાત કરાતી હશે? પણ તમે ભાભીમાને એનો આડકતરો ઇશારો તો કરી જોજો.'

નાનાભાઈ ગરમ થઈ જતાં ઊંચા સ્વરે બોલ્યા: ' ત્યારે તમે મને ખુલ્લું શું કામ કહેતાં નથી કે તમને ભાભીમા ઉપર અવિશ્વાસ છે!'

નાનાભાઈને હવે વધુ છંછેડવામાં સાર ન હતો તેમ માની શાન્તાગૌરી ચુપ રહ્યાં હતાં. પરન્તુ શંકાનો કીડો એવો વિચિત્ર છે કે એક વખત મનમાં દાખલ થયા પછી એને કાઢવો મુશ્કેલ હોય છે. નાનાભાઈ સ્વપ્નની વાત પણ સહી શકતા ન હતા, તો કોઈએ આ વાત હિતેચ્છુ તરીકે કહી હતી તેમ જાણતાં એમનો ઉદ્વેગ કેટલો વધી જાત? એ હિતેચ્છુ કે હિતશત્રુ એની ખાતરી કરવા એ વ્યક્તિનું નામ જાણવા આગ્રહ રાખત અને નરસિંહભાઈનું નામ તો દઈ શકાત નહિ એટલે શાન્તાગૌરીની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થાત. નાનાભાઈએ એને સ્વપ્નું માની મનમાંથી ખંખેરી નાખી, પણ શાન્તાગૌરીને મન એ વાસ્તવિકતા હતી અને નરસિંહભાઈ જેવા જવાબદાર હિતેચ્છુની બાતમી હતી. એમને ચેન શી રીતે પડે? આમે ય છ છોકરીઓના ભારથી એમની ઊંઘ ઊડી ગયેલી હતી ત્યાં આ અણધારી આફત તોળાઈ રહી હતી. ભાભીમા એને વશ થાય કે ન થાય, દાજીસાહેબની હયાતિમાં એ ન બને તેમ માની લઈએ, પણ દુનિયામાં કંઈ અશક્ય નથી તેમ માની ચેતતાં તો રહેવું જોઈએ.

અને એ ચેતવા માટે નાનાભાઈનું શરણું શોધવું એના કરતાં દાજીસાહેબનો સાથ લેવો એ જ ઉત્તમ હતો. એમને સીધેસીધી જાણેલી વાત કરી હોય તો એ ન માને તોપણ પેટમાં રાખે અને

એ કોણે કહી તે જાણવાનો આગ્રહ પણ ન કરે. વ્યક્તિએ નામ આપવાનું ના કહ્યું છે તેમ કહો એ તર્ક દોડાવે તોપણ નરસિંહ-ભાઈ ઉપર વહેમ ન લાવે. વળી એમને બીજી વાત કરવાની જરૂર પણ ન હતી. ભાણાભાઈ હવાફેર કરવા આવ્યા છે કે એની પાછળ બીજું કારણ છે, તે એમની વિચક્ષણ નજર બહાર રહ્યું જ નહિ હોય ભાણાભાઈની તબિયતની ખબર પૂછતાં એ જ એમના મનમા જે હશે તે કહ્યા વિના નહિ રહે. વળી એવી નિગનની વાત એમની સાથે ત્યા એકાતમા થઈ શકશે પણ નહિ એના કરતા એ અહીં આવે તો? આમ તો એ ગામ છોડી બહાર નીકળવાના કાયર છે, પણ રાજેન્દ્રની તબિયત જરા નરમ છે એમ જાણે તો તરત દોડી આવ્યા વિના ન રહે. પરન્તુ એવા સમાચારથી તો એમની સાથે ભાભીમા આવવા તૈયાર થાય અને નાહક ચિંતા વહોરી લે તે જુદી વાત. વળી ભાભીમા સાથે હોય એટલે એકાત મેળવી એ વાત કરવાની મુશ્કેલી એની એ.

શાન્તાગૌરીને એનો ય માર્ગ જડી ગયો પંદર દિવસ પછી ક્રિકેટ-મેચ હતી. દાજીસાહેબ એના ખાસ શોખીન હતા. જુવાનીમા એ મુંબઈની એકે ય ટેસ્ટ-મેચ જોવા જવાનું ચૂક્યા ન હતા. એક વખત તો મેચ જોવા ઠેઠ કલકત્તા ગયા હતા. હવે ઉમરને લીધે અને બહાર જવાની આળસને લીધે એ મુંબઈ કે બીજે જતા ન હતા, પરન્તુ રેડિયો પાસે બેસી કોમેન્ટરી સાભળવાનુ ચૂકતા નહિ. જાણે રેડિયાથી દૂર બેસીને સાભળતા મજા ઓછી આવતી હોય તેમ બપોરે જમવાનું ભાણું પણ એ રેડિયો નજીક મગાવતા હતા. શાન્તાગૌરીને ખાતરી હતી કે પોતે આગ્રહ કરતો પત્ર લખશે તો એ ક્રિકેટને લીધે પચ્ચાસ ટકા અને પચ્ચાસ ટકા આગ્રહને લીધે આવ્યા વિના નહિ રહે

## પ્રકરણ નવમું

### ભાભીમાનું અભયદાન

ભાણાભાઈની વહુ મનોરમા પંદર દિવસથી આવી હતી અને ઘરની વહુ હોય તેમ વગર કહ્યે નાની મોટી જવાબદારી ઉપાડી લેવા તત્પર રહેતી એટલે ભાભીમાને જાણ્યે એમની દીકરી હોય તેમ એની દયા આવવી શરૂ થઈ હતી. ભાણાભાઈમાં શી છત હતી તે કેવળ સુમીબહેન જાણતાં હતાં એવું ન હતું. થોડા સહવાસને લીધે ભાભીમાને કદાચ ઓછો ખ્યાલ આવ્યો હોત, પણ દાજીસાહેબની નજર તીક્ષ્ણ હતી એટલે એમની ધ્યાન બહાર કંઈ ન હતું. ભાણાભાઈને સદ્ધર સાસરી મળે તો એનો બોજો સસરો ઉપાડી લે એ ગણતરીએ ભાભીમા એવી કોઈ સગાઈ શોધી કાઢવા દાજીસાહેબને ટોકતાં હતાં. પરન્તુ એ દરેક વખત દાજીસાહેબ એક જ જવાબ આપતા હતાઃ મારી ભલામણ હોય એટલે કોઈ એવો સદ્ધર આસામી પડવા તૈયાર થઈ જાય, પરન્તુ પરણ્યા પછી એ છોકરી જે નિસાસા નાખે તેનું પાપ લાગ્યા વિના ન રહે. પાપ ન લાગે તોપણ કોઈને ખાડામાં જાણીને નાખવો તે મારાથી શી રીતે બને?

ભાભીમા ખિજાઈને સાસનો કરતાં કહેતાં: 'તમને તો કોઈને ઉતારી પાડવાની ટેવ પડી છે. સુમીબહેનની વાતો ઉપરથી તમે એના વિષે અભિપ્રાય બાંધી લીધો છે, પણ બધી વાતો એમની સાચી માની લેવા જેવી નથી હોતી. સુમીબહેનને પોતાનાં છોકરાંને

વખાણવાની ભારે ટેવ છે. જાણે એમના જેવા છોકરા બીજા કોઈને
ન હોય તેમ એ વર્ણન કરતા હોય છે ભાણાભાઈ નવમા ધોરણમાં
અને મેટ્રિકમા નપાસ થયા તેને જ્યારે હોય ત્યારે ગાયા કરે છે
અને દોષ તરીકે ઉતારી પાડે છે, પણ એમના દીકરા બને દાક્-
તરૂમા નપાસ ન થયા પણ કૉલેજમાં એકાદ વખત નપાસ થયા
વગર રહ્યા નથી. સૌથી મોટો સન્મુખ ઇન્ટરમા ત્રણ વખત લાગ-
લાગટ નપાસ થયો અને છેવટ છોડી દઈ ધંધામાં દાખલ કરી
દીધો પરન્તુ એના વખાણ કરતા ય એ થાકતા નથી. બંને ધંધો
એ જ ચલાવતો હોય તેમ એ દરેક વખત કહ્યા કરે છે એ એવો
અભિમાની થઈ ગયો છે કે કોઈ છોકરીને એ હજુ પાસ કરતો
નથી. ગ્રેજ્યુએટ છોકરીઓને પણ એણે નપાસ કરી છે જો કોઈ
બીજાના છોકરાએ આવું વર્તન કર્યું હોત તો સુમીબહેન એની
ટીકા કરે, પણ એમની વાત આવે ત્યારે લગનની વાત અમે સન્મુખ
ઉપર છોડી દીધી છે, ઉંમર લાયક દીકરાને પરણાવાની જવાબદારી
શા માટે આપણે લઈને ફરવી જોઈએ? પણ સીધી વાત કરતા
નથી કે સન્મુખ એમનું સાંભળે તેમ નથી!'

દાક્તરસાહેબ ધીમેથી મમરો મૂકતા કહેતા: 'સોમાભાઈ! આ
તો થઈ સુમીબહેનના સ્વભાવની વાત. એમના દીકરાની લાયકાતની
કથની. એથી ભાણાભાઈ હોશિયાર છે તેમ શી રીતે સાબિત થયું?'
ભાણાભાઈ ભલે મેટ્રિકમા ત્રણ વખત નપાસ થયા અને સન્મુખ
ઇન્ટરમાં ત્રણ વખત. પરન્તુ સન્મુખ આખો ધંધો નહિ ચલાવી
લેતો હોય તોપણ મોટો ભાગ તો ઉપાડે છે હું તો મુંબઈ જઉં
છું ત્યારે પ્રત્યક્ષ પણ એની કારીગરી જોઉં છું, અને ભાણાભાઈને
શેર શાક લેવા મોકલ્યા હોય તો પોણો શેર લઈને આવે, પાશેર
છેતરાય અને માલમા પણ છેતરાય. મુંબઈ જન્મીને મોટા થયા છે

પણ કયી બસ ક્યાં જશે તેનું પણ જ્ઞાન નથી. મારે કાલબાદેવી જવું હતું અને મહમદઅલી રોડવાળી બસમાં બેસાડી દીધો તે બોરીબંદર ઊતરી પડવું પડ્યું.'

ભાણાભાઈનો દોષ વસવાને બદલે ભાભીમા બોડીટ ફાઢતાં બોલ્યાં: 'તમે બસમાં બેસીને ગયા, તો બળભદ્રદાસની ગાડી ક્યાં ગઈ હતી?'

દાજીસાહેબ ઠંડે કલેજે બોલ્યા: 'ગાડી એ વાપરવા નથી આપતા એ ફરિયાદ કરવા મેં આ વાત નથી કરી. એમને ધંધાના કામમાં ગાડી જોઈએ એટલે જો આપણે વાપરીએ તો એમને ટેક્ષી કરવી પડે. એના કરતાં ખાસ ઉતાવળ ન હોય ત્યારે આપણે જ બસ-ટેક્ષી કરી લઈએ તે શું ખોટું? અને એવું કર્યું તો ભાણા-ભાઈમાં શું હીર છે તેનો ય ખ્યાલ આવ્યો.' ભાભીમાને એમણે એવા કેટલા ય દાખલા ભાણાભાઈના ટાંકી બતાવ્યા હતા કે રૂપિ-યાના બે અર્ધા લેવા મોકલ્યા હોય તો તે પણ કલદાર લાવશે કે નકલી તેની ચિંતા રાખવી પડે. પછી જાણીને ભાણાભાઈ માટે ભલામણ કરી કોઈની દીકરીને ગરદન મારવી તેનો શો અર્થ હતો?

આમ દાજીસાહેબ ભાણાભાઈના લગ્નમાં તટસ્થ રહ્યા હતા છતાં પ્રસંગ આવ્યો ત્યારે એમણે એ જ લગ્ન ધામધૂમથી ઊજવ્યું અને વહુ પણ સુંદર દેહકર્મી મળી હતી એટલે ભાભીમાએ ભાણા-ભાઈનું નશીબ માની હરખાયાં હતાં. પરંતુ મનોરમા છેલ્લા પંદર દિવસથી હવેલીએ આવીને ઘરની વહુ હોય તેમ જવાબદારી સાંભાળી લઈ રહી હતી ત્યારે એ જ હરખ દયામાં પલટાઈ ગયો હતો. પહેલાં ચાર પાંચ દિવસ એણે હવેલીનો નિત્યકર્મ જોઈ લીધો હતો અને તે પ્રમાણે એણે ભાભીમાની કામગીરી ઉપાડી લીધી હતી. જાણે એ જાણી ગઈ હોય કે પોતાને હવે આ હવેલીએ જીવન ગુજારવાનું

હતું. તે પાછળ સુમીબહેનની યોજનાની એને ગંધ આવી ગઈ હતી તેમ ન હતું, પણ એ ય છજતી હતી કે પોતાનું સ્વતંત્ર ઘર લઈને એ બેસી ન શકે ત્યાં સુધી હવેલી વિના બીજો કોઈ આગરો એને સુખ આપી શકે તેમ ન હતો.

ઊંડે ઊંડે મનોરમાને વહેમ જતો હતો કે પોતાને હવેલીને આશરે મોકલી દેવામાં સુમીબહેન સન્મુખની નજરને પામી ગયાં હશે. ભાણાભાઈ કરતાં સન્મુખ નાનો હતો એટલે સુમીબહેનનાં બધાં સંતાનો એમને મોટાભાઈ કહેતાં હતાં. મનોરમાએ એ રીતે મુંબઈ જતાં સન્મુખને દિયર માન્યો હતો અને એની સાથે હળવા મળવામાં સંકોચ રાખ્યો ન હતો. તેનું વર્તન પણ એટલું વિવેકી અને મદદરૂપ થવાનું હતું કે મનોરમાનું એણે વધુ ધ્યાન ખેંચ્યું હતું. ભાભી, ભાભી, કહેતાં એનું મોં સુકાતું ન હતું. એનામાં ચપળતા હતી અને કામના ઉકેલની પણ એવી જ ઝડપ હતી. ધંધામાં એ જેમ મોટો ભાર ઉપાડતો હતો તેમ ઘરની ચીજ-વસ્તુ લાવવાનું કામ પણ એ જ કરતો હતો. સવારમાં જો વસ્તુ યાદ દેવડાવી હોય તો ગમે તેટલા ધંધાના કામમાં એ ભૂલી ગયા વિના વખત કાઢીને લાવવાનું ચૂકતો નહિ. પછી તે નાનામાં નાની પેન્સિલ કે શાહી જેવી ચીજ કેમ ન હોય. અને સામે છેડે ભાણાભાઈમાં એટલી જ નિષ્ક્રિયતા અને મંદતા હતાં. એમને કોઈ પણ કામ સોંપ્યું હોય તો એ છબરડો જ વાળે. શાહી લાવે તો જે ક્યારેય કોઈ વાપરતું ન હોય તેવી પસંદ કરે. પરિણામે, ઘરમાં એક ઉપહાસનું પાત્ર હોય તેમ ભાણાભાઈની મજાક ઊડતી હતી.

અને આ મજાક હવે ભાણાભાઈની જ રહી ન હતી, મનોરમાને એ મજાક પોતાની થઈ રહી હોય તેમ દુઃખ થતું હતું. એકાંત મળે તે ભાણાભાઈને ટોકતી પણ હતી કે તમે ઘરમાં રહેવા છતાં

સૌનો શો ટેસ્ટ છે તે કેમ સમજતા નથી? ઘરમાં તો જુઓ છે કે ક્વીન્ક શાહીના બાટલા છે પછી તમારે જય ભારત લાવીને કામ શું હતું?

જય ભારત શાહી લાવ્યા ત્યારે બધાંએ એટલી મજાક કરેલી અને આવતી કાલે એ પાછી આપી ક્વીન્ક લાવવી તેમ નિર્ણય થયો હતો. પાછી ન લે તો એની દુકાને રહેવા દેવી અને બીજેથી ખરીદી લેવી. છતાં મનોરમાએ ટકોર કરી ત્યારે એની એ દલીલ કરતાં ભાણાભાઈએ બીજાઈને કહ્યું: 'એની દુકાને ક્વીન્ક નહોતી એ કેટલા વખત કહ્યું?'

'એક વેપારીને ત્યાં ન હોય તો બીજાને ત્યાં તપાસ કરવી જોઈએ કે નહિ?'

ભાણાભાઈ: 'પણ એણે કહ્યું કે જય ભારત પણ એટલી જ સારી આવે છે. એક વખત વાપરી ખાતરી કરો.'

મનોરમા: 'વેપારી તો ધંધો લઈને બેઠો છે એટલે એના માલનાં વખાણ કરે જ. પણ આપણે વિચાર કરવો જોઈએ ને?'

ભાણાભાઈ: 'જય ભારત વાપરી જોયા પછી જો એ એટલી સારી ન હોય તો એને ઠપકો આપી શકાય. પણ કોઈને વાપરી જોવી નથી અને ખાલી સારો દોષ કાઢો છો.'

મનોરમા: 'પણ એ વેપારી જે માલ તમારે નહોતો જોઈતો એ વેચી શક્યો એ કેમ વિચારતા નથી.' એમ છતાં ભાણાભાઈએ જે હઠ પકડી રાખી હતી તે જોઈ મનોરમા રાતે છાની રડી. નાનું બાળક સમજે તેવી વાત પણ પોતાનો પતિ સમજી શકતો ન હતો પછી ઘરમાં એ ઉપહાસપાત્ર બને એમાં આશ્ચર્ય શું હતું? એ સંજોગોમાં મનોરમાથી પતિ સાથે સન્મુખની સરખામણી થઈ જતી. બન્ને લગભગ સરખી ઉમ્મરના છે, સાથે ઊછરીને મોટા થયા છે,

સુમીબહેનની કેળવણી બંનેને મળી છે, છતાં આટલો બધો બંને વચ્ચે તફાવત છે, એનો અર્થ જ કે કુદરતે એમને બુદ્ધિની બક્ષિસ આપી ન હતી. એમને બદલે પોતાને સન્મુખ પતિ તરીકે મળ્યો હોત તો? પરંતુ આવી રીતે વિચારવું તે પોતાના સંસ્કાર બહાર માની એ મનમાં આવેલો વિચાર તરત હાંકી કાઢતી અને બીજી ક્ષણે ખ્યાલ પણ આવતો હતો કે એવો પતિ મેળવવા જેટલા બાપ પાસે પૈસા ક્યાં હતા? બાકી જો એ પ્રાપ્ત થાય એમ હોત તો માબાપ ઓછા એ પસંદ ન કરત? ભાણાભાઈ આ ઘરના આશ્રિત હતા અને સન્મુખ માલિક હતો. તવંગરનો દીકરો હતો. મોટર-બંગલો હતા. બાપના હાથમાં જો તક હોય તો એ શું કામ મોટી બાથ ન ભરે, પણ એવા ધનિક કુટુંબને આપવાની પહેરામણીની પહોંચ જે માબાપની હોય તે જ એ મુરતિયો ખરીદી શકે. પછી પરણ્યા બાદ પોતે એવો કુવિચાર સેવે તેનો શો અર્થ હતો? કેવળ આવો વિચાર મનોરમાને જ આવ્યો હતો તેમ નહિ, સન્મુખને પણ આવ્યો હતો. એણે છોકરીઓ જોઈને નપાસ કરી હતી એ સાચું, પણ મનોરમાને જોયા પછી એને થતું હતું કે આવી સુંદર છોકરીનું માગું એની પાસે આવ્યું ન હતું. જે જે માગાં આવ્યાં હતાં તે પૈસાદારનાં હતાં, એમની છોકરીઓ ગ્રેજ્યુએટ પણ થયેલી હતી, પણ મનોરમાને જોયા પછી એને થતું હતું કે રૂપ પ્રભુ ગરીબોને આપે છે કે શું? મનોરમાનાં જે ધામધૂમથી માબાપે લગ્ન કર્યાં હતાં, એ જોતાં એમને ગરીબમાં કાંઈ ન ખપાય તેમ પણ ન હતાં. પંદર હજાર રૂપિયા તો ઓછામાં ઓછા ખર્ચ થયા હોવા જોઈએ. એવા ઘરની કન્યા લેવામાં સુમીબહેનને શું હીણપત આવતું હતું કે પોતાના દીકરાને માટે એનો સ્વીકાર ન કરતાં ભાણાભાઈ માટે એનો સ્વીકાર કર્યો? ભાણાભાઈની એને અદેખાઈ આવતી હતી

શેઠાણી છો અને હું શૉફર છું.'

મનોરમા અચકાતા અચકાતા બોલી : 'મારાથી તમને શૉફર કહેવાય ?'

'તમારાથી ભલે ન કહેવાય પણ જોનાર તો એ જ અર્થ કરે.'

'પણ સાથે બેસું તો અવળો અર્થ ન કરે કે હું તમારી પત્ની હોઈશ ?'

'એનો એ એક જ અર્થ થાય એવું નથી. ઘણુંક એક જ અર્થ કરે તે સમજું છું. પરંતુ આજના યુગને ઓળખતો સમજી શકે કે પત્ની સિવાય પણ બીજી સ્ત્રી એ જગાએ બેસી શકે છે. તમારે બદલે મોટાભાઈ હોત તો અહીં બેસત કે નહિ ?'

'બેસત'

'તો મોટાભાઈ અને તમારામાં શો ફેર છે ? એ મોટાભાઈ છે તો તમે મોટા ભાભી છો.'

'પણ ..'

તમારો સંકોચ હું સમજું છું. ગામડાના ઉછેરનો એ ભેદ છે. પરંતુ શહેરથી ટેવાઈ જશો એટલે અહીના વિવેક પ્રમાણે વર્તતા સંકોચ નહિ નડે અને એ ટેવ પાડે જ છૂટકો.'

અને મનોરમા એનો અમલ કરે તે પહેલા સન્મુખે ધન્નીને બહાર હાથ લંબાવી એનું કાંડું પકડયુ તરત જ મનોરમાએ હાથ ખેંચી લીધો પણ સન્મુખના વિવેકનો સ્વીકાર કરતાં ઉઘાડેલું પાછલું બારણું બંધ કરી આગળ બેસી ગઈ.

સન્મુખના શરીરમા મનોરમાના પ્રથમ સ્પર્શની ઝણઝણાટી ચાલુ હતી એટલે તેને વશ થઈ ખભે હાથ મૂકી એને નજીક આવવાનો આગ્રહ કરતા કહ્યું : 'મારી નજીક આવશો તો અભડાઈ નહિ જાવ.' મનોરમા સન્મુખનો હાથ ખભેથી ખસેડી નાખીને

એના ભણી ખસી.

એની કદર કરતાં એ ગાડી ચાલુ કરતાં બોલ્યો : 'ભાભી વિવેક બધો સમજે છે પણ ગ્રાસસંકોચની લજ્જા આડે આવે છે.'

મનોરમા : 'લજ્જા એ જ સ્ત્રીનું ભૂષણ છે.'

સન્મુખ : 'એ પણ પુરુષોએ માલિકી હકમાં આંચ ન આવે માટે સ્ત્રી ઉપર આરોપેલો સંસ્કાર છે. બાકી પુરુષને માટે જો લજ્જા ભૂષણ ન હોય તો સ્ત્રીને માટે એ શું કામ હોવું જોઈએ?'

મનોરમા : 'પુરુષને માટે સ્ત્રીના શિયળનું રક્ષણ કરવું એ ભૂષણ છે.'

સન્મુખ : 'તો પુરુષના શિયળનું શું? એના રક્ષણની કેમ એણે વાત ન કરી?'

મનોરમા એ વાતને ટાળવા બોલી: 'સામું જોઈને હાંકો. કોઈને વાટી નાખશો.'

સન્મુખ મનોરમા સામે તાકીને હસતાં બોલ્યાં: 'કોઈ બીજાને વાટી નાંખે તે તો માફ થાય પણ પોતે જ પોતાને વાટી નાંખે તે શી રીતે માફ થાય?'

મનોરમાને એની વિકારી નજર જોતાં ભય પેઠો. એ ઠપકો આપતી હોય તેમ બોલી: 'સન્મુખભાઈ, આ તમને શોભતું નથી.'

સન્મુખને એથી કંઈ અસર ન થઈ હોય તેમ એ આગળ વધ્યો અને બૂટવાળા પગે એણે મનોરમાનો પગ દાબ્યો: 'જીવન માણવું એમાં ન શોભવા જેવું શું છે? આપણે બન્ને એકબીજાને લાયક નથી શું?'

પગ ખેંચી લેતાં મનોરમા એ ભાવમાં તણાતાં બોલી ગઈ : 'એવું હતું તો તમને પરણવા આવતાં કોણે રોક્યા હતા?'

સન્મુખ : 'સુશીબહેને ભૂલ કરી તે આપણે સુધારીએ.'

મનોરમા : 'આ ભૂલ સુધારી કહેવાય કે ઊલમાંથી ચૂલમાં પડ્યા કહેવાઈએ ?'

સન્મુખ : 'ક્રાંતિ કરવાની તમારી તૈયારી હોય તો છૂટાછેડા લ્યો હું તમને પરણીશ અને એવી તૈયારી ન હોય તો ટંટન ધૂળ કર્યા વિના આપણે મિત્રો તરીકે છૂટીએ.'

મનોરમા : 'સન્મુખભાઈ, હું તમારી મિત્ર નથી પણ ભાભી છું.'

સન્મુખ : 'મિત્રની પસંદગી કરવાની આવે છે ત્યારે તમને ખબર નથી કે ભાભી દિયરને મોટેભાગે પસંદ કરે છે. એના દાખલા જોવા જશો તો શહેરમાં જ નહિ પણ ગામડાઓમાં પણ મળી રહેશે.'

મનોરમા : 'આવું જાણતી હોત તો તમારી સાથે એકલી આવત નહિ'

સન્મુખ : 'હજુ શું બગડી ગયું છે ? કહો તો અહીં ઉતારી પાડું.'

'તો તો તમારો ઉપકાર.'

'એટલો બધો હું ભયંકર નથી પુરુષનો એ તો સ્વભાવ-પ્રકૃતિ છે કે એ પહેલ કરે એનો અર્થ એવો નહિ કે એ પહેલ પુરુષ કરે તેમ સ્ત્રી નથી ઝંખતી'

'એમાં ઝંખના પણ હોય અને લાચારી પણ હોય હું લાચાર છું માટે જ તમે આટલી હિંમત કરી શક્યા છો તમારા મોટા-ભાઈમાં સ્વતંત્ર વ્યક્તિત્વ હોત અગર સ્વતંત્ર કમાઈ લેવાની તાકાત હોત તો ભાભી ઉપર કુદૃષ્ટિ કરવાની તમે આટલી હિંમત ન કરી શકત'

'તમારા આ વલણની મને કંઈ નવાઈ લાગતી નથી. અને એ વલણમાં કંઈ ફેરફાર ન થાય તેમ પણ માનતો નથી.'

'મહેરબાની કરશો ?'

'તમને ઘેર ઉતારી દેતાં સુધી એક અક્ષર નહિ બોલું, બસ?' અને જાણે કંઈ બન્યું જ ન હોય તેમ સન્મુખે એને ઘર આગળ ઉતારી દેતાં પૂછ્યું : 'સાંજે તમને લઈને જાઉં કે તમે બસમાં જતાં રહેશો ?'

મનોરમા એના તરફ જોયા વિના બોલી : 'હું બસમાં જઈશ.'

સન્મુખ હસતાં હસતાં બોલ્યો : 'સાંજે તો પપ્પા-મોટાભાઈ સૌ હશે.' છતાં મનોરમા તૈયાર નહિ થાય તેમ એ જાણતો હતો એટલે ગાડી ઉપાડતાં ઉમેર્યું : 'જેવી તમારી ઇચ્છા.'

આ અનુભવ પછી મનોરમાએ જોયું હતું કે સન્મુખ એનાં તરફ લોલુપ નજરે જોયા કરતો હતો. એ બાથરૂમમાંથી નીકળતી હોય, કપડાં પહેરતી હોય કે બહાર જતી હોય તેની નજરમાં એ જ ભૂખ જોવા મળતી હતી. એ એનાથી જાગ્રત થઈ ગઈ હતી, પણ એણે આશા મૂકી હોય તેમ એની નજરમાં જોવા મળતું ન હતું. આ દુઃખ એનાથી કહેવાય તેમ ન હતું અને સહેવાય તેમ પણ ન હતું. ગમે ત્યારે એ પોતાના ઉપર આક્રમણ કરે તો પોતે કેવી રીતે સામનો કરી શકે? એ પ્રસંગ બન્યા પછી એ ભોંઠો પડ્યો હોય તેમ એના વર્તનમાં દેખાતું ન હતું. સુમીબહેનને એમના દીકરા વિરુદ્ધ વાત કરવી એ પણ મોટું જોખમ હતું. એ કાયમ એનાં વખાણ કરતાં હતાં. દીકરો આ બાબતમાં ઉસ્તાદ હતો. એમ પણ ગોઠવી કાઢે કે મનોરમાએ હલકી ઇચ્છા વ્યક્ત કરી હતી અને એમાં નિષ્ફળ જતાં સતી થવા એ ખોટી ફરિયાદ કરતી હતી ! એનાં સાક્ષી-સાબિતી શું? પતિને કહેવાનો તો અર્થ જ ન હતો. એ કંઈ કરી શકે તેમ ન હતા અને નબળો માટી બૈયર ઉપર શૂરો તેમ જો વહેમની નજરથી જોવા માંડે તો બકરું કાઢતાં ઊંટ

પેસી જાય તે નકામા.

મનોરમાની આ અસ્વસ્થતા ભાણાભાઈની નજરમાં આવે તેટલા એ ચાલાક હોત તો જોઈતું શું હતું? પરંતુ સુમીબહેનની ધ્યાન બહાર તો રહી જ શી રીતે શકે? એમણે એને પૂછી જોયું હતું પરંતુ એણે વાત ઉડાવી દીધી હતી. ભાણાભાઈની તબિયતમાં કંઈ વાંધો ન હતો છતાં એમને અહીં મોકલ્યા હતા એ પાછળ એમનો બીજો શો હેતુ હોય? દીકરાની નજરે એ પામી ગયા હોય અને ઘરની આબરૂને આંચ ન આવે માટે આ માર્ગ લીધો હોય તેમ કેમ ન બને? મનોરમાને આ વિચાર આવતો ત્યારે એ કંઈ શાતન અનુભવતી હતી અને કદાચ પોતાની એ ગણતરી ખોટી નીકળે ને મુંબઈ જવાનું થાય તો ભાભીમાને દિલ ખોલીને વાત કરી દેવાની એણે ગણતરી રાખી હતી. આટલા ટૂંકા સમયમાં એ પામી ગઈ હતી કે એનો પતિ સ્વતંત્ર રીતે કમાઈને જીવી શકે તેવી શક્તિ ધરાવતો ન હતો. પોતે મુંબઈ જુદી રહે તોપણ ત્યાં સુધી પતિ એમને ત્યાં નોકરી કરે ત્યાં સુધી સન્મુખભાઈ પોતાને દબાવવાનો પ્રયત્ન કર્યા વિના રહે નહિ. આથી હવેલીની દુનિયામાં શાંતિ અને નિરાંત હોવા છતાં મનોરમાની બેચેની ભાભીમાથી છૂપી રહી શકી નહિ. પંદર દિવસમાં એણે ભાભીમાનો બોજો ઉપાડી લીધો હતો અને એમને નિશ્ચિંત બનાવી દીધા હતા, પણ એમણે જોયું કે એ પોતે નિશ્ચિંત ન હતી. બીજા પાંચેક દિવસ એમણે બારીક નજર રાખી અને એમને પૂરી ખાતરી થઈ કે એને કંઈક છાનું દુઃખ પીડી રહ્યું હતું.

મનોરમા પ્રત્યે એના ગુણને લઈને દયાભાવ શરૂ થયો હતો તેને વશ વર્તી સોડમાં લેતા ભાભીમાએ પૂછ્યું : 'મનુ, એક વાત પૂછું તો છુપાવીશ નહિ ને?'

મનોરમાને પિયરમાં માબાપ-ભાંઈ-બહેન 'મનુ'ના ટૂંકા નામથી બોલાવતાં હતાં અને પિયરથી એના ઉપર કાગળ આવ્યો તેમાં એ નામ જોતાં ભાભીમાએ એની સંમતિ લીધા વિના એ વહાલસોયા નામે બોલાવવાનું શરૂ કર્યું હતું. અને એ નામે ભાભીમા ટહુકો કરતાં ત્યારે જાણે એની સગીમા બોલાવતાં હોય તેમ એ હરખાતી હતી. આ વાત્સલ્ય ભાવમાં તણાતાં જ્યારે ભાભીમાએ સાથે ચાલીને પૂછ્યું ત્યારે એ દિલ વ્યક્ત કર્યાં વિના રહી શકી નહિ : 'ભાભીમા, તમને મારું દુઃખ નહિ કહું તો કોને કહીશ?' અને એ સાથે ખોળામાં ઢળી એ ડૂસકે ચડી ગઈ.

ભાભીમામાં પેટના સંતાનને અભાવે રુંધાયેલું વાત્સલ્ય હતું તે થોડા વખતથી નાનાભાઈની દીકરી સુધા ઉપર અભિષેક કરતું હતું, પરન્તુ પરણાવેલી દીકરી સાસરેથી આવે અને જે વાત્સલ્ય ઠલવાઈ જાય તેવો લ્હાવો મળ્યો નહોતો તે અણધાર્યો મનોરમાને લીધે પ્રાપ્ત થયો હતો. દાજીસાહેબ તો કોઈની દીકરી દુઃખી થાય માની ભાણાભાઈ માટે ભલામણ કરવા તૈયાર ન હતા. એ સ્થિતિ આજે પ્રત્યક્ષ જોતાં ભાભીમાને એ દુઃખના નિમિત્તમાં પોતાનો પણ હિસ્સો હતો એમ લાગતું હતું. હવેલીએથી ભાણાભાઈને ઉઘલાવ્યા હતા, પરણીને સાસરે પણ પહેલવહેલી મનોરમા અહીં આવી હતી તે વખતે તો એની છાતી કેટલી હરખથી ફુલાતી હશે કે પોતાના ધણીને કેવી મોટી ઓથ છે, સગાં છે! અને હવે એ જ સગાં એના દુઃખમાં ભાગીદાર ન થાય, દુઃખ ફેડવા તત્પર ન રહે, તો એનો આત્મા કેવા નિસાસા નાખે!

આ ભાવમાં તણાઈને ભાભીમાએ મનોરમાને બરડે હાથ ફેરવી આશ્વાસન આપતાં કહ્યું: 'ભગવાનની સાક્ષીએ કહું છું, જેવી મારી સુધા તેવી તું પણ મારી દીકરી જ છે. સુધાને દુઃખ

હોય તો હું શું ન કરું ?'

મનોરમાએ પોતાના દુઃખની વાત કહીને ઉમેર્યું : 'મને લાગે છે કે સુમીબહેન દીકરાના લક્ષણ પામી ગયા છે. અમને અહીં મોકલ્યા છે તે પાછળ બીજો શો હેતુ હોઈ શકે ? હવાફેર કરવાનું તો કેવળ બહાનું છે. એમની તબિયતને કંઈ થયું નથી.'

ભાભીમા વિચારમાં ડૂબી ગયાં હતાં. સમાજમાં આવા પ્રસંગો બનતા હોય છે. પરન્તુ સુમીબહેનના સંસ્કારમાં ઉછરેલા દીકરા તરફથી આવું વર્તન થાય અને ઘરની વહુને ફફડવું પડે, તે ભાભીમાને માટે આઘાતજનક હતું. આટલી હદે વાત જાય અને એમાંથી બચાવવા ભાણાભાઈ ને વહુને અહીં મોકલવા પડે છતાં બીજાના આગળ તો ઠીક પણ બહેન સમક્ષ પણ સુમીબહેન પેટ ન ખોલે ? સગી બહેનને પણ પારકી ગણી ? આ તો મેં મનોરમાના મનનો ફફડાટ પારખ્યો અને પૂછ્યું, નહિ તો એ મનમાં મૂંઝાયા જ કરે ને ? ધણીમાં તો સ્વતંત્ર રીતે કમાવાની તાકાત નહિ, ને ડાળ ઉપર એનો આધાર હતો તે જ ભાંગી પડી, પછી વહુની શી સ્થિતિ ? હવેલીએ પરણીને એ તો આવેલી એટલે નિસાસા નાખે તે પણ હવેલીને જ લાગે ને ! ભલે આપણે એમાં કંઈ ભાગ ભજવ્યો ન હોય પણ કન્યાએ હવેલી જોઈને મનોરથ રચ્યા અને એના સગા આપણે ન થઈએ, એને ઓથ ન આપીએ, તો એક દહાડો લાચાર બનીને એને સન્મુખની શરણાગતિ સ્વીકારવી જ પડે.

પોતાના જીવતા એવો વખત કદી નહિ આવવા દે ને લાગણીમાં તણાઈ જતા ભાભીમા બોલી ઊઠ્યાં. 'મુંબઈ જાઉં તો તારે કંઈ ફફડાટ વેઠવો પડે ને ? વળી ભાણાભાઈમાં મુંબઈની આંટીઘૂંટીને પહોંચી વળવાનું ફડકપટ પણ નથી મુંબઈ વગર શું બીજે લોકો ભૂખે મરે છે ? આવડી મોટી દુનિયા છે. અને મોટા ના હોય

તો ય હવેલી ક્યાં ડૂબી ગઈ છે? મારે ય ઘરમાં હાથ-લાકડીની જરૂર છે. એમને ય બહાર જરૂર છે. અહીંથી તમને કોઈ ખસ કહેનાર નથી.'

તૃપ્તિ અનુભવતાં મનોરમા બોલી: 'ભગવાને વહારે ધાઈને ભાભીમાને ખોળે મને મોકલી છે તેમ હું તો માનું છું!'

## પ્રકરણ દસમું

# લાંબા ગાળાની યોજના

ભાણાભાઈ હવા ફેર કરવા આવ્યા હતા તેમ ભાભીમા માનતાં હતા ત્યાં સુધી એમને કંઈ વિચાર કરવાનો ન હતો પરંતુ મનોરમાને એમણે નિર્ભય કરી તે પછી એ નચિંત થઈ ગયાં હતાં. સુબાઈ મનોરમા કેમ જવા નહોતી માગતી તે કારણ તો કોઈને કહી શકાય તેમ ન હતું. સુમીબહેનના દીકરાની બદનામી તે પોતાના જ દીકરાની બદનામી એ માનતા હતા. એ કારણે તો એમણે મનોરમાને શિખામણ આપતાં કહ્યું હતું—લોકને આ જાગે એટલે નિંદા કરવાનો મસાલો મળી જાય. પથ્થર તળે હાથ આવી ગયો હોય તો કળે કાઢી લે તે જ સુજ્ઞ.'

જાણે એ સલાહ મનોરમાએ જીવનમાં ઉતારી હોય તેમ કહ્યું. 'મેં એમને સુદ્ધાં કહ્યું નથી. પિયરમાં પણ કોઈને કહ્યું નથી. સુમીબહેને મારી બેચેની જાણી જઈ પૃચ્છપરછ કરી તોપણ મેં એ વાત ટાળી છે. સૌ પ્રથમ પેટ ખોલ્યું હોય તો તમારી સમક્ષ.'

ભાભીમાને મનોરમાના આ ડહાપણે વધુ જીતી લીધાં હતાં. આટલી નાની ઉંમરે વહુ તરીકે આટલું ડહાપણ કોણ બતાવી શકે? પિયરમાં જો માને મોઢે આ વાત ગઈ હોય તો દીકરીના મમતમાં તણાઈ એ બહાર વાત કર્યા વિના ન રહે. દીકરાને કારણે વગોવાય સુમીબહેન અને તેમનું કુટુંબ. મનોરમા જે ડહાપણ બતાવી શકી

તે પ્રમાણે ભાભીમા પણ એ હકીકત દાજીસાહેબને પણ કહેવા માગતાં ન હતાં. સન્મુખ અંગે ચેતતાં રહે એ માટે સુમીબહેનને કહેવાની ઇચ્છા એ રાખતાં હતાં. આમ દરદ છુપાવીને રોગ મટાડવાની યુક્તિ ભાભીમા શોધતાં હતાં. ભણાભાઈ મુંબઈ જવા માગતા ન હતા તેમ ભાભીમા કહે તો દાજીસાહેબને કારણ શું આપે? તબિયત સારી નથી રહેતી તેમ તો કહી શકાય તેમ ન હતું. આજે પણ તબિયત મઝાની લાગતી હતી. શહેરી જીવન એમને પસંદ નથી એ બહાનું જડી આવ્યું હતું, પરંતુ દાજીસાહેબ એને હસી કાઢ્યા વિના ન રહે. છતાં એ વિના બીજું કોઈ કારણ જડતું ન હતું. નોકરી નથી એમ તો શી રીતે કહે? બળભદ્રદાસ એ હોંશિયાર નથી માટે નોકરીમાં રાખવા માગતા નથી એમ કહે તો એમાં ય બનેવીની બદનામી થતી હતી. દાજીસાહેબ એને સ્વીકારી જંપી ન જાય પણ બળભદ્રદાસની ધૂળ કાઢી નાખે. અને તે વખતે બળભદ્રદાસ કહે કે તમને કોણે કહ્યું કે હું એમને રાખવા તૈયાર નથી તો શી વલે થાય? ગાડું ઘેલું પણ શહેરી જીવન પસંદ નથી એ એક જ તરણાને પકડી રાખવા જેવું હતું. જોકે એ ભાણાભાઈને મોઢેથી સાંભળે તો તરત એ સાંભળાવી દે, ઝખ મારવા પરણ્યો હતો? જમાઈ મુંબઈમાં મોથ મારે છે તે ખ્યાલે મનોરમાના બાપે એને પરણાવી હતી. પરંતુ એ મોરચા ઉપર ભાણાભાઈને મોકલવાની જરૂર જ ન હતી. ભાભીમાએ જોઈ લીધું હતું કે દાજીસાહેબ કોઈ વખત પોતાને છાંછિયું કરી જતા હતા, પરંતુ શાન્તાગૌરીના બોલને એમણે ક્યારે ય ઉથાપ્યો ન હતો. એ જ રીતે મનોરમાને આડી ઢાલ તરીકે ધરવામાં આવે તો એને પણ એ હડસેલી મૂકે નહિ. મનોરમાની ચાલાકીનાં એ વખાણ કરતા પણ થયા હતા.

પરંતુ દાજીસાહેબને ગળે ન ઊતરે તેવું કામ કરાવવું હોય

તો રણજીતભાઈનો ટેકો ભાભીમાને ઉપયોગી થઈ શકતો હતો. એક વખત એ ના પાડી બેસે તોપણ છેવટ એમને હા પાડ્યા વિના છૂટકો થતો ન હતો. ભાભીમાએ માન્યુ કે રણજીતભાઈનો ટેકો જો મળી જાય તો મુશ્કેલી ટળી જાય. એમનો ટેકો કેવી રીતે માગવો? ભાભીમાનુ મન જે રીતે અત્યારે વિચારી રહ્યું હતું તે પ્રમાણે રણજીતભાઈ વિરોધ કરે તેવી બીક કાઢી નાખવા જેવી ન હતી. ભાણાભાઈ કોઈ જગાએ નોકરીમા ચાલી શકે તેમ ન હતા તેનો ઓછોવત્તો ખ્યાલ ભાભીમાને હતો. મૅટ્રિક પાસ હતા એટલે કોઈ સરકારી કારકુનની નોકરીમા દાખલ થઈ ગયા હોય તો એમાથી કોઈ કાઢે નહિ તે સાચુ, પરતુ એમા દાખલ થવાની ઉંમર વીતી ગઈ હતી. ઉંમર હતી ત્યારે પણ એ ગણતરીએ એ નોકરી સુમી-બહેને નહિ વિચારેલી કે ૭૦-૮૦ રૂપિયાના ટૂંકા પગારમા આ મોઘવારીમા પૂરું શુ થાય? અહી પણ જો કોઈ ખાનગીમા નોકરી લાગવગને જોરે મળે તોપણ પગાર એથી વધારે શુ મળે? એવી નોકરીમા અર્ધો ભૂખમરો વેઠે તે કરતા આ જમીનની મિલકત ખેડે તેની થઈ જવાની હતી તો શુ કામ થોડી જમીન ભાણાભાઈને બક્ષિસ ન કરી દેવી? નાનાભાઈની અહીં આવવાની તૈયારી ન હતી. ચોથા ભાગ જેટલી જમીન પચાસેક વીઘા ભાણાભાઈને બક્ષિસ કરી આપી હોય અને તે નોકર રાખી જાતે ખેડે તો મિલકત ખેડૂતો પાસે જતી બચી જાય અને ભાણાભાઈ કાયમના સુખી થઈ જાય.

આ દરખાસ્ત બધી રીતે સારી હતી પરતુ એ જણનો એમા વાંધો આવી પડે તે ભાભીમાને દેખાતો હતો. પહેલો વાંધો શાન્તા-ગૌરીનો આવે તેને એમ થાય કે ભાભીમા પોતાની મિલકત ઓછી કરતાં હતા! જો એ ભાણાભાઈને આપી દેવા તૈયાર હતા તો પછી વેચી દઈને શહેરમા કલદાર મિલકત કરવામાં એમને પેટમાં શું

દુઃખતું હતું ? નાનાભાઈ મોટા મનના હતા એટલે એ કંઈ મનમાં આણે નહિ, પરંતુ શાન્તાગૌરીનાથી આ વેઠી શકાય નહિ અને તેની વહારે ચડે રણજીતભાઈ. એમને એમ થાય કે પારકો મિલકત લઈ જાય એ ક્યાંનો ન્યાય ? ભાણાભાઈને અહીં શું લાગેવળગે ? દાજીસાહેબનો ભાણો હોય તો એને હક ગણાય, પણ ભાભીમાનો ભાણો એ તો પારકો. જો એને મળે તો પછી એ ભોગવનારા અમે નથી ?

ભાભીમા આ ન્યાયનો ઇન્કાર પણ કરતાં ન હતાં. ભાણાભાઈ આમ રખડી ન ગયા હોત તો એમણે આવો કોઈ વિચાર કર્યો ન હોત. જો એમના મનમાં એવો કોઈ ભાવ હોત તો અગાઉ દત્તક લેવાનો ઇશારો થઈ ગયો હતો. એમણે જ ના પાડી હતી. નાનાભાઈના મનમાં ક્યારે ય ઓછું ન આવે કે ભાભીમાને મારાથી સંતોષ ન થયો તે દત્તક લીધો એ કારણે એ ભાણાભાઈને બક્ષિસ આપવાનું વિચારતાં હતાં, દત્તક લેવાનું નહિ. અને એ જ રીતે ભાણાભાઈને મદદ કરવાની અનિવાર્ય જરૂર હતી તેમ રણજીતભાઈને વસી જાય તો એ દાજીસાહેબને ગળે ઉતારવામાં ભારે ઉપયોગી થાય. એમનો ટેકો હોય એટલે શાન્તાગૌરીનું બળ અર્ધું ઓછું થઈ જાય. અને એ ટેકો મેળવવા માટે ભાણાભાઈને કંઈ ઠેકાણે પાડવાનું કામ એમના ઉપર જ નાખી દેવાનું ભાભીમાને સૂઝ્યું. એમાં રણજીતભાઈને કંઈ નવાઈ લાગવાનું કારણ પણ ન હતું. બહારની કોઈ ખટપટ હોય તો દાજીસાહેબને નામે એ જ કરતા હતા.

ચોખો ચાંપી જોતાં ભાભીમાએ કહ્યું : 'રણજીતભાઈ, ભાણાભાઈને શહેરનું જીવન પસંદ નથી અને મનોરમા પણ ઇચ્છે છે કે મુંબઈ કરતાં અહીં કોઈ જગાએ એમને નોકરી મળતી હોય તો

આપણી ઓથ નીચે એ સુખેથી રહે.'

રણજીતભાઈને આશ્ચર્ય જેવુ લાગ્યુ. એમણે પૂછ્યુ : 'આ તો નવાઈ કહેવાય. લોકો મુંબઈનો મોહ રાખે છે અને ભાણાભાઈને ત્યાંથી ભાગવું છે.'

ભાભીમાએ આ પ્રત્યુત્તરની તૈયારી રાખી હતી. 'મને ય એ તો લાગ્યું હતું. પરંતુ ભાણાભાઈનુ મુંબઈની દોડમાં દોડવાનું ગજું નથી એ તો આપણું ક્યાં અજાણ્યું છે? સુમીબહેનને ત્યાં તો કંઈ પારકું નથી પણ ચાદર પ્રમાણે સોડ ખેંચવાનું એ વિચારતા હોય એ ય ડહાપણ ગણાય. આથી મને જ થયું કે એવી નોકરી મેળવી આપવાનું તમારા માટે સહેલું છે તો એમણે નાહક શું કામ મૂંઝાવુ પડે?'

રણજીતભાઈનું મન મનોરમાના વિચારમાં ન પરોવાયું હોત તો એમણે વધુ ઊલટતપાસ લીધા વિના ન મૂકી હોત પરંતુ ભાભીમા જે દુઃખમાંથી મનોરમાને બચાવવા પ્રયત્ન કરી રહ્યા હતાં, તે જ ખીણ નજીક એ આવીને ઊભા હતા તેનો એમને ખ્યાલ આવ્યો ન હતો. મનોરમાનું સૌંદર્ય પહેલી ક્ષણે જ આંખને લોભાવે તેવું હતું અને તેમાં વિકારી આંખને તો સવિશેષ. રણજીતભાઈનું ધ્યાન તો એ પરણીને ચોરીમાંથી એમને પગે લાગવા આવી ત્યારથી ખેંચાયું હતું. એવી રૂપાળી સ્ત્રીઓને એમણે ગમે ત્યાં જતા પણ ધારી ધારીને જોઈ હતી. પરંતુ એમને ભોગવવાની તક ન હોય ત્યાં એ વિચાર પણ શું કરે? અને જ્યાં જ્યાં એવી તક ઝડપી શકાય તેવી હતી ત્યાં એમણે દીકરી તુલ્ય પુત્રવધૂને પણ છોડી ન હતી! રણજીતભાઈને માટે એ અંગે જે વાત થતી તે ન માન્યા જેવી કોઈને લાગતી ન હતી જુદે જુદે વખતે જુદાં જુદાં પાત્ર સાથે એમનું નામ જોડાતું હતું તેમાં ઘરકામ કરનારાથી બાઈથી

માંડી છેક છેલ્લે પાટલે પુત્રવધૂ સુધી વાતો સંભળાતી. વેવાઈએ બીજી દીકરી હલકા ગણતા કુળમાં નરસિંહભાઈને ઘેર પરણાવી તેથી એમણે પુત્રવધૂને ન તેડી અને દીકરાને ફરી પરણાવ્યો તેમ લોક તો જાણતા હતા. એ કારણ ખરી રીતે નિમિત્ત હતું, બાકી એનું આંતરિક કારણ તો એ પુત્રવધૂએ એમને તાબે થવાની તૈયારી બતાવી ન હતી એ હતું. એવો સામનો શરૂઆતમાં મોટેભાગે પુત્ર-વધૂઓ કરતી હોય છે, પરંતુ ધણી નમાલો હોય કે બાપથી દબા-યેલો હોય ત્યારે પુત્રવધૂઓને થાકીને સસરાને શરણે જવું પડતું હોય છે. રણજીતભાઈના મોટા દીકરા જગમોહન પિતાના હાથ નીચે જમીનનો વહીવટ સંભાળતા હોવાથી એમનામાં સ્વતંત્રશક્તિ વિકસી ન હતી અને તેથી અન્યાયનો પ્રતિકાર કરવાનું વ્યક્તિત્વ પણ ખીલ્યું ન હતું. આ સંજોગોમાં રણજીતભાઈએ માન્યું હતું કે પુત્ર-વધૂ વહેલી મોડી થાકીને તાબે થશે. પરંતુ એણે પૂરેપૂરી ટક્કર લીધી. ન એ તાબે થઈ કે ન એણે એ દુઃખ બહાર જણાવા દીધું. એ સામનાની શિક્ષા કરવા કુળવાન શાહીની ઢાલ ધરીને એમણે જગમોહનને ફરી પરણાવ્યો.

નવી પુત્રવધૂ—પુષ્પાને શોક્ય ઉપર પરણવું પસંદ ન હતું. પરંતુ બીજી રીતે પણ એ લાચાર હતી. ચાર દીકરીઓના જન્મ પછી એની મા ગૂજરી ગઈ હતી અને બાપ ફરી પરણ્યા હતા. એ ઓરમાન માને ય બે દીકરા અને બે દીકરીઓ હતી. આમ બાપને છ દીકરીઓ પરણાવવાની હતી અને ચોવીસ વર્ષની પુષ્પા સૌથી મોટી પૈસાને અભાવે કુંવારી હતી. બાપની દયા ખાઈને એ પરણી તો ખરી, પણ જગમોહને આ તૈયારી ન બતાવી હોત તો પોતે બચી ગઈ હોત તે સમજથી પરણીને આવ્યા પછી એણે પૂછ્યું હતું: 'બાપુજી તો તમને પરણાવવા તૈયાર થયા પણ તમે હા શું

કામ પાડી? તમને એ ન ગમતી હોત અને પરણ્યા હોત તો કંઈક સમજાય. પરંતુ એની બહેનને એના પિતા ગમે ત્યાં પરણાવે તેમાં એને શિક્ષા કરવાનો અર્થ હતો?'

જગમોહને સાચો જવાબ આપતાં કહ્યું : 'બાપુજીની ઇચ્છા આગળ મારું શું ચાલે?'

આવા નિર્માલ્ય પતિને પરણીને પોતે શું સુખી થવાની હતી તેમ પુષ્પાને એ વાતચીત વખતે વસી ગયું હતું. કેવળ આ પગલામાં જ જગમોહનનો નિર્માલ્યતા હતી એમ નહિ, બધી રીતે એ નિર્માલ્ય લાગતો હતો. જે ઠાઠથી રણજીતભાઈ રહેતા હતા તે જોતા જગમોહન એમનો દીકરો હોય તેમ અજાણ્યાને ન લાગે. એ નોકર હશે અગર બહુ બહુ તો મુનીમ હશે તેટલા સુધી કલ્પના પહોંચી શકે. મોટે ભાગે બાપ કરતા દીકરો પહેરવેશમાં, શોખમાં અને રહેણીકરણીમાં ખર્ચાળ હોય છે. જગમોહનની બાબતમાં એથી ઉલટું હતું. બાપના ઊતરેલા કપડા એ પહેરતો હતો! રણજીતભાઈને ઘેર ગામની ભાંજગડ ચાલતી હોય, આગેવાનો ભેગા થયા હોય ત્યારે એમની સાથે મોભાભેર બેસવાને બદલે એ બહાર નોકરચાકર સાથે બીડીઓ પીતો ગપ્પા હાંકતો હોય પુષ્પાને એમાં પોતાનું અપમાન લાગતું હોય તેમ એ ટોકતી પણ ખરી કે તમે દાજીકુટુંબના પાટવી કહેવાવ એટલે તમારે આગેવાનો વચ્ચે બેસવાનું હોય કે નોકરચાકર ભેગા' પણ એનું કંઈ શુભ પરિણામ પુષ્પાને જોવા મળ્યું ન હતું.

રણજીતભાઈનો સામનો કરવાનો આવ્યો ત્યારે પુષ્પાનું આ અતૃપ્ત માનસ ન કરી શક્યું. પ્રથમ પુત્રવધૂને વશ કરવા એમના બધા પ્રયત્ન નિષ્ફળ ગયા હતા, તે અનુભવને આધારે પુષ્પા ઉપર હુમલો કરતા પહેલા એમણે ઠીક ઠીક સમય લીધો હતો અને એ સમય જ પુષ્પાને હતાશ કરવા માટે પૂરતો હોય તેમ કથન વખતે

એ શરણે થઈ ગઈ. એ સંબંધ લોકોથી છાનો રહે અને નિંદાનો ભોગ ન બનવું પડે તેની પણ એ પરવા કરતી ન હતી. ઘરમાં તો સાસુને બદલે એનું જ ચલણ થઈ ગયું હતું એટલું નહિ પણ કંઈ બહાર જવાનો પ્રસંગ આવતો ત્યારે પુષ્પા અને રણજીતભાઈ જતાં હતાં. લોકોની એ નિંદા પુષ્પાની ઓરમાન માથી ન સહેવાઈ હોય તેમ એણે એને એક વખત પિયર આવી ત્યારે ઠપકો આપ્યો : 'તેં લાજશરમ નેવે મૂકી છે તેથી મારાથી લોકોને મોં બતાવાતું નથી.'

'તમારાથી મોં ના બતાવતું હોય તેથી મારે કંઈ મરી જવું? દીકરીને ખાડામાં નાખવી અને પછી એ ખરડાય એમાં દોષ એને દેવો એ ક્યાંનો ન્યાય?'

'હું ઓરમાન મા હતી, કંઈ તારા બાપ ઓરમાન ન હતા.'

'સગાં કે ઓરમાન બધાં લાચાર છે. મારા બાપુજી સાથે તમને પણ માબાપે જ પરણાવ્યાં હતાં ને? એ મા તો તમારાં ઓરમાન ન હતાં ને?'

'મારાં માબાપને મેણું મારવાની તારે કંઈ જરૂર નથી. એમને નીચું જોવું પડે એવું તો મેં કંઈ આચરણ નથી કર્યું ને?'

'મને દોષ દો છો તો મારા સસરાને કેમ કહેવાતું નથી?'

'તારો સસરો પડ્યો ખાડામાં.'

'એમને જોઈને તો તમે કન્યા આપી હતી. હવે એમને ખાડામાં શું કામ નાખો છો? છોકરી ક્યાં નાખો છો તે જોવું નથી અને એ ખરડાય ત્યારે એને મેણાં મારો છો. તળાવની વચ્ચે રહેવું અને મગર જોડે વેર બાંધ્યે મને શી રીતે પાલવે? એ દુઃખે પિયર આવીને ઊભી રહું તો ય તમને દુઃખ છે કે માંડ સાપનો ભારો ટાળ્યો હતો, તે પાછો પગ ઉપર આવીને પડ્યો.'

'દાઝીકુટુંબનું પાણી ચડયું લાગે છે. લાજતી નથી અને ઉપ-રથી ગાજે છે!'

'શું કામ લાજું ? નમાલા પતિ સાથે એક તો પરણાવવી છે અને કાયમ મને પલવાય એવી શક્તિ નથી, પછી લાજને મારે ઓઢવાની કે પાથરવાની? અને એ લાજ નેવે મૂકી તો ય કોઈએ મારું અપમાન કર્યું હોય તેમ મેં જોયું નથી. મને કોઈએ માન ન આપ્યું હોય તેમ બન્યુ નથી. જ્યાં જ્યાં દાઝીકુટુંબનું માન છે ત્યાં સૌ મને ય માન આપે છે પાછળ એ ગમે તે બોલતા હશે, મોઢે કોઈ મને કહેવાની હિંમત કરતું નથી અને મને આ સિવાય બીજી રીતે સુખી કરવાની પણ કોની તૈયારી છે? જેને મારી નિંદાની પડી છે અને હિતની પડી નથી, તેમની કૂથલીની મને ય શી પડી છે?'

'આ બધું નપાક સસરાએ શીખવ્યું લાગે છે.'

'માણસને એનું દુઃખ શીખવે છે તે બીજું કોઈ શીખવતું નથી.'

'મને તારા બોધની કંઈ જરૂર નથી.'

'હું ત્યારે ક્યાં બોધ આપવા નવરી ય છું? તમે વાત કાઢી ત્યારે મેં કહ્યું.'

'હું વાત ન કાઢું તો કોણ કાઢે ? બીજાને નિંદાનો રસ હોય એટલે પાછળ બોલે. પણ મારું અંતર દાઝતું હોય એટલે મોંએ જ કહું ને?'

'તમે અંતરથી કહ્યું, તો મેં અંતરથી જવાબ આપ્યો. હું છાશ લેવા જવું અને દોણી સંતાડવામાં માનતી નથી. હું સુખી છું અને મને એ સબંધની શરમ પણ આવતી નથી.'

આની નફ્ફટ દીકરીને શું શિખામણ આપવી તેમ ઘા ખાઈ

છતાં મા ચૂપ થઈ ગઈ. મનમાં પસ્તાઈ પણ ખરી કે એકબીજાની મર્યાદાનો પડદો મેં વળી ક્યાં તોડી નાખ્યો? એનું પરિણામ એ આવ્યું કે પુષ્પાએ પિયર આવવાનું ઓછું કરી નાખ્યું અને માને પણ એને તેડાવવાનો વિવેક કરવાનું જરૂરી રહ્યું ન હતું.

ભાભીસાથી આ બધું અજાણ્યું ન હતું. એમણે પોતાને સીધું કહેતાં જીભ ઊપડતી ન હતી. એ દાજીસાહેબ સમક્ષ પોતાનો અણગમો પ્રદર્શિત કરતાં હતાં. 'ગામમાં તમારું વેણ એ ઉથામતા નથી અને તમે જ એમને કંઈ ન કહો તે કેવું વિચિત્ર કહેવાય? દાજીકુટુંબ માટે પણ એ નીચાજોણું કહેવાય.'

દાજીસાહેબે ધીમેથી પ્રત્યુત્તર આપ્યો હતો: 'કેમ જાણ્યું મેં એમને નહિ કહ્યું હોય?'

'મને તમે કોઈ દિવસ વાત તો કરી નથી!' આશ્ચર્ય પામતાં ભાભીસા બોલ્યાં હતાં.

'આ ઓછો મારે માટે નિંદાનો વિષય છે કે બિનજરૂરી કહેતો ફરું.'

'મને કહેવામાં પણ બિનજરૂર માનો છો?'

'હા.'

'હું તમને આ નિંદા માટે કહું છું એમ જ એનો અર્થ કરો છો ને?'

'ના, તમને દુઃખ થાય છે માટે ન છૂટકે કહો છો.'

'એમ સમજો છો તો પછી મને કહ્યું કેમ નહિ?'

'તમને ગળે નહિ ઊતરે એ ગણતરીએ.'

'હું શું એવી અબુધ છું?'

'જેમ અબુધને ગળે ન ઊતરે તેમ જેમની માન્યતાઓ દૃઢ થઈ ગઈ હોય તેને પણ એની વિરુદ્ધની વાત ગળે નથી ઊતરતી.

આ બાબતમા સામાન્ય રીતે આપણી માન્યતાઓ દૃઢ થઈ ગયેલી છે.'

'એ રૂઢ થઈ ગયેલી છે એટલે તો સમાજમાં નીતિ જળવાઈ રહી છે.'

'એ હું કબૂલ કરુ છુ. પણ એ રૂઢતાને લીધે એ નીતિ ન પાળી શકેલાને આપણે સમજી શકતા નથી '

'એમા શુ ધૂળ સમજવાનુ છે ?'

'આ જ કારણે મે તમને વાત કરી ન હતી. ગણુભાઈએ કહ્યું કે આ બાબતમા હુ લાચાર છુ. મારુ મન એટલુ બધુ નિર્બળ છે કે આ પતન સમજ્યા છતા એમાથી ઊગરી શકતો નથી.'

'એમા એમણે નવુ શુ કહ્યુ ? લાચાર કહીને છૂટી પડ એ કેમ ચાલે ? લાચારી મટે તે જ આગ્રહ રાખવો જોઈએ.'

અને પુત્રવધૂ સાથે એમનો સંબંધ શરૂ થયાની વાત ભાભી-માને કાને આવી ત્યારે એ છંછેડાઈ પડયા હતા. 'આજ સુધી એ બહાર રખડી ખાતા હતા તે માફ થયું, પણ દીકરી તુલ્ય પુત્ર-વધૂને ભ્રષ્ટ કરી એ તો આપણે સૌને માટે લાંછન ગણાય.'

દાજીસાહેબ: 'હું માનું છું કે હવે એમનો સ્વેચ્છાચાર સ્થિર થશે.'

'એટલે ?'

'બહાર રખડવામા એમનુ મન ભટકતું રહ્યું તે હવે એકમાં પરોવાશે.'

ભાભીમાથી આ સાંભળ્યુ ન ગયું હોય તેમ એ બોલી ઊઠયાં હતા: 'એમને તો એમને પણ ભગવાન તમને પણ માફ નહિ કરે. પુત્રવધૂમાં મન ભટકતું સ્થિર થશે તે જીવતા કીડા પડશ જેવું કુકર્મ કે બીજું ?'

'એની શિક્ષાની મને ખબર નથી, પણ આ પરિણામ આવવું

જોઈએ તેમ મને લાગે છે. ભ્રષ્ટાચાર એ જો ખરાબ હોય તો એ આચાર એક જગાએ સ્થિર થાય એટલો પણ સુધારો જ ગણાય.'

'ધૃતરાષ્ટ્ર જેમ દુર્યોધનના વર્તનમાં અંધ હતો, તેમ તમને પિત્રાઈ ભાઈના વર્તનમાં અંધાપો આવ્યો છે તેમ કહું છું તો માફ કરજો.'

'માફ કરવાનો સવાલ જ નથી. એની હું ચર્ચા કરવા માંગતો નથી. આ તો તમે વાત કાઢી ત્યારે મારે એટલું ય કહેવું પડ્યું.'

ભાભીમાથી આઘાત ન વેઠાયો હોય તેમ એ ચૂપ થઈ ગયાં. દાજીસાહેબના સ્ફટિક જેવા ચારિત્ર્યનાં એ સાક્ષી હતાં એટલે એમની એ વિચારસરણીથી એ ગેરમાર્ગે દોરવાઈ ન ગયાં. બાકી શંકા થયા વિના ન રહે કે આવા વર્તનનો જે બચાવ કરે છે તે પોતે પણ આચારમાં ઢીલા નહિ હોય તેમ કેમ માનવું? પરંતુ ગમે તેટલી આઘાતજનક પરિસ્થિતિ પણ સમય વહેવા સાથે સહ્ય બનતી જાય છે અને આઘાત આપનાર પાત્રો બેપરવા બની વર્તન ચાલુ રાખે છે ત્યારે એ વિષય નિંદા રસ પણ ગુમાવે છે. રણજીતભાઈ અને પુષ્પાના સંબંધમાં પણ એવું બનતું ગયું હતું. બંને પોતાનો સંબંધ છુપાવતાં ન હતાં એટલું જ નહિ, પણ જાણે પતિપત્ની હોય તેવા હક્કથી વર્તન કરતાં હતાં. એનું એક પરિણામ દાજી-સાહેબે ભાખ્યું તે આવ્યું હતું કે બીજી જે સ્ત્રીઓ સાથે એમનું નામ ગવાતું હતું તે બંધ થઈ ગયું હતું અને કોઈ નવી સ્ત્રી સાથે એમનો સંબંધ જોડાયો ન હતો. પરિણામે, ભાભીમાએ ભાણા-ભાઈની સહાય અંગે વાત કરી ત્યારે એમની લોલુપ નજર મનોરમા ઉપર ઠરી હતી તેનો એમને ખ્યાલ આવ્યો ન હતો. મનોરમા મહેમાન હતી તે કારણે એના રૂપને એમણે લોલુપ નજરે જોવા સિવાય બીજો વિચાર કર્યો ન હતો. પરંતુ એ આશ્રિત બને તેવા એના સંજોગો

હતા તેનો ખ્યાલ આવી જતા એમની બુદ્ધિને પાંખો આવી હતી. ભાભીમા એમનો સાથ મળશે કે નહિ તેનો વસવસો સેવતા હતા, તેને બદલે એ તો એમના પલ્લામા બેસી ગયાં હોય તેવી સ્થિતિ થઈ હતી.

ભાણાભાઈ નિકટતમ હિતેચ્છુ હોય તેમ એમણે ભાભીમાને સલાહ આપવા માડી: '૫૦-૭૫ ની નોકરી ભાણાભાઈને અપાવવી એ તો રમત વાત છે. દાજીકુટુબનુ પુણ્ય પરવાર્યું નથી કે જગા હોય અને કોઈ ના પાડે. પરંતુ આ મોઘવારીમા એમા પૂરું શું થાય ?'

ભાભીમાને પણ એ વિચાર આવ્યો હતો એટલે એમા સૂર પુરાવતા બોલ્યા: 'એ તો હું ય સમજું છું, પણ એ વિના બીજો ઉપાય પણ શો છે ?'

'ઉપાય તો છે ..' જાણીને અટકી જઈ રણજીતભાઈ મૂંગા રહ્યા.

'શો ઉપાય છે ?'

'ઉપાય છે પણ નથી એમ જ માનો ને.'

'તમે ય અવળવાણી જેવુ બોલો છો.'

'સવળવાણી ઘણી ય બોલવી હોય પણ ચોમેરનો વિચાર કરવો જોઈએ.'

'ચોમેરનો વિચાર કરીને કહો.'

'ચોમેરનો વિચાર આવતા અટકી ગયો. વાત બહાર જાય અને કોઈ અર્થનો અનર્થ કરે તો ઘરમા વિખવાદ પેસે વિખવાદ ન પેસે તો ય મન ઊંચા થાય અને મારા વિષે ગેરસમજ થાય.'

'વાત બહાર નહિ જાય.'

વાતને પાકી કરવા રણજીતભાઈએ ખેંચતાં કહ્યું: 'દાજી-

દુઃખ થાય તેવું માગથી કશું ન થાય.

ગણપતભાઈ ભાભીમાના માતૃત્વને પામી જતા એને પ્રણામ કરતા બોલ્યા : 'નાનાભાઈ તમારી ઇચ્છાને કોઈ પણ ભોગે ન સંતોષે તેમ હું માનતો નથી.'

'નાનાભાઈ તો મારે માટે જીવ આપે, પણ શાન્તાગૌરી...'

'દુનિયામાં દરેકને રાજી કરી શકાતા નથી આને ને આને ઓછું કંઈ કરવું છે. લાંબા ગાળાની યોજના કરવાની એટલે શાન્તાગૌરીના હાથ પણ હેઠા પડે !'

## પ્રકરણ અગિયારમું

## શાન્તાગૌરીનો ભ્રમ ભાંગ્યો

દાજીસાહેબને આવકાર આપતાં શાન્તાગૌરીએ કહ્યું: 'ક્રિકેટ-મેચનું નિમિત્ત છે એટલે તમે આવ્યા વિના નહિ રહો તેમ મેં માન્યું હતું.

'ભાભીમાને એ નિમિત્તની જ ખબર છે. મેં એમને કહ્યું નથી કે જાદુ જોવા જાઉં છું.' દાજીસાહેબ એમના સ્વભાવ પ્રમાણે કટાક્ષમાં બોલતાં હસ્યા.

'શાનો જાદુ?' આશ્ચર્ય પામતાં શાન્તાગૌરીએ પૂછ્યું.

'તમે અને નાનાભાઈએ શરૂ કર્યો છે તે.'

'અમે જાદુ શરૂ કર્યો છે!'

'ત્યારે કોણે મેં શરૂ કર્યો છે?'

'કંઈ સમજ પડે તેવી તો વાત કરો.'

'વાત તો તમારે મને સમજ પડે તેવી કરવી જોઈએ. ભાઈ તરીકેનો સંબંધ તમે લોકોએ અમારી સાથે કાપી નાખ્યો તેનું કારણ?'

'દાજીસાહેબ! તમારી અવળવાણીમાં મને તો કંઈ સમજ પડતી નથી! ભાઈ તરીકેનો સંબંધ અમે કાપી નાખીએ અને તે ય કેટલા ભવનાં પુણ્ય કર્યાં હોય ત્યારે તમારા જેવા મોટાભાઈ મળે તેમની સાથે! અને તે ય વાત તમે ભાઈને ઘેર પ્રેમપૂર્વક આવીને

કરો છો !'

'હું તો આવું જ શું કામ ન આવું ? મેં ટ્રંક કૉલ કાપી નાખ્યો નથી અને તમે કાપી નાખશો તો ય એથી હું કાપી નાખીશ એમ ના માનશો.'

બે હાથ જોડતા શાન્તાગૌરી બોલ્યા : 'આ અવળવાણી સમજવાનું મારું ગજું નથી.'

સીધી વાત ઉપર આવતા દાક્તરસાહેબે પૂછ્યું : 'તમે સોદા હવા ભરખીને ઊભા છો ? એ કિમિયો સરકારને બતાવો તો એ પરદેશથી લાખો ટન અનાજ મંગાવવાની હાડમારીમાંથી ઉગરી જાય.'

વાતને પામી જતા શાન્તાગૌરી હસતા હસતા બોલ્યાઃ 'ક્યારથી હમણાના પૈસા નથી મંગાવ્યા તે માટે પૂછો છો ?'

'હમણાના એટલે ખાસ્સા ત્રણ માસથી.'

'એનો આવો અર્થ તમે કરશો એવી જો અમને ખબર હોત તો ખુલાસો પણ કરત. મેં તો માન્યું કે વધુ ખર્ચનું કોઈ ઓડીટ લે, ખર્ચ ઘટે એનું ઓડીટ લેતા તો દાક્તરસાહેબને જ જોયા.'

'કોઈ વખત હિસાબમાં ભૂલ થઈ હોય તોપણ ખર્ચ ઘટેલું દેખાય અને તેથી ઓડીટની નજરે ન જોવાય તો ભૂલ પકડાય નહિ.'

'હમણાની વકીલાત સારી ચાલે છે અને ખર્ચ જતા બચત થાય તેવું બન્યું છે.'

'એનો અર્થ તો એ કે તમે ઓડીટ લીધું છે અને નાનાભાઈ તરફથી આ ખુલાસો મળેલો છે એમ માની લઉં છું.'

'ખોટો ખુલાસો થયેલો છે એમ માનો છો ?'

'તમે એને સાચો માન્યો છે ?'

'તમારા ભાઈ જૂઠું બોલે તેમ હું શી રીતે માનું ?'

'માણસને મોહિની શરૂ થાય તે પછી એવું કરે તો નવાઈ

ન ગણાય.'

'પણ એમ કરવાનું કારણ?'

'મોટાભાઈ જો પોતાની દરખાસ્ત માન્ય ન રાખે તો એમની પાસેથી રકમ મંગાવવાનું બંધ કરવું.'

'પણ ખર્ચ એનું એ છે, પછી આવક ન વધી હોય તો એ પૈસા લાવે ક્યાંથી?'

'એ તો મને શી ખબર પડે?'

'એટલે વકીલાતમાં આવક વધી નથી એમ તમારું કહેવું છે?'

'મારું શું, વકીલાતના ધંધાનો જેને અનુભવ કે ખ્યાલ હોય તે દરેકને એમ જ લાગે. આ ધંધો એવો નથી કે જેઠમાં નદી સૂકી હોય અને અષાઢમાં ઓચિંતું પૂર આવીને કાંઠા છલકાઈ જાય.'

શાન્તાગૌરીને દાજીસાહેબની આ દલીલે વિચાર કરતાં કરી મૂક્યાં. પરન્તુ નાનાભાઈ દર મહિને વધુ રૂપિયા લાવતા હતા તે પણ સાચું હતું. એ કોઈનું દેવું કરીને લાવે તે પણ શાન્તાગૌરીના માન્યામાં આવતું ન હતું. વળી પોતાની સમક્ષ એ જૂઠું બોલે તે પણ એ કલ્પી શકતાં ન હતાં. દાજીસાહેબને કોઈ પણ વાતમાં શંકાની નજરે જોવાનો સ્વભાવ હતો તે પણ એમની જાણ બહાર ન હતું. પરન્તુ એમની શંકા મોટે ભાગે સાચી પડતી હતી એટલે એનો ઇન્કાર કરવાની પણ શાન્તાગૌરી હિંમત કરતાં ન હતાં.

એમને દીગ્ધામાં પડેલાં જોઈ સબળ દલીલ શોધી કાઢતાં દાજીસાહેબે પૂછ્યું: 'કામ વધ્યું તેમ નાનાભાઈ કહે છે ને?'

'હા.'

'તો એ પ્રમાણે એમને ચાલતા કેસની તૈયારી કરવાની પણ વધી હોય ને?'

'હા.'

'તો એ પહેલા કરતા ગેર વધુ તૈયારી કરે છે!'

શાન્તાગૌરીની રહીસહી શંકા હવે નિર્મૂળ થઈ ગઈ. નાનાભાઈ એવા વધુ કામમા પરોવાયેલા જોવા મળતા ન હતા. ઊલટુ, સવારના પહોરમા છાપા વાચવામા એ જેટલો વખત ગાળતા તેના કરતા વધ્યો હતો. દાજીસાહેબની બુદ્ધિ ઉપર વારી જતા એમણે કહ્યું : 'તમે જો વકીલ થાય હોત તો ...'

શાન્તાગૌરીને આગળ બોલવા દીધા વિના દાજીસાહેબે કહ્યું : 'વધારે જૂઠાણુ કોરે બાધ્યુ હોત. મને તો પહેલેથી વકીલાત તરફ નફરત છે. નાનાભાઈને એલએલ.બી. કરાવેલુ તે વકીલાત કૂટવા નહિ, પણ જાહેરજીવનમા પડેલા મોટા ભાગના વકીલો છે અને દેશની વકીલાત એમણે સારી કરી હતી એટલે એ પણ ભવિષ્યમા નેતા થાય એ મહેચ્છા હતી પરન્તુ નાનાભાઈને એ મહેચ્છા માફક ન આવી અને શહેરમા રહેવા વકીલાતનુ શરણુ લીધુ. વકીલાત ખાસ ચાલતી નથી છતા એ પત્નીને છેતરે છે, તો પાકો વકીલ હોત તો એ શુ ન કરે? વૈદ્ય, વકીલ અને વેશ્યાને સરખા ગણ્યા છે તે અનુભવ વગર તો ન જ હોય ને?'

વકીલો તરફનો દાજીસાહેબનો પૂર્વગ્રહ શાન્તાગૌરી જાણતા હતા એટલે આકરા પ્રહારથી એમને આશ્ચર્ય થયુ ન હતુ. નાનાભાઈએ એમનાથી કઈ છુપાવ્યુ હતુ તેમ ઠસી ગયું અને તે દાજીસાહેબ શોધી કાઢ્યા વિના નહિ રહે તેની પણ એમને ખાતરી હતી અને તેને ટેકો આપ્યો દાજીસાહેબના સૂચને : 'આ વાત હમણાં આપણી બેની વચ્ચે જ રાખજો.'

દાજીસાહેબ ચાનાસ્તાથી પરવારીને સાંજના ગુજરાત ક્લબમાં ઊપડી ગયા. આ પહેલી જ વાર ત્યા જતા હતા એવું ન હતું. દરેક વખત અમદાવાદ આવે ત્યારે કલ્પના એક આટો એ માર-

વાનું ચૂકતા ન હતા. નાનાભાઈના જે મિત્રો હોય તેમની સાથે વાતચીત કરતા અને નવાજૂની જાણી લેતા હતા. નાનાભાઈ વિષે એમને કંઈ શંકા રહેતી અને સી. આઈ. ડી. તરીકે એ ક્લબમાં જતા એવું કંઈ ન હતું. પરન્તુ જેમની સાથે પરિચય હોય તેમને મળવાનો અને સંબંધ તાજો રાખવાનો જમીનદાર તરીકે દાજીકુટુંબમાં જે સંસ્કાર હતો તેને વશ વર્તીને એ સૌને મળતા હતા. એમાં ઉત્તરોત્તર વધારો થાય તે માટે વરસે–બે વરસે એ મોટી ઊંધિયા પાર્ટી રાખતા અને નાનાભાઈ એમના બધા મિત્રોને લગ્નપ્રસંગ હોય તેમ આગ્રહ કરીને લઈ જતા. ઊંધિયું તો નિમિત્ત, બાકી સાંજે જમણવાર એ મુખ્ય કાર્યક્રમ રહેતો. વળી દાજીસાહેબ એમના મજાકખોર સ્વભાવને લીધે ધ્યાન ખેંચતા અને છાપ પાડતા એટલે સૌ નાનાભાઈને કહેતા: 'ગામડે આવી પાર્ટીઓમાં જવાનું અવારનવાર બને છે, પણ અહીં જેટલી મઝા આવે છે તેટલી બીજે નથી આવતી અને તેનો બધો યશ દાજીસાહેબને છે.'

આમ દાજીસાહેબે પોતાનું આગવું સ્થાન પ્રાપ્ત કર્યું હતું એટલે ક્લબમાં એ જતા ત્યારે નાનાભાઈના મિત્રો રમત છોડી એમની સાથે એક ટેબલ ઉપર એકઠા થઈ જતા હતા. વળી વરસમાં એકાદ વખતથી વધારે એ ભાગ્યે અમદાવાદ જતા હતા એટલે લાંબે ગાળે મળ્યાનો આનંદ સૌના ચહેરા ઉપર જોવા મળતો હતો. એ ક્લબમાં ગયા ત્યારે નાનાભાઈ ત્યાં ન હતા. એમના મિત્રોને પૂછ્યું: 'કેમ ભાઈ જણાતા નથી? કોર્ટના કામમાં ડૂબેલા છે કે શું?'

'દરબાર અત્યાર સુધી કોર્ટમાં ગોંધાઈ રહે તેમ બને ખરું?'

'કામ હોય તો ગોંધાઈ રહેવું પડે.'

'કામ તો જેમને હતું તે પણ બગાસાં ખાતા થઈ ગયા છે, તો પછી દરબારને એવી ઘડાપીડી શું કામ હોય?'

'હું તો માનું છું કાયદા વધે તેટલા વકીલોને વધુ ઘી-કેળાં.'

'આ તો એવા કાયદા વધે છે કે જેમાં સરકારી અમલદારોને જ ઘી-કેળાં થાય. પરમીટો અને લાયસન્સોનો આ યુગ છે. વકીલો અત્યારે મોટા ભાગના માખો મારે છે.'

દાજીસાહેબે તુક્કો લગાવતા કહ્યું. 'તમે કહો પણ હું કેમ માનું? અમારા ગામના નરસિંહભાઈને તો તમે બધા નામથી ઓળખતા હશો જ ....'

'એવા કોંગ્રેસી વકીલોને ઘી-કેળાં છે એ વાત સાચી લોકો સત્તાથી અંજાય છે અને અમલદારો પણ નોકરીની સલામતી અને ઉપલી ગ્રેડની લાલચે કોંગ્રેસી આગેવાનોની ખુશામત કરતા થઈ ગયા છે. પરિણામે, જે વકીલો કોંગ્રેસી છે અને તેમાં ય જે કોંગ્રેસના આગેવાનો છે તેમની લાગવગ પહોંચે એ ગણતરીએ અસીલો એમને કેસો આપે છે એનો લાભ લઈએ ચીરી નાખે તેવી આકરી ફી પણ લે છે. બાકી બીજા વકીલો તો ઓટમાં જ નાવ હંકારે છે.'

નાનાભાઈની ગેરહાજરીનું કારણ શોધતા એકે પૂછ્યું: 'તમે આવ્યા છો તે નાનાભાઈને ખબર તો છે ને?'

'મેં લખ્યું જ નહોતું કે હું આવવાનો છું.' દાજીસાહેબ આમ તો આગળથી લખીને આવતા હતા. નાનાભાઈએ માન્યું હતું કે પત્ર નથી એટલે એ આવશે નહિ. નાનાભાઈ ન જાણે તે માટે જ એમણે લખ્યું ન હતું. શાન્તાગૌરી સાથે એમની ગેરહાજરીમાં પ્રથમ એ વાતચીત કરી લઈ ઘેરથી પૈસા મંગાવતા ન હતા તે ભેદ જાણી લેવો હતો. એમનું અનુમાન એવું હતું કે નાનાભાઈએ પોતાની ઉપર સ્નેહનું દબાણ લાવવા શાન્તાગૌરીને પોતાના પક્ષમાં લીધાં હશે અને જમીન વેચવાની દરખાસ્ત ન સ્વીકારે ત્યાં સુધી અમારે ઘરની રકમ જોઈતી નથી તેમ ઠરાવ કર્યો હશે. શહેરના

વસવાટને લીધે શાન્તાગૌરીનું માનસ જો બદલાયું હોય તો છ દીકરીઓની મા તરીકે એની શી જવાબદારી હતી તે ખ્યાલ આપી દાજીસાહેબ એમને પોતાના પક્ષમાં લઈ લેવા માગતા હતા. પરન્તુ અહીં આવીને એમણે જોયું તો શાન્તાગૌરી ખુદ અંધારામાં હતાં. દાજીસાહેબનું કામ એથી સહેલું બની ગયું હતું. એ પામી ગયા કે શાન્તાગૌરીના વિચારો બદલાયા ન હતા અને નાનાભાઈના પક્ષે નહોતાં એટલે એમને સાચી વાત કરવામાં આવી ન હતી. નાનાભાઈએ ઘેરથી રકમ ન મંગાવવા માટે જ કમાણી વધી હતી તેવો ભેદ ઊભો કર્યો હતો તે શોધીને શાન્તાગૌરી સમક્ષ મૂકતાં દાજીસાહેબનું કામ સહેલું થઈ જવાનું હતું.

ક્રિકેટ-મેચના નિમિત્તે શાન્તાગૌરીએ જેમ દાજીસાહેબને આવવાનો આગ્રહ કર્યો હતો, તેમ એ પણ પોતાની ગણતરી લઈને આવ્યા હતા. નાનાભાઈને હવે લાંબો વખત શહેરમાં વસવા દેવા તે જોખમ હતું. કદાચ પોતાને લીધે હાલ એ જમીન વેચી ન શકે તેમ બને, પરન્તુ શહેરનો આજનો મોહ ઉત્તરોત્તર વધતો ચાલે તો પોતાની હયાતી બાદ હવેલીની હરાજી કરતાં નાનાભાઈ અચકાય નહિ. દાજીસાહેબ શહેરના વિરોધી ન હતા, પરન્તુ કુટુંબનાં મૂળિયાં વતનમાં–ગામમાં રહેવાં જોઈએ અને ડાળીઓ ભલે શહેર સુધી લંબાય. પરન્તુ ડાળીઓ માથાભારે થઈ મૂળિયાંને જમીનમાંથી ઉથલાવી નાખે તેવી જ થઈ પડે તો એને કાપી નાખવી જોઈએ અને વૃક્ષને હલકું કરવાથી એનું હિત થાય તેમ એ માનતા હતા. આથી નાનાભાઈને વકીલાત બંધ કરાવીને ઘેર લઈ જવાની યુક્તિ શી રીતે પાર પાડવી તે મિશન લઈને અમદાવાદ આવ્યા હતા.

કોર્ટનું કામકાજ બંધ થઈ ગયું હતું અને ક્લબમાં આવનાર લગભગ બધા આવી ગયા હતા એટલે એક જણે કહ્યું : ' નાના-

ભાઈ બહાર નીકળી ગયા હોવા જોઈએ.'

બીજો: 'હમણાના એ ક્લબમાં આવે છે પણ ઓછા.'

દાજીસાહેબ 'જેમને કામ ઓછું હોય તે તો ક્લબમાં વધુ આવે.'

'નાનાભાઈ પાનાં રમવાના નહિ એટલે લાંબો વખત તો આમે ય રોકાતા ન હતા. બેડમિંગ્ટનની બેચાર રમત રમીને એ ઘેર વિદાય થઈ જતા હતા.'

દાજીસાહેબને આનંદ થયો કે પાનાનો જુગાર ન રમવાનો સંસ્કાર નાનાભાઈએ સાચવી રાખ્યો હતો.

દાજીસાહેબને જોઈતો જવાબ એકે વળી ઉચ્ચાર્યો: 'રમત તો ઠીક, પણ દરબારનું ચિત્ત હમણાનું વકીલાતમાં પણ જોઈએ તેટલું દેખાતું નથી.'

બીજો: 'કામ ખાસ ન હોય ત્યારે દરેકનું એવું જ માનસ થાય.'

ત્રીજો: 'એમને કામ ન હોય તેની ચિંતા ક્યાં છે? દાજી-સાહેબની હવેલી ક્યાં ઓછી સધ્ધર છે?'

'એ તો આપણે સૌ જાણીએ છીએ. પરન્તુ એમને ચટપટી થઈ લાગે છે કે કંઈક ધંધો કરવો જોઈએ.'

'દરબારના સ્વભાવમાં જ વળી ક્યાં ધંધો છે? આમ તો હોશિયાર છે, પહેલેથી ચિત્ત દઈને વકીલાત કરી હોત તો ધંધો શોધવાની જરૂર જ ન રહેત.'

દાજીસાહેબ: જમીનના કાયદા આવ્યા એટલે હવેલીની આવક ક્યાં સુધી સલામત રહેવાની હતી? એ આવક ભવિષ્યમાં બંધ થાય તે પહેલાં ધંધો શોધી લે નો દીર્ઘદૃષ્ટિ કહેવાય.'

'પણ આ તો અમદાવાદ છે. દરબાર જેવા બાદશાહી સ્વભા-

સટો શબ્દ પડતાં દાજીસાહેબને મેચનો રસ ઊડી ગયો. નાના-ભાઈ રમી જેવો જુગાર ન રમે અને બીજી બાજુ સટો કરે એ તો નસીબની જ બલિહારી કહી શકાય! મેચમાં વખતસર પહોંચાય તેમ એ ઘરેથી નીકળ્યા હતા, પરંતુ ત્યાં જવાને બદલે એ ઘરની મેચ ખેલવા શહેર ભણી ઊપડી ગયા. કોઈ ક્ષેત્રમાં એમનો ઓળખીતો ન હોય તેમ ભાગ્યે બને. ત્રણ વર્ષ ઉપર શેર બજારના એક દલાલ ગામમાં એક જાન આવેલી તેમાં આવ્યા હતા. ગામના નગર-શેઠ ગણાય તેમને ઘેર જાન આવેલી એટલે થોડા પ્રતિષ્ઠિત જાનૈ-યાઓને હવેલીમાં ઉતારવાની વ્યવસ્થા શેઠે કરી હતી. દાજીસાહે-બનો સ્વભાવ પૂછપરછવાળો એટલે શેઠ આવ્યા તો નાખો વખારે તેમ બીજાના મહેમાન હોય તોપણ એ ઉપેક્ષાવૃત્તિ રાખતા ન હતા. હવેલીમાં આગતાસ્વાગતા તો થાય જ, પણ દાજીસાહેબ અજાણ્યા હોય તેમની સાથે ઓળખાણ કરતા અને આત્મીયજન હોય તેવો ઉમળકો બતાવતા હતા. પરિણામે, જતી વખતે દરેક મહેમાન આગ્રહ કરીને પોતાને ઘેર આવવા આમંત્રણ આપતા હતા.

એ આમંત્રણ અત્યારે દાજીસાહેબને ઉપયોગી થઈ પડ્યું. એમણે ઘરનું ઠેકાણું આપ્યું હતું, પરંતુ એ યાદ નહોતું, પેઢીનું જ યાદ હતું. એ ત્યાં ગયા ત્યારે શેઠ આવ્યા ન હતા પણ પેઢી ઊઘડી હતી. દાજીસાહેબનો દેખાવ એવો દેહકર્મી હતો કે અજાણ્યા મુની-મોએ શેઠ નથી એટલું કહીને અટકી ન ગયા. ગાદીએ બેસાડ્યા અને કામ અંગે પૂછપરછ કરી. શેઠને સ્નેહી તરીકે મળવાનું કામ-કાજ હતું તેમ કહી દાજીસાહેબ બજારમાં કેવી તેજીમંદી ચાલતી હતી તેની પૂછપરછમાં પડી ગયા. શેઠે અણધાર્યા એમને જોતાં આનંદ વ્યક્ત કરતાં સામેથી કહ્યું: 'હવે તો તમારે પણ અમારા ધંધા જોડે વ્યવહાર બંધાયો છે.'

પોતે અજાણ્યા નથી તેવો દેખાવ કરતા દાક્તરસાહેબ બોલ્યા:
'નાનાભાઈ આ ધંધામાં ઓછીવત્તી લેવેચ કરે છે એમ જાણ્યું
એટલે મને થયું તમને મળું તમે આ ધંધાના અનુભવી એટલે
ખ્યાલ તો આવે કે કેવું બજાર ચાલે છે.'

શેઠ: 'મને તો ખબર નહિ કે એ તમારા નાના ભાઈ થતા
હશે, પરંતુ તમે તે દિવસે કહેલું કે નાનાભાઈ ત્યાં વકીલાત કરે
છે એટલે એમને નામે શેરની ખરીદીવેચાણ દલાલ મારફત આવવાં
લાગી એટલે કોઈ નવો ઘરાક પ્રવેશે ત્યારે સામાન્ય રીતે દલાલ
સાથે અમે પૂછપરછ કરી લઈએ. આ ધંધામાં તેજી હોય ત્યાં સુધી
કંઈ વાંધો નહિ પણ મંદી આવે ત્યારે માર ખાવાની તાકાત ન
હોય તો દલાલને માથે જોખમ આવે. સદ્ધર વકીલનું જોઈને જેઓ
પૈંજી વકીલ આ ધંધામાં આવે તો માર ખાઈ બેસે. એ દલાલ તો
તમને ઓળખતા નથી પણ એણે વિગત આપી એટલે મેં એને
સધ્ધરતાનો ટેકો આપ્યો—એમની જાહોજલાલી મે નજરોનજર
જોઈ છે.' અને ધંધાનો ખ્યાલ આવતા ઉમેર્યું: 'હમણાં તેજી છે
એટલે નવાસવા નિશાળિયાને પણ કમાણીના દહાડા છે'

શેઠે ઘેર જમવા આવવાનો આગ્રહ કર્યો પણ પોતે આજે જ
ગામ પાછા જવાના હતા તેમ બહાનું કાઢીને દાક્તરસાહેબે વિદાય
લીધી. શેઠને ઠેઠ સુધી એવો જ ખ્યાલ બંધાયેલો રહ્યો કે નાના-
ભાઈ શેરનો ધંધો કરતા હતા તે એમની જાણમાં હતું અને એમાં
એમની સંમતિ હતી

રમતના લંચ સમયે પોતે જમવા આવશે તેમ દાક્તરસાહેબ
શાન્તાગૌરીને કહીને ગયા હતા, પણ એમને વહેલા આવેલા જોઈ
એમણે પૂછ્યું: 'રમતમાં રસ ન પડ્યો કે શું?'

'હું મેચ જોવા ગયો જ નથી.'

'કેમ ?'

'કેમ તે તમને જ આટલા મહિના ઊંઘ આવી શકે...'

વાતનો દોર પકડી લેતાં શાન્તાગૌરી બોલ્યાં: 'મારી રાતે ઊંઘ જ ઊડી ગઈ હતી.'

'મને જો આવી કંઈક ગંધ આવી હોત તો હું આટલા દહાડા ધીરજ ન ધરત. પરંતુ મેં તો માનેલું કે ધણીધણિયાણીએ એક થઈ ને મારા સામે જંગ માંડ્યો છે, તો ભલે એ લડીને મને હરાવે.'

'એવો જંગ માંડવાની એમની તાકાત હોય તો તમે રૂબરૂ જ આવ્યા છો, ફેંસલો ન કરી લે. પરંતુ એવી કોઈ તૈયારી નથી એટલે પત્ર લખ્યો અને હું એમાં સંમતિ નહિ આપું તેમ માનીને મારાથી છાનો.'

'આજે જે જંગ માંડ્યો છે તેના કરતાં મારી સામે માંડ્યો હોત તો વધારે સારું થાત.'

'શો જંગ માંડ્યો છે?'

'તમે શું કલ્પો છો?'

'હું અત્યાર સુધી કંઈ સમજી નહિ તેથી ઠોઠ ગણાઉં. કલ્પીને વળી શું કામ નપાસ થાઉં?'

'તમે કલ્પો તો નપાસ જ થાઓ.' અને દાખલો આપી આંચકો આપતાં ઉમેર્યું: 'નાનાભાઈ દારૂ પીએ તેમ તમે માનો?'

'દારૂ!' શાન્તાગૌરીના મોંમાંથી ચીસ નીકળી ગઈ.

'આ તો હું તમને દાખલો આપું છું. દારૂ એમણે નથી પીધો.'

'મને તમે ખોટી ભડકાવી મૂકી.'

'જાણશો ત્યારે ખોટાં ભડકાવ્યાં હતાં તેમ નહિ કહો.'

'એટલે?'

'દારૂનાં સિવાઈ કોણ?'

'જુગાર અને રંડીબાજી.'

'મોટા રમે તેને જુગાર ન કહેવાય પણ સટ્ટો .. ...'

'સટ્ટો!' શાન્તાગૌરીને એ જાણ્યાનો ઓછો આઘાત નહોતો લાગ્યો.

'ઘરમાં જે થોડા મહિનાથી કમાણી આવે છે તે એની છે.'

'એમને એ રમવાની શી જરૂર પડી?'

'એ તો એ જાણે પણ એ રમે છે તેની ખાનગી પૂરી કરીને આવ્યો છું. આ હવે અનુમાન નથી, હકીકત છે'

જાણે પતિને ગેરમાર્ગે દોરવામાં પોતાનો હિસ્સો હોય તેમ શાન્તાગૌરી દાક્તરસાહેબ સમક્ષ નાનાભાઈના એ કૃત્ય બદલ શરમાઈ ગયા અને નીચેથી ઊંચું જોઈ શક્યા નહિ!

## પ્રકરણ બારમું

## ભાઈભાભીનું સુખ

દાજીસાહેબનો પત્ર વાંચી નાનાભાઈ ધુંઆપુંઆ થઈ ગયા. પત્ર ટીપોય ઉપર પછાડતાં બોલ્યા: 'એનો શો અર્થ છે? અહીં આવ્યા ત્યારે જાત્રા કરવા જવાની વાતનો ઇશારો સરખો કર્યો નહિ. ઘેર જઈને ઓચિંતો નિર્ણય ઓછો કર્યો હશે? અને એ જાત્રાએ જાય એમાં મારે ઘેર રહેવાની શી જરૂર છે? નાથા મુનીમ શું બધું સંભાળી શકે તેવા નથી? હવેલીનાં દ્વાર ઉઘાડાં જ રહેવાં જોઈએ અને એમની ગેરહાજરીમાં પણ મહેમાનગતિ ચાલુ રાખવી જોઈએ તેવો એમનો આગ્રહ હોય તો ભાણાભાઈ અને એમનાં વહુ છે. પરન્તુ કોઈ નિમિત્ત કાઢી મને ઘેર બોલાવવાની આ યુક્તિ જ છે. ભલું હશે તો જાત્રા કરવાનું પણ એ બહાનું ઊભું કર્યું હશે.'

ઠંડે કલેજે જવાબ શાન્તાગૌરીએ આપ્યો: 'મારી સમક્ષ ઉકળાટ કાઢવાનો શું અર્થ છે? દાજીસાહેબ ન બોલ્યા એમ કહો છો તો તમે પણ ક્યાં બોલ્યા છો? એમને જો પત્ર લખ્યો હતો, તો પછી અહીં આવ્યા ત્યારે એની સાથે ચર્ચા શું કામ ન કરી?'

'ચર્ચા કરવાથી શું વળવાનું હતું?'

'તો પછી મારી સમક્ષ ગુસ્સો ઠાલવવાથી શું વળવાનું છે?'

'હું સમજીને ઉકળાટ ઠાલવું છું.'

'તો પછી કહેતા કેમ નથી?'

'દાજીસાહેબને હું ઓળખું છુ. એ અંગ્રેજોની રાજનીતિ પ્રમાણે ભાગલા પાડીને ધાર્યું કરવાની બાજી ગોઠવનારા. તમને વાત કરીને એ જાણી લે કે તમારો મત શો છે પછી આગળ વધે. આ અંગે તમને વાત ન કરી હોય તેમ હુ માનુ નહિ.'

શાન્તાગૌરી એ સ્વીકારી લેતા હોય તેમ બોલ્યા: 'એમણે જે વાતો કરી તેથી મારાથી ઊંચું પણ ન જોવાયુ તમારે વિશ્વાસે હું રહી અને એમની સમક્ષ મારે મૂરખ બનવુ પડ્યુ.'

નાનાભાઈ તરત વાત પામી ગયા. દાજીસાહેબ કચેરીમા ગયા હતા અને વકીલ મિત્રોને મળ્યા હતા તે એમને ખબર હતી. એમના સ્વભાવ પ્રમાણે પૂછપરછ કરીને એમણે જાણી લીધુ હોવુ જોઈએ કે વકીલાત વધુ ચાલતી ન હતી. પરન્તુ પોતે બીજો ધંધો કરતા હતા તે એમની ખ્યાલમા આવ્યુ હોય તેમ શી રીતે બને? કોઈ વકીલ મિત્ર એ બીના જાણતા ન હતા વળી શેરબજારમા દાજી-સાહેબનો કોઈ ઓળખીતો ન હતો કે એ ત્યા ગયા હોય અને વાત જાણે. છતા નાનાભાઈને બીક પેસી ગઈ કે દાજીસાહેબ જાણી તો નહિ ગયા હોય? એ જાણી ગયા હોય કે નહિ, પરન્તુ શાન્તા-ગૌરીથી હવે વધુ છૂપુ રાખવુ તે ઇષ્ટ ન ગણાય માની એ બોલ્યા: 'તમને વાત ન કરવાનુ બીજું કંઈ કારણ ન હતુ પરન્તુ દાજી-સાહેબને તમે કહ્યા વગર ન રહો એટલે છાનુ રાખ્યુ હતુ.'

'બચાવ કરવાનુ હવે કોઈ કારણ નથી સીધું એમ જ કહો ને કે કોઈ પણ ખરાબ કામ માણસ બને ત્યા સુધી છુપાવવાનો પ્રયત્ન કરે છે.'

'એમા ખરાબ કામ શું છે?'

'હુ નથી જાણતી એમ માનીને પૂછો છો?'

'જાણવાની શક્યતા તો નથી. પરન્તુ મારે હવે તમારાથી

છુપું રાખીને ગેરસમજ વધારવી નથી.'

શાન્તાગૌરી ધીમેથી, બીજા ખંડમાં બાળકો ન સાંભળે તેમ બોલ્યાં: 'તમે કયા દલાલ મારફત ધંધો કરો છો તેનું નામઠામ આપું તો ખાતરી થશે ને કે દાજીસાહેબ એક દિવસમાં જ બધું જાણીને પાકું કરી લાવ્યા હતા.

એ હકીકત સાચી હતી તે જાણતાં નાનાભાઈને આશ્ચર્ય થયું. પૂછ્યું—'એમને કોણે કહ્યું?' અને દાજીસાહેબની એ શોધ જાણતાં ઉમેર્યું: 'કોઈ સી. આઈ. ડી. પણ જે ઝડપથી આ માહિતી મેળવી ન શકે તે એમની તીક્ષ્ણ બુદ્ધિ બતાવે છે. પરન્તુ એ બુદ્ધિ અત્યારે વપરાઈ રહી છે જૂની પરંપરામાં જીવવાની મથામણમાં. એને લીધે જ એ મને ત્યાં બોલાવી એમની પરંપરામાં નાખવા ફરે છે.

શાન્તાગૌરી બહુ જ ધીમેથી બોલ્યાં: 'તમે સટો રમો પછી એમનો ય શો વાંક? એમણે એ માહિતી મને આપી ત્યારે હું એવી શરમિંદી પડી ગઈ કે જાણે ગુનેગાર હોઉં તેમ એમની સામે જોઈ ન શકી. અને તમે અત્યારે જાણે એમાં કંઈ અજુગતું ન હોય તેમ મારી સમક્ષ વાત કરી રહ્યા છો.'

તત્ત્વજ્ઞાનમાં ઊતરતા હોય તેમ નાનાભાઈ બોલ્યા: 'અજુગતું જો આ હોય તો જમીનદારી પણ એટલી જ અજુગતી છે! નાનપણથી જમીનદારી જોતાં આવ્યાં છીએ એટલે એ અજુગતી નથી લાગતી. વંશપરંપરાથી એ ચાલી આવે છે એટલે એ ન્યાયી પણ લાગે છે. એ જ રીતે જે કુટુંબોનો શેરબજારનો ધંધો છે તેમનાં બાળકોને એ પણ જમીનદારી જેટલું જ સહજ લાગે છે અને તે શરમાવનારું છે તેમ લાગતું નથી.'

શાન્તાગૌરીએ સામી દલીલ કરતાં કહ્યું: 'તમે જો એને એટલું ન્યાયી માનો છો તો મારાથી છુપાવ્યું શું કામ?'

'તમારું માનસ હું જાણતો હતો.'

'અમારું એ માનસ અમને મુબારક હો. મજૂરથી પૈસાદાર થવાનું હું પસંદ કરતી નથી અને મારો દીકરો પણ એનાથી દૂર રહે તેમ ઇચ્છું છું.'

'એટલે જ તમે અને દાક્તરસાહેબે એક થઈને મને એમાંથી છોડાવવા ઘેર જવાનું ગોઠવ્યું છે એમ ને?'

'એ હું કાંઈ જાણતી નથી. દાક્તરસાહેબે એ અંગે મને કંઈ વાત કરી ન હતી. પરન્તુ એ મંદિના આ નિમિત્તે તમે ઘેર જાઓ છો તેમ હું ઇચ્છું છું ખરી.'

નાનાભાઈ ઘડી પહેલાંનો ગુસ્સો વીસરી જઈને બોલ્યા: 'તમને જો ગામડાનો મોહ હોય તો પછી દાક્તરસાહેબને માઠું લગાડવાનું કારણ જોતો નથી.'

'મારા ઉપર દોષ ટોળ્યા વિના સીધું કહો ને કે તમારી દાક્તર-સાહેબને માઠું લગાડવાની તૈયારી નથી.'

'માઠું લગાડવાની બધી તૈયારી છે, પણ જે એકના બે ન થવાના હોય તેમને માઠું લગાડવાથી ફાયદો ય શો?'

'ફાયદો એ કે તમારા ભાગની જમીન વેચી દ્યો તો તમે સ્વતંત્ર છો. શા માટે તેમ કરતા નથી?'

'વેચીને ય અંતે તો પૈસા જ જોઈએ છે ને? તેમાટે મેં બીજો રસ્તો લીધો, જે જમીનદારી જેટલો જ નૈતિક છે. જમીન-દારીમાં જેમ વગર મહેનતે મેળવવાની વૃત્તિ છે તેમ આમાં પણ છે......'

વચ્ચે શાન્તાગૌરી બોલી ઊઠ્યા: 'જમીનની મિલકતના બદ-લામાં આવક મળે છે, નહિ કે એમ ને એમ?'

નાનાભાઈ: 'સટ્ટામાં પણ ખોટ વેઠવાની તૈયારી હોય તેને

લાભ મળે છે કોઈ વખત પાયમાલ પણ થવું પડે છે.'

'જમીનમાં એ સ્થિતિ નથી આવતી?'

'આવે છે, પણ એ જમીનદારની નહિ, ખેડૂતની.'

'હવે એ સ્થિતિમાં સુધારો થવાનો છે. જમીનદાર હવે કેવળ જમીનદાર રહેવાનો નથી, ખેડૂત પણ બનવાનો છે.'

'દાજીસાહેબ ખેતી ઘેર કરાવવા માગે છે?'

'દાજીસાહેબ તો તમારા ઉપર છોડવા માગે છે. જમીનનો કાયદો આવવાથી જમીન જશે તેવી બીક તમે એમને પત્રમાં બતાવી હતી તે નકામી છે તેમ એમણે કહ્યું હતું. ભવિષ્યમાં એ સ્થિતિ થવાની છે એથી ચેતી જઈ ને એમણે ભાગથી ખેતી કરનાર ખેડૂતનાં નામ સરકારને ચોપડે હતાં ત્યાં ગઈ સાલથી ખેડૂત તરીકે પોતાનું નામ દાખલ કરાવી દીધું છે. ખેતી તો પૂર્વવત્ ચાલે છે, પણ કાયદેસર સ્થિતિમાં મોટો ફેરફાર થઈ ગયો છે. હવે એ રીતે ખેડૂતોને જમીન ખેડવા દેવી કે ઘેર જાતે ખેડવી તે તમારે નક્કી કરવાનું છે.'

નાનાભાઈ હસી પડતાં બોલ્યા : 'મારે એટલું ય હવે શું કામ નક્કી કરવું પડે? તમે બંનેએ એ અંગે જે નક્કી કર્યું હશે તે મારે મંજૂર છે.'

સામે એવો જ હાસ્યનો પડઘો પાડતાં શાન્તાગૌરીએ કહ્યું : 'અમે એટલું જ નક્કી કર્યું છે કે શેર-સટો આપણાં ઘરમાં ન જોઈએ.'

'ગામડે હું બે મહિના જાઉં એટલે ચાલુ કેસનું શું?'

'મિત્રને સોંપવાનાં.'

'દાજીસાહેબ ફરી કોઈ નિમિત્ત કાઢી મને નહિ બોલાવે તેમ માનો છો?'

'એ નિમિત્ત ન કાઢે તોપણ જો જમીન વેચવી ન હોય અને

ભવિષ્યમાં ખેડૂતના હાથમા જની રોકવી હોય તો જાતે એની કરવી પડવાની. અને એ પ્રવૃત્તિ કરવી હોય તો દાજીસાહેબ પાસે એ આશા રાખવી આપણને શોભે નહિ. એ જવાબદારી આપણે સભાળી લેવી જોઈએ '

' એની ય મારી તો તૈયારી છે, પરન્તુ એમા યે એ પોતાનુ ધાર્યું કરે અને સ્વતત્ર રીતે આપણને કઈ કરવા ન દે નાથા મુનીમ કાયમ બૂમ પાડે છે કે વખતસર પાક ન વેચીને કાયમ બેપાચ હજારની ખોટ સહન કરવી પડે છે દરેક ચીજ વધારે ભાવ આવશે તે આશાએ સઘરી મૂકે. જગાની તગી નહિ એટલે બે-ત્રણ વર્ષનો સામટો પાક ભેગો થવા દે અને થાકીને પછી ઓછા ભાવે વેચે.'

' નાથા મુનીમનુ દાજીસાહેબ ન સાભળે, પણ તમે વકીલાત કરો એટલે એમને પૂછયા વિના વેચી દો તો એ ઓછા ના પાડવાના હતા? નાથા મુનીમની વાત સાચી હોય તો વરસે એ જ પાંચ હજારનો ફાયદો થશે.'

' એટલે તમારી ઇચ્છા પણ મને ધકેલવાની છે એમ જ કહો ને ત્યારે!'

' આ વખતે તો ખરી જ.'

' આ વખતે કંઈ મહિમા છે?'

' મહિમા છે એ માટે તો મે દાજીસાહેબને મેચ જોવાને બહાને અહીં આવવા આગ્રહ કર્યો હતો. પરન્તુ એમણે આવીને તમારા ગેરસ્સટાની વાત કરીને મને એવી શરમિંદી કરી દીધી કે હું મારી વાત કરી શકી નહિ '

નાનાભાઈ જીતમા આવ્યા હોય તેના ઉત્સાહથી બોલ્યાઃ 'તમે પણ ત્યારે મારાથી છાનું રાખો છો ખરા.'

' ભાભીમાની વાત હોય એટલે શું થાય?'

'ભાભીમાએ બિચારાંએ તમારું શું બગાડયું છે?'

'તમે એમના અંધભક્ત છો તે.'

'દાજીસાહેબનાં તમે પણ ક્યાં નથી?'

'દાજીસાહેબ પાસે કામ કઢાવવા હું તૈયાર છું. એ જ રીતે આ વખતે ઘેર જઈને તમે ભાભીમાને ચેતવતા આવજો.'

'ભેદ શું છે તે જાણ્યા પહેલાં?'

'ભાભીમાને ય ભેદની ખબર નથી. નિશાન તાક્યું છે સુમી-બહેને. જમીનનો કાયદો આવે છે અને નાનાભાઈ ઘેર આવી તે ખેડવાના નથી તો ખેડૂતો પાસે એ જાય તે કરતાં ભાણાભાઈને દત્તક લઈને શું કામ વારસો ન અપાવવો......'

'સ્વપ્નની વાત હજુ ભુલાઈ નથી એમ ને?'

'એ સ્વપ્નું ન હતું. મેં તમારો પ્રથમ પ્રત્યાઘાત જાણવા સારું સ્વપ્નું આવ્યું હતું તેમ કહ્યું હતું એટલું જ. મુંબઈથી સુમીબહેનને ઓળખતાં એક બહેન આવ્યાં હતાં તેમની સાથે એમને વાત થઈ હતી તે એમણે મને કહી હતી. એમણે પોતાનું નામ કોઈને ય ન કહેવાના મને સોગન દીધા છે.'

સ્વપ્નાની વાત હતી ત્યાં સુધી નાનાભાઈએ એના ઉપર વિચાર કરવાની તસ્દી લીધી ન હતી. બે માસથી ભાણાભાઈ અને મનોરમા આવીને ત્યાં રહ્યાં હતાં તે તરફ શાન્તાગૌરીએ ધ્યાન દોર્યું તોપણ એમણે એનું કારણ શોધવા તસ્દી લીધી ન હતી. એ વાતને ય આજે પાછો દોઢ મહિનો વહી ગયો હતો. ચાર-ચાર મહિનાથી ભાણાભાઈ કોઈ કારણ વગર બેઠી પથારીએ પડયા રહે ત્યારે કંઈ ભેદ તો હોવો જોઈએ. દાજીસાહેબને એ અંગે કંઈ વિચાર ન આવ્યો હોય તેમ પણ કેમ બને? જોકે ભાણાભાઈની વાત નીકળી ત્યારે એમણે હવાફેર માટે આવ્યા હતા તેમ જ જવાબ આપ્યો

હતો. એમના મનમા કંઈ બીજું હોય તેમ પણ તે વખતે અણુમાર દેખાયો ન હતો. તો શુ દાજીસાહેબ એ બાબતમા અજાણ્યુ હશે કે આ પત્ર લખી ત્યા બોલાવવા પાછળ એ કારણ હશે? સુમીબહેન ભાણાભાઈને પાછા ન બોલાવી લે ત્યા સુધી હવેલીમાથી એમને કોણ કહે કે તમે જાવ? કેવળ જમવા માટે બે જણ ત્યા વરસો સુધી પડી રહે તોપણ કોઈને ભારે ન પડે. પરન્તુ દાજીસાહેબે એમના સ્વભાવ પ્રમાણે એમ વિચાર્યું હોય કે જાત્રા કરવા જતી વખતે એમને સાથે લેશે અને મુબઈ ઉતારી દેશે કદાચ પોતે જાત્રા કરવા નીકળે છે તે પત્ર સુમીબહેન ઉપર એવી રીતે લખ્યો હશે કે એમને સામેથી લખવું પડે કે ભાણાભાઈ અને મનોરમાને સાથે મુબઈ લેતા આવજો! ન બોલે તેને મોમા આગળા નાખી બોલાવવામાં દાજીસાહેબ પાવરધા હતા એટલે આ જાત્રા પાછળ પોતાને ઘેર બોલાવી લેવાનો ઉદ્દેશ હોય તેમ ભાણાભાઈને મુબઈ મોકલવાનો હેતુ પણ હોય!

સુમીબહેન આવું ન કરે તેમ સ્વપ્નની વાત હતી ત્યા સુધી નાનાભાઈએ સહેજે માની લીધું હતું, તે દઢતા આવતે એમનામા ન જન્મી. ચાર માસથી ભાણાભાઈ હતા તે એનો મોટા પુરાવો હતો. સ્ત્રીઓ શું ખટપટ ઊભી કરે છે તે વિચારે નાનાભાઈ બોલી ઊઠયા: 'દાજીકુટુંબમા જાણે સ્ત્રીઓ જ કર્તાહર્તા હોય તેવો તાલ થયો ગણાય આ તો. સુમીબહેન ભાભીમાને સાધવાનુ વિચારે અને માહિતી આપનાર પણ શાન્તાગૌરીને આપે. એનો અર્થ તો હવેલીમા દાજીસાહેબ કે નાનાભાઈ તો ઠેઠ સુધી અંધારામા જ રહ્યા'

'મોટા ઘરોની શોભા જેમ સ્ત્રીઓને લીધે છે તેમ એનો દોરીસંચાર પણ એમની પાસે હોય તેમા નવાઈ શી છે?'

'એમાં કોઈ વખત ભારે ઊંધું વાગી જાય.'

છે એટલે માધવી ભણે અને બીજાને ભણાવીને ઘર સાંભાળી શકે.'

'આપણા વગર નરી છોકરીઓને દાજીસાહેબ કે ભાભીમા અહીં રહેવા દે તેમાં શો માલ છે. બીજા પગલા તરીકે એ માધવીને પરણાવવાનો આગ્રહ કરશે અને મરતાંજીવતાં હું લગ્ન ઊજવી લઉં માની કોણ જાણે કટલી યે ધમાલ કરી મૂકશે.'

'એમને ધમાલ કરવાનો સ્વભાવ છે તે કબૂલ, પરન્તુ હવેલીનું કુટુંબ પાછળ રહે તે પણ એમને પસંદ નથી. માધવી ગ્રેજ્યુએટ ન થાય ત્યાં સુધી એ વિવાહની વાત કરે તેમ હું નથી માનતી. ઘેર જવાની સીધી વાત વિનાના બીજા તર્ક ખાલી શું કામ દોડાવો છો?'

નાનાભાઈએ તેની ગંભીરતા સમજીને તે પછી જવાની તૈયારી કરવા માંડી. એમની પાસે જે કેસ હતા તે એમણે મિત્રને સોંપી દીધા. જાણે બે મહિના પછી યે વકીલાત કરવા ન આવવાના હોય તેમ એ વાત કરતા હતા. એમને એ વાત ગળે તો ઊતરી હતી કે જો જમીન ન જ છોડવી હોય અને દાજીસાહેબનું વેણ ઉથાપીને પગલું ભરવાની તૈયારી ન હોય તો એમના ઉપર હવેલીનો બોજો ચાલુ રાખવો એ વિવેક ન ગણાય. વળી એ જેમ વેણ નહોતા ઉથાપતા તેમ મોટાભાઈ હોવા છતાં દાજીસાહેબ પણ ઓછું માન રાખતા ન હતા. શેરના ધંધાનું તો એ નામ પડે અને ઊભા ન રહે. દારૂ અને જુગાર જેવું એને વ્યસન ગણે. એ પગેરું એમણે શોધી કાઢ્યું અને એમના સ્વભાવ પ્રમાણે એ જાણતાં તડાપીડ કર્યા વગર પણ ન રહે. છતાં ઘેર ગયા ત્યાં સુધી એમણે એનો અણસાર આવવા ન દીધો અને પત્રમાં પણ એનો ઉલ્લેખ સુધ્ધાં ન કર્યો! નાનાભાઈ પ્રત્યેની એમની એ ઊંડી લાગણી બતાવે છે કે બીજું?

પ્રભુની એવી જ ઇચ્છા હશે કે શહેરી જીવનને બદલે જૂનો વારસો જે છે તે જ ભોગવવો તો એના બદલામાં દાજીસાહેબ જેવા

મોટાભાઈનું અને ભાભીમાનું સુખ લખાયું છે એ શું ઓછા સદ્‌ભાગ્યની વાત છે! કેવળ પૈસાથી જ સુખી થવાય છે તેવું ઓછું છે? પોતાની અર્ધી જિંદગી તો ગઈ. હવે પોતે ગ્રામજીવન ગાળી મોટાભાઈની ઇચ્છા સંતોષશે અને ગામની સેવા કરશે તોપણ ઓછું ન હતું. હવેલીનો પણ અન્ત થવાનો હોય તો પોતાનાથી ભલે ન થાય અને દીકરાથી થાય.

આમ નાનાભાઈ ઘેર જવા તૈયાર થયા ત્યારે ઘરની પરિસ્થિતિ પ્રમાણે એમનું મન તૈયાર થઈ ગયું હતું. જાણે જુદા પ્રકારની વિદાય આપતા હોય તેમ શાન્તાગૌરીનો કંઠ ભરાઈ આવ્યો હતો. જાત્રાએ જવાના આગલા દિવસે પોતે ભાભીમાને અને દાક્તરસાહેબને વિદાય આપવા બાળકો સાથે આવી પહોંચશે તે ફરીથી યાદ દેવડાવવા એમનો કંઠ ઊઘડી શક્યો નહિ. પપ્પા ઘેર તો અવારનવાર જતા જ હતા, છતાં મમ્મી ક્યારે ય નહિ અને આજે કેમ આંખ લૂછતી હતી તે બાળકોને સમજાયું ન હતું!

# પ્રકરણ તેરમું

## મકનના ખૂનના પડઘા

ગઈ રાત્રે ગામમાં એવી ઘટના બની ગઈ હતી કે નાનાભાઈ સાંજના ઘેર આવી પહોંચ્યા ત્યારે એમને એ વાતાવરણે ઘેરી લીધા ગામના માથાભારે માનવી મકનનું ખૂન થયું હતું. ચોરામાં ફોજ-દાર, ઇન્સ્પેક્ટર અને ડેપ્યુટી ડી. એસ. પી. એમ ત્રણ અમલદાર આવીને પડચા હતા. શબ ચોરાની એક ઓરડીમાં રાખ્યું હતું. તેણે ગંધ મારવા માંડી હતી તેથી નીચલા બે અમલદારોએ મોટા સાહેબની સગવડ સાચવવા તેમના મુકામની સગવડ હવેલીમાં કરી હતી. એ તકનો લાભ લઈને દાજીસાહેબે મકનનો ત્રાસ ગામને કેવો હતો તેનો ખ્યાલ આપ્યો હતો. સીમમાં ઘાસની ગંજીઓ બાળી દેવામાં આવતી હતી અને પોલીસ નિષ્ક્રીય હતી તેવા હેવાલ છાપામાં ચમકી ગયા હતા. આજે અહીં આવેલા ડેપ્યુટી ડી. એસ. પી. રાયવરે ઇન્સ્પેક્ટરને તાકીદે બંદોબસ્ત કરવાની સૂચના આપી હતી. પરન્તુ આ બાળવાના કાર્ય પાછળ કોણ હતું તેનું નામ અને પુરાવા આપવા કોઈ તૈયાર ન હતું. ફક્ત રણજીતભાઈએ ખાનગી સલાહ આપી હતી કે મકનને ગુંડા એકટમાં લઈને હદપાર કરો. ઇન્સ્પે-ક્ટર તે વખતે સાંભળી રહ્યા હતા અને કંઈ એ અંગે હા-ના કરી ન હતી એટલે એમણે એમ માન્યું હતું કે મકનને હદપાર કરશે.

પરન્તુ એવું કંઈ ન બન્યું એટલે રણજીતભાઈને વહેમ ગયો

હતો, નરસિંહભાઈ ઉપર એમના જ ગામની વાત એટલે પોલીસ ખાતું એમની સલાહ લીધા વિના રહે નહિ. હમણાં હમણાં જે ધામ સીમમાં બળ્યું હતુ તે ગામના આગેવાનોનું હતુ. એ આગેવાનો એટલે જે કુળવાન ગણાતા તેવા ! આ કારણે નરસિંહભાઈની એ તરફ હોઠી નજર હતી એમ રણછતભાઈએ અર્થ તારવ્યો હતો. એ ઇશારો કરે કે તરત પોલીસપાર્ટી ગામમા આવીને પડે અને કહે એને પકડી જાય. અંગ્રેજ સરકારનું ગજ્ય હોત તો એ જ પગલું પોતે ક્યારનું ય ભરાવી દીધું હોત તેમ એ માનતા હતા. મકન તે વખતે ય આવો જ માથાભારે હતો અને તેનાં કૃત્ય રણછતભાઈ પોષતા હતા! ગામથી ગાઉ છેટે સીમની સરહદે એ પહેલેથી છાપરું બાધીને પડી રહેતો હતો. એનો ઉપયોગ જેમ એમણે કર્યો હતો તેમ નરસિંહભાઈ અત્યારે કરી રહ્યા હતા એમ રણછતભાઈ માની બેઠા હતા.

એ માન્યતાને દૃઢ કરી હતી પણ પોલીસ ખાતાએ જ. રણછતભાઈ ફોજદારને આ અંગે કહેતા ત્યારે એ જવાબ આપતા કે અમે તો ચીઠીના ચાકર. ઉપરથી ડી. એસ. પી. સાહેબનો હુકમ કે ખાનગી સૂચના આવે તો અમે એને પકડી જેલ ભેગો કરીએ નરસિંહભાઈ સહેજ ઇશારો સાહેબને કરે તો એ કાગ્રેસ આગેવાનને નાખુશ કરવા સહેજ પણ તૈયાર નથી. આ તો હકીકત સાચી છે પણ એક વખત ખોટી હોય તોપણ એને ખોટી ઘાલે. આથી રણછતભાઈએ નરસિંહભાઈને એ કહી પણ જોયું હતું.

નરસિંહભાઈએ એ સાભળી પોતાના પક્ષેથી સ્પષ્ટતા કરતાં કહ્યું હતુ : 'પોલીસ ખાતાની આ એક જાતની ખંધાઈ છે. સરકારી બધા ખાતાના અમલદારો આ રીતે કાગ્રેસને બદનામ કરે છે. પ્રજાને ન્યાય અપાવવા કોંગ્રેસ કાર્યકર જો અમલદાર પાસે જાય

તો એ લોકો ખોટો પ્રચાર કરે છે કે સરકારી વહીવટમાં કૉન્ગ્રેસીઓ દખલ કરે છે. અને પ્રજા એમની આગળ ફરિયાદ કરે છે ત્યારે એ કૉન્ગ્રેસીઓ તરફ આંગળી ચીંધી આપે છે—ફલાણા આગેવાનને કહો કે તરત થઈ જશે! અને એ કહેવા છતાં ન થાય તો પ્રજાને લાગે કે કૉન્ગ્રેસ આગેવાનો આપણું કામ કરતા નથી. મારી તો દૃઢ માન્યતા છે કે જો કૉન્ગ્રેસને વધારે ખરાબ કોઈ દેખાડતું હોય તો સરકારી અમલદારો છે. અને કોંગ્રેસી આગેવાનો પણ અંતે તો માણસ છે. કોઈનું કામ ઝડપથી થાય એ ઉત્સાહમાં એમની પાસે જે દાદ માગે તેનું કામ કરાવી આપવા ઝટ અમલદાર પાસે દોડી જાય છે. ન્યાય માટે દોડી જાય ત્યાં સુધી ઠીક છે, પરન્તુ લાગવગ માટે પણ દોડી જાય છે. અમલદારો એ તક શોધતા હોય છે એટલે એ કામ કરી આપે છે અને નિર્ભય બની એ બીજાં એવાં કામ કરી આપી લાંચ પણ ખાય છે. આથી વહીવટમાં અમલદારને કંઈ પણ કહેવાની વાતથી હું દૂર રહું છું.' અને એ સાંભળી રણજીતભાઈને સંતોષ નથી થયો તેમ દેખાતાં એમણે ઉમેર્યું હતું : 'ડી. એસ. પી. જો મારા કહેવાથી કરી શકતા હોય તો વગર કહ્યે એમને એ પગલું ભરતાં કોણ રોકે છે? હું વિરોધ કરવાનો છું એવું તો એ પણ માનતા નથી. મારા ગામમાં જાસ્સા બંધ થાય તેમ હું ઈચ્છું છું એવું એ જાણે છે. પરન્તુ હું કહું એટલે જ એ જ પાછા કહેતા ફરે કે કૉન્ગ્રેસીઓ વહીવટમાં માથું મારે છે! અને હું માથું મારતો નથી તે એમને ખૂંચે છે એટલે એ આવી તક શોધે છે.'

એક વાત સાચી હતી કે એ બીજા કોંગ્રેસીઓની જેમ વધુ પડતું માથું નહોતા મારતા અને અંગત સ્વાર્થ માટે પણ નહોતા મારતા. પરન્તુ કોંગ્રેસ પક્ષને સ્પર્શે તેવી બાબત હોય ત્યારે એ

ખોટું કરતાં અચકાતા ન હતા. સ્વાતંત્ર્ય પછીની પહેલી ચૂંટણી લડાઈ તેમાં જિલ્લામાં અને એમના તાલુકામાં જે ગેરરીતિઓ અજમાવાઈ હતી તેમાં બીજા પક્ષો જેમ બાકાત ન હતા તેમ કોંગ્રેસ પક્ષ પણ બાકાત ન હતો. એટલા સુધી તો ઠીક પણ ચૂંટણીઓનાં પરિણામ જાહેર થયા પછી જિલ્લામાં એક જ કોંગ્રેસ ઉમેદવારની હાર થઈ હતી અને સ્વતંત્ર ઉમેદવાર ચૂંટાયો હતો. તે પણ એમનાથી સહ્યું ન ગયું હોય તેમ એ ચૂંટણીમાં ગેરરીતિઓ અજમાવી હતી તે કારણ રજૂ કરી એક નાગરિક પાસે ચૂંટણી રદ કરાવવા અરજી દાખલ કરાવી હતી. તેમાં પોલીસ ખાતાની પણ સાક્ષી હતી અને એ સાક્ષી તે ઘડીએ ઉપજાવી કાઢી હતી તેમ ન દેખાય તે માટે ચૂંટણીને દહાડે ચૂંટણીના મથકથી સો વારની અંદર પ્રચાર કાર્ય કર્યું હતું તેની ફરિયાદ પોલીસે કરી રાખી હતી. અશક્ત ઘરડાંઓને ચૂંટણી મથકે લાવવા મોટરના વાહનની વ્યવસ્થા કરી હતી તેમાં બીજાઓ પણ બેસીને આવ્યા હતા, તેની સાબિતીમાં મોટરના ડ્રાઇવરની સાક્ષી મૂકેલી હતી. મતદારોને વ્યક્તિગત લાલચ અને સમૂહગત લાલચ, ગામના સાર્વજનિક કામમાં આર્થિક મદદ આપવાના પુરાવા રજૂ થયા હતા.

આ બધી હકીકત ખોટી હતી તેમ કોઈ માનતું ન હતું. પરન્તુ આવી ગેરરીતિઓ ઓછીવત્તી શોધવા જાય તો કોંગ્રેસી ઉમેદવારોમાં પણ નીકળી આવે અને દરેક ચૂંટણીને કોર્ટમાં ચેલેન્જ કરવી હોય તો કરી શકાય. પરિણામ કદાચ બધામાં ધાર્યું ન આવે પણ ઉમેદવારને ખાતર પાછળ દિવેલ જેવો ઘાટ થાય. એક તો ચૂંટણીમાં ખર્ચ ભારે થયું હોય અને કેસ લડવામાં ખર્ચ થાય. આ બાબતમાં રણછોડભાઈ એકલા નહિ પણ બીજા પણ નરસિંહભાઈની પીઠ પાછળ ટીકા કરતા હતા. આખા જિલ્લામાં કોંગ્રેસે

એક જગા ગુમાવી તે કાનખજૂરાનો એક પગ ભાંગ્યા જેવું કહેવાય. એ માટે આવો કેસ લડવો એ કોઈ રીતે ઠીક ન ગણાય. નરસિંહ-ભાઈ જેવાએ આવું પગલું ન ભરવું જોઈએ. વકીલ તરીકે નર-સિંહભાઈને બચાવ કરવો હોય તો કરી શકે કે મેં ક્યાં કેસ કર્યો છે? કોઈ પણ મતદારને એ હક છે અને તે એ ભોગવે તો રોક-ટોક શી રીતે થઈ શકે? પરન્તુ રાજકીય હિત એમાં જો ન હોય તો આવો હક ભોગવવા કોઈ તૈયાર ન થાય, એવું ન સમજે તેટલા લોક અબુધ પણ નથી.

સામાન્ય રીતે તો લાગે કે આમાં નરસિંહભાઈનો શો હેતુ હોય? પંદર જગામાંથી એક હાર્યા તે કંઈ હાર કહેવાતી હશે? અને જો કૉન્ગ્રેસ સોએ સો ટકા જીતે તો વિરોધ પક્ષ વગર લોકશાહી ચાલે કેમ? પરન્તુ જિલ્લામાં કૉંગ્રેસે પંદરમાંથી ચૌદ બેઠકો કબજે કરી હતી તે સાચું, પરન્તુ એ માટે જંગ ઓછો જામ્યો ન હતો. કૉન્ગ્રેસ સામે જે મોરચો મંડાયો હતો તે જોતાં ખુદ નરસિંહ-ભાઈને ભીતી રહ્યા કરતી હતી કે ચારેક બેઠકો જાય તો નવાઈ નહિ. કૉન્ગ્રેસને માટે પહેલી ચૂંટણી જ જો આટલી વસમી નીવડે તો ભાવિ ચૂંટણીઓમાં કૉન્ગ્રેસનાં ઓસરતાં પાણી વખતે નાવ હંકારવાનું કેટલું વસમું થઈ પડે? પરિણામ તો ધાર્યા કરતાં ઘણું લાભદાયી આવ્યું હતું, પરન્તુ ગેરરીતિઓ અને આર્થિક બાજુનો હિસાબ માંડતાં કૉન્ગ્રેસ પક્ષને માર ઓછો નહોતો પડ્યો. એવો માર ભવિષ્યમાં ન ખાવો પડે અને કૉન્ગ્રસ સામે ઊભા રહેવાની કોઈ હિંમત ન કરે તે માટે એક બીન કૉન્ગ્રેસની ચૂંટણી રદ કરા-વવાનો મોરચો મંડાયો હતો. સ્વતંત્ર ઉમેદવાર આમ જીત્યો હતો ખરો, પરન્તુ આર્થિક રીતે હાર્યો ઓછું ન હતો. દાવો દાખલ થયો ત્યારે એને ચૂંટણી ઉપર એવો વૈરાગ્ય આવી ગયો કે મારા

ક્યા ભોગ લાગ્યા તે હુ ચૂટણીમા પડ્યો! આ વૈરાગ્ય આવે તે પૂરતુ ન હતુ, બીન કોન્ગ્રેસી બધાને જિલ્લામા આવો વૈરાગ્ય આવે તે નરસિંહભાઈનુ નિશાન હતુ. એ નિશાનમા પોલીસ ખાતાનો પણ સાથ લીધો હતો.

પછી રણજીતભાઈ શી રીતે માને કે નરસિંહભાઈ પોલીસ ખાતામા ડી.એસ.પી.ને કહીને માથુ મારવાથી પર રહે તેટલા તટસ્થ હતા? એમને કહેવાનુ મન તો થઈ ગયુ કે આવા ધર્મરાજા છો તો પછી ચૂટણીના કેમ વખતે એ નીતિ ક્યા ગઈ હતી?

એનો ખુલાસો દાજીસાહેબે કર્યો 'કેટલાક માણસો પોતાનો અંગત સ્વાર્થ સાધવા કાળાધોળા કરતા હોય છે, તો કેટલાક નરસિંહભાઈ જેવા અંગતમા નિસ્વાર્થી હોય છે પણ પોતાના પક્ષ માટે બીજી રીતે એટલા જ કાળાધોળા કરતા હોય છે. એવા દાખલા કેવળ કોંગ્રેસ કે બીજા રાજકીય ક્ષેત્રો પૂરતા મર્યાદિત હોય છે એવું પણ નહિ. આપણા ધર્મગુરુઓ બધું ત્યાગીને બેઠા પછી ધર્મને નામે એવા કૃત્યો કરતા ક્યા પાછા પડ્યા છે? કોર્ટે ગયાના દાખલા પણ છે અને ખૂન કરાવ્યાના દાખલા પણ છે. એ જ રીતે જે સેવકો સસ્થાઓ લઈને બેઠા છે તે પણ આવુ જ કરતા હોય છે. બીજા કોઈનો દાખલો શુ કામ, તમે જે સંસ્થાના પ્રમુખ છો અને નરસિંહભાઈ મત્રી છે તે હાઈસ્કૂલમા શુ ચાલે છે? પટાવાળાનો પગાર સરકારે ઠરાવ્યો છે તે ઉપર તમે સહી એની લ્યો છો અને આપો છો ફક્ત ૨૫ રૂપિયા! હાઈસ્કૂલ પહેલા ધર્મશાળામા બેસતી ત્યારે ગામને ભાડું એનુ અપાતું હતું ૨૫૦ રૂપિયા અને સરકાર પાસે ગ્રાન્ટ લેવા ચોપડે ઉધારાતું હતુ ૧૫૦૦! આ તો આપણે ઓછા કાળાધોળા કરીએ છીએ પણ શહેરોમા તો શિક્ષકોને પણ પગાર ઓછો અપાય છે અને સહી વધારા ઉપર લેવાય છે! જો

નરસિંહભાઈ ખોટું કરે તેવા ન હતા તો પટાવાળાને શો પગાર અપાય છે તે એ જાણતા ન હતા ?' અને દાજીસાહેબે એના મજાકખોર સ્વભાવ પ્રમાણે ઉપસંહાર કરતાં કહ્યું: 'લાડુ ના અભડાય અને દાળ-ભાત અભડાય એ ઘાટ જૂનાનવા રૂપે ચાલ્યા જ કરવાનો!'

એનો અર્થ તારવતાં રણજીતભાઈએ પૂછ્યું: 'એટલે શું આપણે સકનની ગુંડાગીરીને મૂંગે મોંએ વેઠી લેવાની? કોંગ્રેસ સરકારને બદલે બ્રિટિશ સરકાર હોત તો મેં એને ઘડીના છઠ્ઠા-ભાગમાં જેલ ભેગો કર્યો હોત.'

'તો એ તમારું ઘાસ બાળવાની મૂર્ખાઈ કરત જ નહિ. કંઈ આજે તમારું ઘાસ સીમમાં રહે છે અને ભૂતકાળમાં નહોતું રહેતું?'

'એનો અર્થ એમ પણ હું તો કરું છું કે નરસિંહભાઈ આવાં તોફાન અંગે આંખ આડા કાન કરીને આડકતરી રીતે આપણી ઉપર વેર લે છે—ગઈ કાલના કુળવાન આગેવાનોની નવા યુગમાં શી સ્થિતિ થવાની છે તે સમજી લ્યો. હજુ તો ઘાસ જ બળે છે પણ એક દિવસ એવો આવશે કે તમારાથી પેશાબ કરવા પણ ઘરની બહાર નહિ નીકળાય.'

'કાયર પ્રજા હોય તો બીજું શું થાય? બધા જાણે છે કે સકનની આ ડાકુગીરી છે. છતાં કોઈ એનો દુશ્મન થવું પડે તે ખાતર પોલીસને ખુલ્લી રીતે નામ આપવા તૈયાર નથી. પછી એ કાયરતાની શિક્ષા ભોગવે તો એમાં નવાઈ શી છે?'

'પોલીસને નામ આપી સકનના દુશ્મન થવું એ તો કેવળ મૂર્ખાઈ છે. આ પોલીસનું લાંચિયું તંત્ર અને તેમાં ય નરસિંહભાઈની ટાઢી નજર, પછી એને થવાનું શું હતું? એના કરતાં એને પૂરો કરી નાખે તો એને કાયમનો ન્યાય મળી જાય.'

'લોક એટલા વીર હોય તો એ રસ્તો લેતા એમને કોણે

રોકયા છે? ગાંધીજીની અહિંસા ગામ પાળે છે માટે મકન જીવતો છે એવું થોડું છે?'

દાજીસાહેબે એ દિશા સૂચન કર્યું ત્યારે એમને ખબર નહોતી કે લોકોને એથી પાણી ચડી જશે. લોકોને પાણી ચડે તેમ એમણે જાહેરમાં યે એ કહ્યું પણ ન હતું. પરન્તુ ત્યારથી ભીમમા ઘાસ બળવા માંડયું ત્યારથી ગામનું રક્ષણ કરવા ગામરક્ષક દળ સ્થપાયું હતું અને રાત્રે ટુકડીઓ ગામમા ફરતી હતી. રાત્રે દસ વાગ્યે જેમના વારા હોય તે દરેક ગાધીચોકમાં ભેગા થતા અને ચાર ટુકડીઓમા વહેંચાઈ જઈ અગિયાર વાગ્યેથી રોન શરૂ થતી. એ રક્ષકદળ પાસે દાજીસાહેબ અને ગણુજીતભાઈ વચ્ચે થયેલી વાતચીત ચવાતી ચવાતી આવી પહોંચી એને મારી નાખ્યો હોય તો પાપ જાય તેમ સર્વાનુમતે માન્ય પણ થયું. એને મારવો શી રીતે? કોઈ પકડાય તો! પરન્તુ સમૂહમા એને મારી નાખવામા આવે અને કોઈ પુરાવો ન હોય તો કોને પકડે? પકડયા છતા કેટલા યે ખૂનના ગુન્હેગાર છૂટી જતા હતા. જાહેર સેવકોને—કૉન્ગ્રેસીને ડાકુગીરી કરનારાઓએ સ્ટેશનેથી ઘેર જતા મારી નાખ્યો અને વેરવૃત્તિને વશ થઈ તરવારથી ટુકડે ટુકડા કરી નાખ્યા! એ ત્રિકમભાઈનો ગુનો શો? જે ડાકુઓ પ્રજાના ઢોર ચોરી જતા હતા તેમને એમણે પડકાર કર્યો. થોડા ડાકુઓને જેર કર્યા એટલે ચોરી બંધ થઈ ગઈ. પ્રજા હરખાઈ. પણ ડાકુઓએ એના બદલા લેવા ત્રિકમભાઈને વધેરી નાખ્યા ત્યારે હાહાકાર થઈ જવા છતા પરિણામ શું આવ્યુ? ખૂનીઓને શું થયું? જેમને પકડયા હતા તે પણ પુરાવાના અભાવે છૂટી ગયા. સેવક અને કૉંગ્રેસીના ખૂની ડાકુઓ છૂટી જતા હોય તો મકનના ખૂનથી કોને દુઃખ થવાનુ હતું? પોલીસ કંઈ કરતી નથી તેમ બસ-કીને લમણે હાથ દઈને બેસી રહેવું એ પણ કાયરતા જ હતી. તે

નરસિંહભાઈ ખોટું કરે તેવા ન હતા તો પટાવાળાને શો પગાર અપાય છે તે એ જાણતા ન હતા ?' અને દાજીસાહેબે એના મજાક-ખોર સ્વભાવ પ્રમાણે ઉપસંહાર કરતાં કહ્યું: 'લાડુ ના અભડાય અને દાળ-ભાત અભડાય એ ઘાટ જૂનાનવા રૂપે ચાલ્યા જ કરવાનો!'

એનો અર્થ તારવતાં રણજીતભાઈએ પૂછ્યું: 'એટલે શું આપણે મકનની ગુંડાગીરીને મૂંગે મોંએ વેઠી લેવાની? કોંગ્રેસ સરકારને બદલે બ્રિટિશ સરકાર હોત તો મેં એને ઘડીના છઠ્ઠા-ભાગમાં જેલ ભેગો કર્યો હોત.'

'તો એ તમારું ઘાસ બાળવાની મૂર્ખાઈ કરત જ નહિ. કંઈ આજે તમારું ઘાસ સીમમાં રહે છે અને ભૂતકાળમાં નહોતું રહેતું?'

'એનો અર્થ એમ પણ હું તો કરું છું કે નરસિંહભાઈ આવાં તોફાન અંગે આંખ આડા કાન કરીને આડકતરી રીતે આપણી ઉપર વેર લે છે—ગઈ કાલના કુળવાન આગેવાનોની નવા યુગમાં શી સ્થિતિ થવાની છે તે સમજી લ્યો. હજુ તો ઘાસ જ બળે છે પણ એક દિવસ એવો આવશે કે તમારાથી પેશાબ કરવા પણ ઘરની બહાર નહિ નીકળાય.'

'કાયર પ્રજા હોય તો બીજું શું થાય? બધા જાણે છે કે મકનની આ ડાકુગીરી છે. છતાં કોઈ એનો દુશ્મન થવું પડે તે ખાતર પોલીસને ખુલ્લી રીતે નામ આપવા તૈયાર નથી. પછી એ કાયરતાની શિક્ષા ભોગવે તો એમાં નવાઈ શી છે?'

'પોલીસને નામ આપી મકનના દુશ્મન થવું એ તો કેવળ મૂર્ખાઈ છે. આ પોલીસનું લાંચિયું તંત્ર અને તેમાં ય નરસિંહ-ભાઈની ટાઢી નજર, પછી એને થવાનું શું હતું? એના કરતાં એને પૂરો કરી નાખે તો એને કાયમનો ન્યાય મળી જાય.'

'લોક એટલા વીર હોય તો એ રસ્તો લેતા એમને કોણે

પાપ ગયુ. એક તો પોલીસ એની ગુંડાગીરીને ડામી શકતી નથી અને લોકોએ પોતાનુ દુઃખ દૂર કર્યું ત્યારે એમને જેલમા બેસાડવા તૈયાર થઈ!

આ ખૂન થઈ ગયા પછી દાજીસાહેબ અને રઘુજીભાઈએ જાણ્યું હતું. જે થયુ તે ખોટુ થયુ તેમ એ નહોતા માનતા, પરંતુ જે રીતે થયુ તે રીત ઉતાવળી હતી. સારી નજરે જોનારા સાક્ષી હોય તેવી તક શું કામ આપવી જોઈએ? અધૂરામા પૂરું નરસિંહભાઈ ઘેર ન હતા. ગઈ કાલના મુંબઈ ગયા હતા. સામે ચાલીને પોલીસ ખાતાને કહેવા જવાનું દાજીસાહેબે કોંગ્રેસી તર આવ્યુ ને પછી છોડી દીધુ હતુ.

ડેપ્યુટી ડી.એસ.પી. રાયવર ચોગાનમા પડેલા શબની ગંધથી બચવા હવેલીએ આવ્યા. એ તક ઝડપી લેતા દાજીસાહેબે એમને કહ્યુ : 'આ તો ધર્મ કરતા ધાડ આવી એના જેવો ઘાટ થયો કહેવાય.'

રાયવરે એનો સ્વીકાર કરતાં કહ્યું : 'પચ્ચીસ વર્ષ મારાં પોલીસ ખાતામાં ગયા છે. અંગ્રેજ રાજ્ય હોત તો મેં જ અહીં બધું રોળી નાખ્યુ હોત. એની બાઈને દબડાવી હોત કે તારો ધણી લોકોને ત્રાસ આપતો હતો. તે એને વાળ્યો કેમ નહિ? એના પાપે એનુ મોત આવ્યું તેમા અમે શુ કરીએ? એના મડદાને બાળીને પુણ્ય લેવુ હોય તો એટલી તક હજુ છે, બાકી પોલીસ ખાતાને હાથે પડશે તો ગીધ ફોલી ખાશે. પરન્તુ આ તો તમે જાણો છો કે કોંગ્રેસનું રાજ્ય છે. વેદિયા લોકોનું રાજ્ય છે. જે કોમ ગુનેગાર અને ડામીસ છે તેને કનડવાની ફરિયાદ પોલીસ વિરુદ્ધ ગઈ તો ય અમારો જવાબ માગે છે! મકનની વહુ જઈ ને કોંગ્રેસ સમિતિમા ફરિયાદ કરે કે પોલીસ મારું સાંભળતી નથી તો અમારું આવી બને.'

દાજીસાહેબ : 'કોંગ્રેસી આગેવાન નરસિંહભાઈ બધી પરિસ્થિતિ

રાત્રે જો વાત મુલતવી રહી હોત તો એ ચવાતી ચવાતી મકન સુધી વહેલીમોડી પહોંચી જવા સંભવ માની શકાય. પરન્તુ એ ચર્ચાએ એવી ગરમી આણી દીધી કે અગિયાર વાગ્યે ટુકડીઓ પડી ગામમાં રોન ફરવાને બદલે આખું રક્ષકદળ ઊપડયું સીમમાં—મકન જ્યાં રહેતો હતો તે છાપરીએ. બાર વાગ્યા હતા. એ તો નિર્ભય હોય તેમ બહાર ખાટલામાં સૂઈ રહ્યો હતો. એના પુખ્ત ઉમરના ત્રણ દીકરાઓ પરણીને જુદા રહી ધંધો-મજૂરી કરતા હતા અને તેમને એનું આ કર્મ પસંદ ન હતું એટલે એ દૂર રહેતા હતા. આમે ય ખેડૂતો પોતપોતાના ખેતરમાં છાપરું બાંધતાં એટલે સીમમાં છાપરાં ખેતરવા દૂર હોતાં એટલે બાજુમાં તરત કોઈ જાગી જઈને સાક્ષી તરીકે હાજર થાય તેવું પણ ન હતું. મકનને ટોળાએ ઊંઘતો ટીપી નાખ્યો. એ લાકડી પડતાં ઊભો થવા તો ગયો પરન્તુ સામટી દસ-પંદર લાકડીઓ પડતાં એ પટકાઈ ગયો અને ઊભો થઈ શકયો નહિ. છાપરમાં સૂતેલી એની સ્ત્રી તરત ચીસ પાડી ઊઠી પણ ટોળાને જોતાં એ બહાર નીકળવાની હિંમત ન કરી શકી. પરન્તુ અંધારામાં ય ગામના લોક હતા તેમ તો એ તરત પામી ગઈ હતી.

રાત્રે અને રાત્રે અર્ધા ગામને ખબર પડી ગઈ હતી કે રક્ષકદળે મકનને ઠેકાણે કરી દીધો. સૌએ એક જ શ્વાસ કાઢયો—પાપ ગયું! પરન્તુ બીજે દિવસે પોલીસ આવી પહોંચી અને શબને ચોરામાં લાવી એની વહુનો જવાબ લીધો. તેણે અમુકને ઓળખ્યા હતા તે નામ લખાવ્યાં તે ઉપરથી એમને પકડવામાં આવ્યા ત્યારે ગામમાં સન્નાટો છવાઈ ગયો. સાત જણાંને પકડયા તેમાં ચાર જુવાનો હતા તો ત્રણ ગામના આગેવાન ગણાતા આધેડ પુરુષો હતા. લોકોને તો એમ જ થયું કે બાઈ માણસ તો નામ દે પણ પોલીસ ખાતાએ એમને શું કામ દાદ આપવી જોઈએ? મકન મર્યો તે તો

વચ્ચે બોલતાં રાયવરે કહ્યું : 'આમને પકડી જઈએ તો પછાત લોકોને, મકન જે નાતનો છે તેમને લાગે કે પોલીસ કોઈની શેહ-શરમ રાખતી નથી એમને હાથકડી નહિ કરીએ, અને જેલમાં પણ બહાર જમવાનું તમે આપી શકો તેવી સગવડ પોલીસ આપશે. વાત તો બે દિવસની છે. તમે ફોન કર્યો છે એટલે નરસિંહભાઈ આવતી કાલે તો મુંબઈથી આવી પહોંચશે.'

રણજીતભાઈને બોલવાની દાજીસાહેબે ના કરી હતી એટલે એમણે વાણીને મહાપરાણે સંયમમાં રાખી હતી. નરસિંહભાઈની બોલબાલા સરકારમાં હતી તે એમનાથી અજાણ્યું ન હતું પરન્તુ અત્યારે દાજીસાહેબનો બોલ પાછો ઠેલાયો તે એમનાથી સહ્યું ન ગયું. રાયવરને એમણે કંઈ સંભળાવ્યું નહિ પણ મનમાં ને મનમાં નરસિંહભાઈને એમણે સુણાવી: 'એના દાદાને ત્રીસ વર્ષ સુધી પરણવાનું મળ્યું ન હતું તે કુંવારા નાતરું કરેલું તે ગઈ કાલની વાત. એના બાપ કાઠિયાવાડથી બૈરું લાવેલા તે તો આજ સુધી જીવતું હતું. કાઠિયાવાડમાંથી તો કુંવારી કહીને આણેલી પણ કુંવારી હશે કે કેમ તેની કોણે ખાતરી કરી હતી? અને પાટીદાર હશે તે ય ભગવાન જાણે છે! એ નરસિંહભાઈ આજે સરકારનો થાભલો થઈ ગયા કે હવેલીને અવગણવાની પોલીસ હિંમત કરતી હતી! ખૂન જેવો ભારે ગુનો ન હોત તો રણજીતભાઈ બોલ્યા વગર રહી શક્યા ન હોત. પરન્તુ સહેજ વાત કરવામાં આટલું પરિણામ ટાળું લાવી બેઠું હતું અને કંઈક મમત કરવાથી એનું પરિણામ ખરાબ આવી બેસે તો કપાળે કાળી ટીલી રહી જાય તેવી એ ગમ ખાઈ ગયા.

નાનાભાઈ આવ્યા તે જાણતા રણજીતભાઈ એમની પાસે દોડી ગયા. એમને બસમાં બેઠા ત્યાંથી સમાચાર મળી ગયા હતા એટલે રણજીતભાઈને સારનો સાર કહી દેતાં એ બોલ્યા : 'આમાં કંઈ

જાણે છે. એમના પક્ષેથી વાંધો ઊભો થાય તેવો નથી.'

રાયવરે પેટનું પાણી હાલવા દીધા વગર કહ્યું: 'કોંગ્રેસી આગેવાનોને પ્રજા જેટલું ઓળખે તેના કરતાં અમે અમલદારો વધારે ઓળખીએ છીએ. પ્રજાને સારું લગાડવા એક વાત કરે અને અમને એથી ભળતી જ વાત કરે.' અને એ વાત નરસિંહભાઈ સુધી પહોંચે તો...એ વિચાર આવતાં એમણે ફેરવી તોળતાં કહ્યું: 'નરસિંહભાઈ એવા છે એવું મારું કહેવું નથી. એ તો મારા અનુભવમાં આવેલા આગેવાનોમાં ઘણાં સીધા માણસ છે પણ એમના જેવા બધા કોંગ્રસીઓ હોત તો આજે અહીં રામરાજ્ય ઊતર્યું હોત......'

દાજીસાહેબ રાયવરને ચકાસી જોવા બોલ્યા: 'એ તો દૂરથી ડુંગરા રળિયામણા. નરસિંહભાઈને અમે ઓળખીએ તેટલું તમે શી રીતે ઓળખો?'

મંદ મંદ હસીને એનો સ્વીકાર કરતાં રાયવર બોલ્યા: 'તમારા ગામના એટલે મેં માન્યું કે તમને કંઈ માઠું લાગશે, બાકી અમારી પોલીસની નજર તો સહેજમાં ઘણું બધું સમજી જાય. છેવટ નરસિંહભાઈના મનમાં બીજું કંઈ ન હોય તોપણ એમને મોટાભા ન કરીએ તે ય પેટમાં દુઃખે. એમનું ગામ એટલે એમને પૂછ્યા વિના જો બીજાની સલાહ લઈએ તો ય એમને અપમાન લાગે. અમને તો આવા અનુભવ પેટ ભરીને થયા છે. સરકારી અમલદાર બીજાને મહત્ત્વ આપે તે કાંગ્રેસી વેઠી શકતા નથી. અમારે નોકરી કરવી છે એટલે જે સત્તા ઉપર હોય તેને સલામ કરીએ. નરસિંહભાઈ મુંબઈથી આવશે ત્યાં સુધી કાગળિયાં અમે પોલાં રાખીશું પછી તમારે ફિકર કરવાની શી જરૂર છે?'

દાજીસાહેબ: 'પણ આ બધાને તમે પકડી જાવ તે...'

દર્શાવ્યો હતો. પરન્તુ ચોથે દિવસે ખુદ રણછોડભાઈને એ તપાસના સંધાનમાં પકડયા!

પોલીસે એવી બાતમી ભેગી કરી હતી કે મકનને મારી નાખવાનું વ્યવસ્થિત કાવત્રું ગોઠવાયું હતું અને તેની યોજના રણછોડભાઈએ કરી હતી! જે સાત પકડયા હતા તેમાંથી ત્રણ જણાને પોલીસે છોડી મૂકયા હતા અને રણછોડભાઈ ઉપરાંત બીજા બે નવા પકડયા હતા.

નરસિંહભાઈના મુંબઈથી આવ્યા પછી આ બન્યું હતું એટલે હવેલીમાં તો એવું જ વસી ગયું કે એમણે જ આ કરાવ્યું હતું! બાકી રણછોડભાઈ જેવા આગેવાનની ધરપકડ કરવાની પોલીસની હિંમત ન જ ચાલે. એમની સાથે બે પકડાયા હતા તે પણ રણછોડભાઈના પક્ષના હતા. જ્યારે ત્રણ છૂટયા હતા તે નરસિંહભાઈના લાગતાવળગતા ન હતા, પરન્તુ એ અકુળીવાન ગણાતી ખડકીના હતા એટલે હવેલીએ બેસતું કર્યું કે નરસિંહભાઈએ સંમો સાધીને વેર વાળ્યું હતું. રણછોડભાઈએ જે ગુમાનથી દીકરાની વહુ ન તેડીને એમનું અપમાન કર્યું હતું, તેનો બદલો ત્રણે ય કુળવાનને પકડાવીને એમણે વાળ્યો હતો

અને જાણે એ જ વાત સાચી હોય તેમ ગામમાં એ વાતાવરણ સરજાતાં વાર ન લાગી અને જે હોય તે અફસોસ કરતું સંભળાતું હતું—નરસિંહભાઈની આમાં મર્દાઈ ન કહેવાય. ગામમાં આવી અંદર અંદરની ફૂટ થાય તેથી તો બીજા હલકા લોક ચડી વાગશે!

જાણો છો ?'

'કોણ રણછોડભાઈ?'

'દાજી સાહેબના પિત્રાઈ અને માજી મુખી.'

'પોલીસે બીજા બેત્રણ જણને પકડ્યા છે તેમાં એ હશે. પોલીસ પાસે જે લોકો પકડાયા હતા તેમાંથી એક જણે સ્ટેટમેન્ટ આપ્યું છે કે મકનનું ખૂન કરવાનું કાવત્રું ગોઠવાયું હતું અને તે યોજના કરનાર આપ કહો છો તે રણછોડભાઈ હતા તેથી એમને પકડ્યા છે.'

'મૂળ વાત તો એ છે કે એવું કોઈ કાવત્રું ખરી રીતે થયું ન હતું. અને રણછોડભાઈ તે વખતે હાજર પણ ન હતા.'

'એવું હશે તો પોલીસ એમને તપાસ કરીને છોડી મૂકશે.'

'છોડી તો મૂકશે, પણ એથી મારી સ્થિતિ ગામમાં કફોડી થઈ પડી છે, તેનો ખ્યાલ આપને આવ્યો લાગતો નથી.'

'આપ તો એમાં કંઈ જાણતા નથી, પછી એમાં આપનો શો દોષ?'

'હું કંઈ નથી જાણતો એ તો આપ અને પોલીસ ખાતું જાણો છો, પરંતુ લોકો તો એમ જ માને છે કે પોલીસ ખાતું અને સરકારી અમલદારો કોંગ્રેસના પ્રમુખ-મંત્રીને પૂછીને જ બધું પગલું ભરે છે.'

'આપણી પ્રજાની વગર ખાતરીએ માની લેવાની આ ટેવ ભયંકર છે.'

'એમાં કેવળ પ્રજાનો દોષ નથી, એમાં સરકારી અમલદારો ય મોટો ભાગ ભજવે છે. મકનના ખૂન વખતે ગવર્નર સાહેબ ગામમાં ગયા ત્યારે એમનો હવેલીમાં મુકામ હતો. મકનની સ્રીના જવાબ ઉપરથી એમણે સાત જણને પકડ્યા ત્યારે દાજીસાહેબ અને રણ-

## પ્રકરણ ચૌદમું

### અંદર અંદરનો ઘૂંઘવાટ

'હેલાવ, કોણ દેસાઈ સાહેબ? હું નરસિંહભાઈ.'

જૂની આદત પ્રમાણે 'ગુડ મોર્નિંગ' હોઠે આવી ગયું, પણ સ્વરાજ્ય પછી વિવેકની નવી પરિભાષા વાપરતાં ડી. એસ. પી. દેસાઈએ કહ્યું: 'નમસ્તે! નરસિંહભાઈ સાહેબ. ફરમાવો શી આજ્ઞા છે.'

'આજ્ઞા મારે કંઈ ફરમાવવાની નથી, પરંતુ તમારા પોલીસ ખાતાએ મારા ગામમાં આગ ફેલાવી દીધી છે તે કથની મારે કહેવાની છે. આપને બીજે બહાર ન જવાનું હોય તો હું રૂબરૂ આવવા માગું છું.'

એનો પ્રત્યુત્તર ગળી જતાં દેસાઈએ કહ્યું: 'મકનના ખૂન સંબંધી વાત છે ને?'

ખીજ ઉતારતાં નરસિંહભાઈ બોલ્યા: 'મારા ખૂનની વાત છે.'

'આપને એવી કોઈએ ધમકી આપી છે?'

'હા, પોલીસ ખાતાએ.'

'મારી પોલીસથી એવો કોઈ અવિવેક થયો હોય તો હું માફી માગું છું.'

'એથી કંઈ મારી સ્થિતિ સુધરતી નથી.'

'આપ કહો તે કરવા હું તૈયાર છું.'

'મકનના ખૂન બદલ રણજીતભાઈને પકડચા છે તે આપ

દેસાઈ મહેજ અટકીને બોલ્યા : 'બોલો, આપ જ કહો, પછી અમારે શું કરવું? રણજીતભાઈને નથી પકડતા તો પોલીસ ખાતું ચશ્મપોશી કરે છે તેવું દેખાય છે. અને ગણજીતભાઈ વિષે આપ કહો એટલે અમે માની લઈએ તે જુદી વાત છે. પરંતુ પોલીસ ખાતા પાસે જે છૂપી માહિતી હોય છે, તે જોતા એ આવું કાવત્રું ન કરે તેમ માનવાને પણ કોઈ કારણ નથી. આપની સાથે એમણે સામાજિક દુર્જનના ભર્યો વ્યવહાર કર્યો છે અને તે પોતાની ભૂલ હજુ સુધારી નથી, તે પુષ્પ મહન જેવા માણસ માટે શું ન કરે? આપ સજ્જન માણસ છો એટલે એમના પ્રત્યે વેરભાવ ન રાખો પણ પોલીસને વાસ્તવિકતાનો સ્વીકાર કર્યા વિના છૂટકો શી રીતે થાય?'

દેસાઈ સાહેબે છેલ્લે જે ઉલ્લેખ કર્યો તેના અનુસંધાનમાં નરસિંહભાઈએ કહ્યું : 'મારી સાથેના એમના સામાજિક વર્તાવને લક્ષમાં લઈ પોલીસે જો એમ માની લીધું હોય કે તેથી હું ગટ થઈશ તો એ બરાબર નથી' જાણે છળ કચવાઈ હોય તેમ દેસાઈ બોલ્યા : 'અરે સાહેબ, આપ એ શું બોલ્યા! આપનામાં એવી વેરવૃત્તિ હોય તો આપ બદલો લેવા સમર્થ છો અને ક્યારનો ય બદલો લીધો હોત આપને આ નહિ ગમે તેની ખબર હતી એટલે આપને કાને વાત નાખી ન હતી.'

'આપ જાણો છો કે હુ સરકારી વહીવટમાં માથું મારવાના સ્વભાવનો નથી. પરંતુ આ મારા ગામનો પ્રશ્ન છે અને હું તે જાણું છું એટલે કહું છું કે રણજીતભાઈ આમાં નથી જરાપથી તપાસ પતાવી નાગનો વાઘ ન બની જાય તે પહેલાં એમને [illegible] શકાય તે જોજો.'

દેસાઈ મનમાં બબડ્યા. 'જો એટલા બધા મનવાદી હુકિશ[illegible]

જીતભાઈને કહ્યું હતું કે આ અંગે અમે નરસિંહભાઈને મળ્યા પહેલાં કંઈ પણ પગલાં આગળ લઈશું નહિ. તે પછી હું મુંબઈથી આવ્યો ત્યારે એમને મળવાનું કોઈ કારણ ન હતું. વહીવટમાં દાખલ કરે છે તેવું લાગે એથી મેં આપને એ અંગે જે હકીકત સાચી હતી તે જણાવી હતી.'

'ખરી રીતે તો આપના ઉપર કંઈ દોષ ન આવે માટે મી. રાયવરે આપની સાથે કંઈ વાતચીત કરી નથી. રણજીતભાઈને પકડવાના હોય અને આપ આગળથી જાણતા હો તો આપને એ પસંદ ન પડે. અને ગામ લોકોને આપ અજાણ હતા તેમ પણ ન કહી શકો. જ્યારે આજે તો આપ સ્પષ્ટ અને ભારપૂર્વક કહી શકો કે હું કંઈ જાણતો ન હતો.'

'પણ મારું માને કોણ?'

'રણજીતભાઈને ન પકડીએ તે પણ બને તેમ ન હતું. તમે જાણો છો કે સામ્યવાદી કાર્યકરોએ પછાત લોકો ઉપર પોતાનું વર્ચસ્ જમાવવા 'બિરાદર ખેડૂત મંડળ' સ્થાપ્યું છે. એના મંત્રી મારી પાસે આવી ગયા અને રૂબરૂ નિવેદન આપી ગયા છે કે મકનના ખૂન પાછળ જમીનદારી સ્થાપિત હિત રહેલું છે. જે પછાત લોકો ગણોતિયા છે તે જમીન માલિકને કબજે કરી દે તેની ધાક બેસાડવા માટે મકનનું ખૂન કર્યું છે. ગણોતિયા ખેડૂતોને એ બતાવવા કે જો તમે જમીન નહિ છોડો તો જે વલે મકનની થઈ તે તમારી થશે. મને આપેલા એ નિવેદનની એક નકલ એમણે ગૃહ પ્રધાનને પણ મોકલી આપી છે. અને તેમાં છેલ્લે પોલીસ ખાતા ઉપર આક્ષેપ કર્યો છે કે કોંગ્રેસી જમીનદારો અને પોલીસખાતું મળી ગયેલ છે અને મકનના ખૂનના ગુનેગારોને શિક્ષા થાય તે સજાગતા પોલીસ ખાતું બતાવતું નથી.'

ગામને હેરાન કરતો હતો તેનું જડમૂળ કાઢ્યું એ તો ટાઢાપાણીએ ખસ ગઈ. રણજીતભાઈને જૂનું વેર રાખીને નરસિંહભાઈ પકડાવે અને તે ય ખોટી રીતે એ તો ગામને ગરમાવાનું ગનાય. પોતે એમાં કંઈ જાણતા નથી એમ કહેતા ફરે તોપણ કોઈ માને નહિ, અને ગુનેગાર હતા એટલે સામે ચાલીને બચાવ કરતા હતા તેમ શંકા દૃઢ થાય.

એ શંકામાથી સાવ મુક્ત હતા નાનાભાઈ. નરસિંહભાઈને પૂછીને ખાતરી કર્યા સિવાય એમણે દાક્તરસાહેબને કહ્યું હતું : 'નરસિંહભાઈનો આમા હાથ હોય તેમ હુ માનતો નથી.'

દાક્તરસાહેબ એનો અસ્વીકાર કરતા બોલ્યા. 'એ સાધુ મહાત્મા છે એમ તમે માનીને ચાલો છો એ તમારી મનુષ્યપરીક્ષાની કચાશ છે.'

નાનાભાઈ. 'તમે મનુષ્યપરીક્ષક તરીકે એમને અન્યાય કરતા હો તેમ કેમ ન બને?'

દાક્તરસાહેબ : 'એવું પણ બનવા સંભવ છે. પરંતુ તમે એમને એક કોંગ્રેસ કાર્યકર, દેશભક્તિ, ત્યાગી અને ભાવનાવાળા પુરુષ તરીકે નાનપણથી જોતા આવ્યા છો એટલે તમને એમની નબળાઈઓ ન દેખાય એમ બનવા પૂરો સંભવ છે. પરંતુ અમે સમકક્ષ છીએ એટલે એમને નેતા થતા પહેલા સામાન્ય માણસ તરીકે પણ જોયા છે. અને તે વખતનું તેમનું વર્તન કેવું હતું તેનો પણ પ્રત્યક્ષ ખ્યાલ છે'

'એનો અર્થ તો એ થયો કે અમે જેમ નબળાઈઓ ન જોઈ શકીએ તેમ તમે એમની મોટાઈ ન જોઈ શકો. તમે જે વર્તન જોયેલું એમાં સાચી મોટાઈ પ્રાપ્ત થતા પરિવર્તન ન આવે તેમ શું કામ માનો છો?'

હો તો કોણ કોણ મકનને મારવામાં હતા, તે કહેતા કેમ નથી? કોણ નહોતો તે કહેવાય છે, તો કોણ હતા એ તમારા ગામનો પ્રશ્ન છે તો શું તમને ખબર નથી? વહીવટમાં માથું ન મારવું એટલું પૂરતું નથી, વહીવટમાં મદદ કરવી એ શું ફરજ નથી? પરંતુ એ ભાવ મનમાં રાખી એમણે પ્રત્યુત્તર આપ્યો: 'રણજીતભાઈને પકડ્યા છે તે પોલીસ ખાતાએ પોતાની સલામતી માટે. લાલ બિરાદરો ખેડૂત મંડળ દ્વારા ઉહાપોહ ન કરે કે પોલીસ ગામના આગેવાનો સાથે ભળી ગઈ છે! રણજીતભાઈ સામે કોઈ પુરાવો નથી તેવાં કાગળિયાં કરી પોલીસ એમને છોડી મૂકશે. એ અંગે આપ કંઈ ફિકર કરશો નહિ અને એ માટે આપને રૂબરૂ મળવા આવવાની તસ્દી લેવાની જરૂર પણ નથી.'

નરસિંહભાઈએ ટેલિફોનનું રિસીવર નીચે મૂકી દેતાં અફસોસ કર્યો: 'પોલીસ ખાતું એટલે કમબખ્તની ઓલાદ!'

અને આ દુઃખ એ કોને કહેતા ફરે? અગાઉ એમણે ગૃહ-પ્રધાનને ફરિયાદ કરી જોઈ હતી, પરંતુ અમલદારો કાગળિયાંના ઘોડા એવા તૈયાર રાખે છે કે વહીવટી તંત્રમાં પ્રધાનનું પણ કંઈ ઊપજતું ન હતું. બહુ તો એ અમલદારની બીજે બદલી કરી શકે એટલું જ. આ કિસ્સામાં પણ નરસિંહભાઈએ જોઈ લીધું કે રણજીતભાઈને પકડવા માટે પોલીસે ભૂમિકા તૈયાર કરી લીધી હતી. કાવત્રું ગોઠવ્યું હતું તેવું એક નિવેદન લઈ લીધું હતું એ બચાવ માટે પૂરતું હતું. રણજીતભાઈ પકડાયા તેનું અંતરથી નરસિંહભાઈને કંઈ દુઃખ ન હતું. ખરી રીતે પોતાને ગામના ખેરખાં માનતા પુરુષને જેલમાં જવું પડ્યું એથી નરસિંહભાઈનું અહમ્ સંતોષાયું હતું. પરંતુ જેલમાં જવાનું જે નિમિત્ત હતું તે એમના અંગે ગામમાં ગેરસમજ ઊભી કરે તેવું હતું. ગામ લોકોને એમ થાય કે મકન

આપણી પણ શરમ નો ગણાય . .'

નાનાભાઈને આગળ બોલવા દીધા વિના દાક્તરસાહેબે કહ્યું: 'એનો ઇન્કાર આપણે કરી શકીએ તેમ છીએ જ નહિ.' અને નરસિંહભાઈનું મન જાણવા એમણે પૂછ્યું : 'તમારી આગળ એમણે કોઈ દિવસ એ વાત કાઢી છે?'

'ના.' નાનાભાઈએ એ સાથે પોતાનો અભિપ્રાય આપતા કહ્યું; 'એ પછી તો ઘણા પાણી વહી ગયાં ભૂતકાળને ભૂલી જઈ હવે રણજીતભાઈએ પોતાની ભૂલ સુધારવી જોઈએ; તમારે પણ આગ્રહ કરવો જોઈએ.'

તત્ત્વજ્ઞાનીની માફક નાનાભાઈના ઉત્સાહ ઉપર રમતા દાક્તરસાહેબ બોલ્યા: 'ભૂલ સુધારી લેવી જોઈએ એમ સમજવું એક વાત છે અને એનું આચરણ કરવું એ બીજી વાત છે મારે રણજીતભાઈ સાથે વાત નથી થઈ, પરંતુ એમના હાથની વાત હોત તો હું માનું છું કે એમણે ક્યારની ય ગઈ ગુજરી ભૂલી જઈ એ પગલું ભર્યું હોત. વખત પાકચો છે તેમ જોતા મે પણ ટકોર કરી હોત.'

દાક્તરસાહેબ આગળ ન બોલ્યા એટલે નાનાભાઈએ પૂછ્યું: 'રણજીતભાઈના હાથમા નથી તો હવે કોના હાથમા છે?'

'પુષ્પાના' એ કહેવામા જાણે રણજીતભાઈની કૃપણતાનો દોષ વહોરવો પડતો હોય તેમ દાક્તસાહેબે એક શબ્દમા સમાપ્ત કર્યું.

નાનાભાઈને આ અગે ક્યારે ય દાક્તરસાહેબ સાથે વાત નીકળી ન હતી એ વાત કાઢવાથી કે સલાહ આપવાથી રણજીતભાઈ સુધરે તેમ પણ એ માનતા ન હતા. પરંતુ એમને કેટલી ય વખત થતું કે જો સસરા-પુત્રવધૂ વચ્ચે આવો નિંદ્ય વ્યવહાર કાયમ રહેવાનો હોય તો સવિતાને તેડવી એ હિતાવહ ગણાય. જગમોહન પુષ્પાની નજરમા પતિ તરીકે ન વસ્યો તે ખરું, પણ સવિતાએ એની વફા-

'મારો વાંધો જ ત્યાં છે. એમનામાં સાચી મોટાઈ આવી જ નથી. ગામમાં સામાજિક રીતે એમનું કુટુંબ આગેવાનનો મોભો પ્રાપ્ત કરી શકેલું નથી, એથી લઘુગ્રંથિથી પીડાય છે અને તેને વશ વર્તી એ વર્ત્યા કરે છે. કોંગ્રેસમાં એ હોદ્દા ઉપર હોવા છતાં બીજા કોંગ્રેસીની પેઠે એમણે હોદ્દાનો દુરૂપયોગ નથી કર્યો એ કારણે એ સાત્ત્વિક માણસ છે તેમ માની લેવું બરાબર નથી. સાત્ત્વિક માણસ જેમ હોદ્દાનો દુરૂપયોગ નથી કરતો તેમ કાયર માણસ પણ એવી હિંમત નથી કરી શકતો. અહિંસા જેમ વીર અને કાયરની હોઈ શકે તેના જેવો આ ઘાટ છે. નરસિંહભાઈની સાત્ત્વિકતા કાયરની લઘુગ્રંથિમાંથી ઉદ્‌ભવેલી છે. એવો પુરુષ તક મળે ત્યારે અંગૂઠે બારણું ન ઠેલી આપે તેમ માનવાનો કારણ નથી.'

નાનાભાઈએ બીજી દલીલ કરતાં કહ્યું : 'એમ માની લઈએ તોપણ નરસિંહભાઈ રાજકારણી માણસ છે તે તો કબૂલ કરશો ને? આ પ્રસંગે જો એમણે અંગૂઠે કમાડ ઠેલી આપ્યું હોય તો એ રાજકારણનો કક્કો નથી જાણતા એમ જ માનવું પડે. આ પ્રશ્ન સાથે આખા ગામને લાગેવળગે છે. ગામનો પ્રેમ ગુમાવવા જેવી એ મૂર્ખામી કરે તેમ તમે માનો છો?

દાજીસાહેબ પોતાની માન્યતાને વળગી રહેતાં બોલ્યા: 'ભણ્યો ભૂલે અને તારો ડૂબે, એ કહેવત આવા વખતે સાચી પડે છે. માણસ ગમે તેટલો રાજકારણી હોય પણ અંગત વેરને વશ થઈ એ વિવેક ચૂકી જાય છે. નરસિંહભાઈનું આજે રાજકીય આટલું મોટું સ્થાન હોય છતાં એમને ઊતરતા ગણી રણજીતભાઈ પુત્રવધૂને ન તેડે, એ વેર શું એ ભૂલી ગયા હોય તેમ તમે માનો છો?'

તક મળી એટલે સીધો એ અંગે સવાલ કરતાં નાનાભાઈએ કહ્યું : 'ખરું પૂછો તો, રણજીતભાઈને લીધે પિત્રાઈ તરીકે એ

માને છે તો તમને જે અનુભવ થયો તે એમને કહી સુણાવો.'

રણજીતભાઈનો ગુસ્સો હજી શમ્યો ન હતો, ત્યારે નિરંજનને ય સવાલ હતો: 'આ હિચકારાપણું કહેવાય કે બીજું? મને જેમના પૂછે તેથી હું માનભંગ થઈ ગયો તેવું હું માની લઉં તેવો જૂના જમાનાનો નથી. નરસિંહભાઈ પોતે સ્વરાજ્યની લડતમાં જેલ જઈ આવ્યા બદલ ગૌરવ લેતા હોય, તો મારે પણ એથી ઓછું ગૌરવ લેવાનું કંઈ કારણ નથી. આમ તો હું એમાં કંઈ જાણતો ન હતો, પરંતુ જેમણે સકનનું કામળ કાઢ્યું હતું તેમણે કંઈ ખોટું કર્યું ન હતું. પોલીસની ખોટી આશામાં હાથ જોડીને બેસી રહેવા કરતાં જુવાનોને એ મદદ બદલ ધન્યવાદ આપવા જોઈએ. એને બદલે જે પોલીસ ખૂનના આરોપસર અમુક લોકોને પકડે તો સામે સંગઠિત થઈ એમનો બચાવ કરવો જોઈએ. એને બદલે નરસિંહ-ભાઈ જેવા જો મારા જેવાને ધમકી આપવા પોલીસને ઇશારો કરી આપે તો પ્રજા ગુંડાઓનો, ડાકુઓનો, ચોરનો સામનો કરવા હિંમત શી રીતે કરશે?'

નાનાભાઈ મૂળ મુદ્દાનો પ્રશ્ન કરતા બોલ્યા: 'નરસિંહભાઈનો આમાં હાથ હતો તેમ તમે શા ઉપરથી કહો છો?'

'ખુદ ફોજદારે મને કહ્યું તે ખોટું?'

'પોલીસ ખાતું ધણીને કહેશે ધા અને ચોરને કહેશે નાસ એવો ઘાટ કરતા પાછું પડે એવું હોતું નથી. વકીલ તરીકે મને એનો પૂરો અનુભવ છે.'

'એ હશે.' રણજીતભાઈએ એનો સ્વીકાર કરતાં કહ્યું; 'પરંતુ મારા જેવાને પકડતા પહેલાં એને વિચાર થઈ પડે તેમ તો માનો છો ને? પોલીસ ખાતું મને સાવ ન ઓળખતું હોય તેમ તો ન બને ને? વળી હું એમાં કંઈ જાણતો પણ નથી એ તો

દારીમાં પોતાનું કર્તવ્ય માન્યું હતું. રણજીતભાઈએ એને ઉપર નજર નહિ બગાડી હોય તેમ કોઈ માનતું ન હતું. પરંતુ એ નજરને તાબે એ નહોતી થઈ એ હકીકત હતી. હવે એને જો તેડે તો એનું હિત તો ઠીક પણ દીકરાનું હિત સચવાય. એને પતિપરાયણ પત્ની મળે. એ આવે એટલે પુષ્પાને ય પતિની પોતે ઉપેક્ષા કરતી હતી તે ઓછું સાલે છતાં એ જ સવિતા આવે તેના વિરોધમાં હોય તે નાનાભાઈને વિચિત્ર લાગ્યું.

વાત સહજ નીકળી હતી એટલે એને લંબાવવા નાનાભાઈએ કહ્યું : ‘ પુષ્પાને ઊલટું સવિતા આવે તો જગમોહનની ચિંતા જ ટળી જાય. એ તો ઇચ્છે કે સવિતાને તેડે તો સારું, એમ હું માનું છું.’

‘ પુષ્પાને જો તમે સમજાવતા હો અને એ કબૂલ થાય તો રણજીતભાઈને હું સમજાવી લઈશ.’

‘ રણજીતભાઈ હમણાં તો સમજે જ નહિ. જો ગામ એમ માનતું હોય કે એમને નરસિંહભાઈએ પકડાવ્યા છે અને તે ય એવું માનવા થઈ જાય તો વેરની ગાંઠ કઠણ બની ગઈ ગણાય.’

‘ એ તો છે જ, પરંતુ મારી સમજ પ્રમાણે પ્રથમ તો પુષ્પા જ તૈયાર ન થાય. સવિતા પતિપરાયણ અને એની શોક્ય તરીકે પોતે બેવફા, એ સ્થિતિમાં, લોકો સવિતાનાં ગુણ ગાય અને એની નિંદા કરે તેવી સ્થિતિ એ પસંદ ન કરે.’

એ કરે કે ન કરે, પણ રણજીતભાઈ ત્રીજે દિવસે જેલમાંથી છૂટીને આવ્યા ત્યારે એમના મનમાં નરસિંહભાઈ સાથે વેરની ગાંઠ નવી બંધાઈ ગઈ હતી. નરસિંહભાઈનો આમાં હાથ ન હોય તેમ નાનાભાઈ દઢતાપૂર્વક માનતા હતા એટલે દાજીસાહેબે એમને આગળ ધરતાં કહ્યું : ‘ રણજીતભાઈ, આપણા નાનાભાઈ એમને દેવના દીકરા

નરસિંહભાઈ જાણતા હોય તો પોલીસ ખાતાને વાત થઈ ત્યારે એમણે કહ્યું જ હોય ને? પોલીસને મારા ઉપર એવું કયું વેર હતું કે મને સંડોવે? મકનની વહુએ પણ મારું નામ દીધું નથી. પછી કોઈની ચાલ ન હોય તો મને પકડવાનું શું કારણ?'

નાનાભાઈએ કંઈ પ્રત્યુત્તર ન આપ્યો એટલે રણજીતભાઈએ સવાલ કર્યો: 'તમે એમ માનો છો કે તમે મારા વતી જે વકીલાત કરી એથી મને છોડયો છે? તમારી વાત ડી.વાય.ડી.એસ.પી.ને ગળે ઊતરી માટે મને મુક્ત કર્યો છે, તેમ તમે જો માનતા હો તો ભીંત ભૂલો છો.'

આશ્ચર્ય પામતાં નાનાભાઈએ કહ્યું: 'ત્યારે?'

રણજીતભાઈ: 'નરસિંહભાઈએ લાગવગ કરી તેથી મને ખોટો પકડયો તો એમની લાગવગ લૂલી પડે તેવી ચાંપ મેં કરી.'

'કયી જાતની!'

'પોલીસ ખાતામાં સૌથી મોટી લાગવગ કયી?'

'લાંચ.'

'બસ ત્યારે; એ પેટમાં પડયું એટલે છુટકારો થયો. બાકી નરસિંહભાઈની દાનત એવી ખરી કે ખૂનનો કેસ પોલીસ મૂકે તેમાં મને સામેલ કરી દેવો. છેવટ ભલે હું છૂટી જાઉં, પણ ત્યાં સુધી હેરાન થાઉં, બદનામ થાઉં, એટલે એમનું વેર વળે. નબળો માટી બૈરી ઉપર શૂરો તેવી નરસિંહભાઈની શૂરવીરતા કહેવાય. સામી છાતીએ ઘા કરવાની હિંમત નથી ત્યારે આ નીચતા બતાવી.'

નાનાભાઈને હજુ પણ આ ગળે ઊતરતું ન હતું. પોલીસ લાંચ ખાવાની તક ઊભી કરવા નિર્દોષ માણસોને પણ કેવી રીતે સંડોવી દેતી હતી તે નાનાભાઈને વકીલ તરીકે જોવા મળતું હતું. પોલીસ ખાતું એટલું તો જાણતું હોય કે નરસિંહભાઈ અને રણ-

હતી તેનો કોઈ બચાવ ન હતો. અને પોતે એવા નિસહાય હતા કે એ કંઈ કરી શકે તેમ ન હતા. લોક તો એમ માનતુ કે સરકારી વહીવટમા એ ધારે તે કરી શકે તેમ હતા, પરન્તુ એ ગોકડું જ એવુ હતું કે ખુદ પ્રધાનોનું પણ કંઈ ઊપજતુ ન હતું. રણુજીતભાઈને પકડવાનો પુરાવો ન હતો. સરકારી તંત્રમા સાચી વાત હોય પણ પુરવાર ન થઈ શકે એટલે કાયદેસર કંઈ થઈ શકે નહિ. સ્વરાજ્ય મળતાની સાથે વહીવટ સુધારવાના ઉત્સાહમા કાર્યકરોએ આવી બધી વિગત પ્રધાનના ઉપર લખી મોકલવા માડી હતી, પરન્તુ એ સાબિત ન થતાં એમને જ ઠપકો મળ્યો હતો નરસિંહભાઈ વકીલ હતા એટલે પ્રધાનનોની એ સૂચનાને એ સમજી શકયા હતા. પરન્તુ પ્રજા એ બધું માનવા કયા તૈયાર હતી?

નરસિંહભાઈ પોતાની નિ.સહાયતા બતાવતા બોલ્યા: 'નાનાભાઈ, તમે તો વકીલ છો, તંત્રને સમજો છો, પુરાવા વગર શું થઈ શકે? બહુ બહુ તો રણુજીતભાઈ સમક્ષ હું એકરાર કરી શકું કે મારો આમાં હાથ નથી. પોલીસના આ કાવાદાવા છે'

નાનાભાઈ: 'એ તો મે એમને તે સિવાય પણ કહ્યુ છે. પરન્તુ એ અત્યારે એવા ધૂંધવાટમા છે કે તમે ખુલાસો કરો તે પણ માને નહિ અને અર્થના અનર્થ કરે એટલે તેની હાલ જરૂર હું જોતો નથી.'

નરસિંહભાઈની અંદર દબાઈ રહેલી લઘુગ્રંથિ ઊછળી આવી: 'એ ધૂંધવાટમા છે એટલે હું શું એમનો દબાયેલો છુ એમ એ માને છે? એમને જે અપમાન કર્યું છે અને ચાલુ રાખ્યું છે તે હું ગળી ગયો છુ એટલે મને એ એમનો વસવાયો સમજે છે શું? મારી સીધી વાતનો એ અનર્થ કરવાના હોય અને કહેતા હોય તો એમને કહી દેજો કે તમારો ધૂંધવાટ તમને ભારે, મને એની કંઈ

પાસે સત્તા છે એટલે જે એમને ઉઘાડા પાડે તેને એ કચરી નાંખ્યાં વગર ન મૂકે.'

'એ વાત અમુક અંગે સાચી હશે. પરંતુ અમલદારો એમને નાહક બદનામ કરે છે તે પણ ભૂલવું ન જોઈએ.'

'પણ આમાં હું અમલદારને જૂઠો માનવા તૈયાર નથી. આ વાત તો આજે બની પણ મકનને પકડાવ્વા અગાઉ એમણે શું કર્યું હતું? સ્વરાજ્ય આવ્યા પછી હું જોયા કરું છું કે એ હલકા લોકોને ઉશ્કેરવાનું કામ કરતા રહ્યા છે. આગેવાનો શી રીતે માનભંગ થાય એ જ એમનું લક્ષ રહ્યું છે. મને પકડાવવા પાછળ પણ માનભંગ કરવાનો જ હેતુ હું જોઈ શકું છું.'

નાનાભાઈ ચુપ થઈ ગયા. દાજીસાહેબ તો એમના સ્વભાવ પ્રમાણે એકે ય બાજુ બોલતા ન હતા અને તેમનો મૂંગો ટેકો રણ-જીતભાઈ તરફ હતો એટલે નાનાભાઈએ આવેગવાળા વાતાવણમાં દલીલ કરવાનું માંડી વાળ્યું. પરન્તુ નરસિંહભાઈને કાને હકીકત નાખવાની ફરજ સમજીને એમણે પોલીસ ખાતાની ખંધાઈની વાત કરી. રણજીતભાઈએ લાંચ આપી તે ન કહ્યું. પણ અગાઉ જે ચાર જણ છૂટચા હતા તેમણે લાંચ આપી હતી તે ગામમાં જાહેર થયેલી હકીકત હતી તે તરફ ધ્યાન ખેંચતાં ઉમેર્યું હતું: 'તમે જે ગામમાં બેઠ છો તે કેસમાં પણ જો પોલીસ લાંચ લેતી હોય તો બીજે શું નહિ કરતી હોય? ખૂનની તપાસ કરવા બીજે દિવસ એ આવી ત્યારે ફકીરને ઘેર મરઘી રંધાવી અને જયાફત ઉડાવી તે પોલીસને સ્વરાજ્યની પોલીસ કહેવાય ખરી?'

ખરી રીતે ગામમાં સૌથી વધુ કોઈ બેચેન હોય તો નરસિંહ-ભાઈ હતા. જુવાનોએ આવેગમાં આવી જઈને અવિચારી રીતે ભલે કાયદો હાથમાં લીધો, પરન્તુ એથી પોલીસ જે રીતે વર્તી રહી

# પ્રકરણ પંદરમું

## નાનાભાઈની વકીલી નજર

નાનાભાઈ આવ્યા એવા ખૂન-કેસના કામમા રોકાઈ ગયા હતા તે સાચુ', છતા શાન્તાગોરીએ એમને ચેતવ્યા હતા એટલે એમની નજર ભાણુભાઈ અને મનોરમાની ચોકી કરતી હતી ભાણુભાઈની તબિયતને કંઈ આંચ આવેલી ન હતી તેમ એમને જોતા જ ગમે તે કહી આપે. છતા આટલો લાંબો સમય નોકરી-કામ છોડી એ અહીં રહ્યા હતા એ જ ચિહ્ન બતાવતા હતા કે એની પાછળ કંઈક યોજના હતી. જોકે એમનુ વર્તન આમ તો મહેમાન જેવું હતું, કોઈ કામકાજમા એ માથું મારતા ન હતા કે રસ પણ લેતા ન હતા. દાજીસાહેબ પણ એમને કંઈ કામ સૂચવતા ન હતા. પરન્તુ મનોરમા આ ઘરની વહુ હોય તેમ જવાબદારીપૂર્વક દરેક કામ કરતી જોવા મળતી હતી.

એક નોંધ નાનાભાઈએ મનથી સ્વીકારી લીધી હતી કે હવેલી આટલી વ્યવસ્થિત અને સ્વચ્છ એમણે અગાઉ જોઈ ન હતી. ભાભી-મામા એ ચીવટ નહોતી એમ નહિ પણ ઉમર વધતાં એ કામને પહોંચી વળતા ન હતા અને ગામડાના નોકરો શહેર જેટલી સ્વચ્છતા અને વ્યવસ્થા રાખી શકતા ન હતા

મનોરમા નોકર પાસે કામ લેતી હતી અને જે ખામી રહેતે એ પોતે સુધારી લેતી હતી. ગામડામાં મોટામા મોટી હેરાનગતિ

પડી નથી.'

નરસિંહભાઈને અકારણ ચેલેન્જ ફેંકતા અને સમતોલપણું ગુમાવી બેઠેલા જોતાં નાનાભાઈ વિસ્મયમાં પડી ગયા. ઘડીભર એમને ય દ્વિધા જન્મી કે નરસિંહભાઈનો જો એમાં મુદ્દલ હાથ ન હોય તો એમને આમ મારી સમક્ષ ખિજાઈ ઊઠવાનું કારણ શું ?

બાર દીકરો ઉપાડી લે તેમ ઇચ્છે છે, તેમ નાથા મુનીમ ઝખતા હતા કે હવેલીનો વહીવટ પોતાને માથેથી ઓછો થવો જોઈએ. દાજીસાહેબે એ પ્રયત્ન કરી જોયો હતો. એક જુવાનિયાને એમની હાથ-લાકડી તરીકે ગણ્યો હતો. પરન્તુ પેલો મહિનામાં ભાગી ગયો હતો. નાથા મુનીમ એને ગોકળ માનતા હોય તેમ દાતિયા કરતા હતા અને કંઈ કામ સોંપતા ન હતા. એ જાતે કંઈ કરી લે તો એમાં એ ખૂંધગ કાઢતા હતા. આથી ભાભીમાએ મનોરમાનો ઉત્સાહ જોઈ અનાજના પાકની વ્યવસ્થા એને સોંપી હતી. એ કારણે એના તરફ નાથા મુનીમ ઘરમાં કોઈ વર્ચસ્વ ધરાવતો નવો નોકર આવ્યો હોય તેમ કતરાતી આંખે જોતા હતા. અને એ પડયો ઘેર શેઠાણી આગળ એ પાડતા પણ હતા.

'ભૂખે મરી જવું સારું, પણ પેટ ભરવા સગાને ઘેર રહેવું તે ખોટું.'

પૂર્વાપર સંબંધ વિનાની વાત ન સમજાયાથી ગંગા શેઠાણી પૂછતા: 'કોની વાત કરો છો?'

'આ ભાણુભાઈની વહુ.. ...'

વાતને ત્યાં કાપી નાખતા શેઠાણી બોલી ઉઠતાં: 'મોટા લોકની વાત આપણે કરીને શું કામ છે?'

'પણ હું બહાર ઓછી કરું છું? આ તો તારી આગળ જ.'

પોતાનું અહમ્ સંતોષાતાં શેઠાણીએ પૂછ્યું : 'શું છે?'

'જાણે ઘરની વહુ હોય તેમ એ કેડે ચાવીઓનો ઝૂડો લઈને ફરે છે એને એ ભાન નથી કે એ હકવાળી બાર વર્ષની અમદાવાદમાં બેઠી છે. ભર્યા ઘરની અને ખાલી ઘરની વહુમાં ફેર પણ પડયા વગર રહેતો નથી. શાન્તાગૌરીએ કોઈ વખત ઘરમાં શું ચાલે છે તેમાં માથું માર્યું નથી અને આને કંઈ લેવાદેવા નહિ

ધૂળની છે. એનો કોઈ ઉપાય પણ નથી. નાનાભાઈએ જોયું કે મનોરમા બારણાં બંધ રાખવાનું કામ ચૂકતી ન હતી. મેડી ઉપરની બેડ-રૂમો ખુલ્લી રહે તો કેટલી ય ધૂળ ભરાઈ જાય છતાં એ અર્ધો દહાડો તો નકામી ખુલ્લી રહેતી. નાનાભાઈએ નોકરને ટોકયો પણ હશે પરન્તુ એને તો એક જ ગણતરી કે બારી ઉઘાડી છે તેથી કયાં ચોર પેસી જવાનો હતો! ધૂળ પોતે સાફ કરશે એટલે જતી રહેશે. બેડ-રૂમો જ શું કામ, જે દીવાનખાનું કાયમ ખુલ્લું રહેતું હતું તે પણ દાજીસાહેબ હવેલીમાંથી પગ બહાર મૂકે કે મનોરમાં બંધ કરી દેતી હતી. અને ફકત બારીબારણાં બંધ કરતી હતી એટલું જ નહિ પણ પ્રથમ એ ગોઠવણ અવ્યવસ્થિત થઈ ગઈ હોય તો સરખી કરીને ઝાડુ મારવાની જરૂર લાગે તો જાતે એ કરી લેતી હતી. ચાના પ્યાલા ચા પીવાઈ ગઈ કે તરત નોકર ઉપાડી લેતો હતો તેની પાછળ પણ મનોરમાની નજર હતી.

ભાભીમાની કેડે ચાવીઓના ઝૂડાનો આંકડો લટકેલો રહેતો હતો તે મનોરમાની કેડે પહોંચી ગયો હતો. ખેડૂત કોઈ પાક લઈને આવતો તો કયાં તેને નાંખવો તે સાટે એ મનોરમાને પૂછતો. મનોરમા એ અંગે જાતે નિર્ણય લેતી એવું પણ ન હતું, ભાભીમાને પૂછીને એમની સૂચના પ્રમાણે એનો અમલ કરતી. આ અંગે કોઈને પેટમાં દુઃખતું હોય તો નાથા મુનીમને. ખેડૂતો સાથે સીધું પાનું પાડવાનું કામ એ પોતાનું માનતા હતા અને એ રીતે જ એ જ ગોઠવણ કરતા હતા. એથી એ વારેવારે ફરિયાદ કરતા હતા કે પોતાની હવે ઉમર થઈ એટલે પહેલાં જેટલું કામ થતું ન હતું. નાથા મુનીમને ઘેર જવું તો પોષાય તેમ ન હતું. નાની સરખી જે હાટડી ચાલતી હતી તે પણ છેલ્લાં પાંચસાત વર્ષમાં લગભગ બંધ થઈ ગઈ હતી. પરન્તુ ઘરનો વડીલ જેમ ઉમર થતાં પોતાનો

મુશ્કેલી ઊભી થાય.'

'મને શિખામણ આપો છો પણ મેં જ તમને કહ્યું હતું કે મોટા લોકની વાત કરીને શું કામ છે?'

'ભગવાને જે ખોટ ન પૂરી તે ભાભીમાએ પૂરવા ધારી હોય તેમ તને નથી લાગતું?'

'દત્તક લઈને?'

'ધીમેથી બોલ.'

શેઠાણી વિચારમાં પડી ગયા હોય તેમ થોડી વારે બોલ્યાં: 'એવું થાય તો ભારે થઈ કહેવાય. નાનાભાઈને અર્ધી મિલકત ગુમાવવી પડે.'

'મિલકતને રડે તેવા નાનાભાઈ નથી. પરન્તુ બને ભાઈઓ વચ્ચેના હેતને આંચ આવી જ ગણાય નાનાભાઈનો દીકરો એમનો નથી જ એમ માન્યું ગણાય ને?'

'આગળીથી નખ વેગળા તે વેગળા એમાં નવું શું છે? નાનાભાઈને જો એક કરતાં વધુ દીકરા હોત તો ભત્રીજાને દત્તક લેત, પરન્તુ ભગવાને છ દીકરીઓ પછી દીકરો આપ્યો તે ય વળી એક જ.'

'ભગવાનનો એમાં દોષ નથી.'

'ત્યારે?'

'શહેરના લોક હવે વધારે બાળક થવા દેતા નથી.'

શેઠાણીને કાને કુટુંબનિયોજનની વાત ઊડતી આવી હતી એટલે સમજી જતાં એ બોલી ઊઠ્યા: 'એક આંખ જેમ આંખમાં ન કહેવાય તેમ એક દીકરો તે દીકરામાં ન ગણાય. કંઈ થયું તો પછી હાથ ઘસવાના. આદમી ન સમજે પણ બૈરાં માણસે સમજવું જોઈએ બીજો દીકરો હોત તો એને દત્તક આપી શકાત.'

છતાં દરેક વાતમાં આગલે હડે. ખાનદાન ઘરની વાત જ જુદી છે: ભાણાભાઈની માટી આમાંની છે એટલે એ કંઈ માથું મારવાના નહિ.'

એમાં સંમત ન થતાં ગંગા શેઠાણી બોલ્યાં: 'ભાણાભાઈ ગમે તેટલા ખાનદાન ઘરના હોય પણ એમાં દહાડો શું વળ્યો? એમનામાં વળી છત હોત તો વહુને પારકે ઘેર આવી વેઠ શું કરવા કરવી પડે?'

શેઠાણીની વહેલમાં બેસી જતાં નાથા મુનીમે કહ્યું: 'તારું કહેવું સાચું છે. ભાણાભાઈમાં છત તો નથી દેખાતી.'

શેઠાણી: 'હોત તો એ છાની જ ન રહે. વહુમાં છે એટલે ભાભીમાના મોંનું માન આટલા દહાડામાં થઈ પડી છે. ભાભીમા એને પૂછીને પાણી પીએ છે. છે પણ એવી રૂપાળી કે જાણે એનું મોં જોઈને ભૂખ્યાં ને તરસ્યાં બેસી રહીએ! એના આવ્યા પછી હું જ્યારે જ્યારે હવેલીએ જાઉં છું ત્યારે મને ઓછું આવી જાય છે. ભગવાનને ઘેર શી ખોટ હતી કે ભાભીમાને એનાથી બાકાત રાખ્યાં! આજે એમને દીકરો હોત તો એણે ઘરનો ભાર ઉપાડી લીધો હોત. આજ વહુ ઘરમાં આવી હોત તો હવેલી કેવી શોભી ઊઠત!'

નાથા મુનીમે આંગળી વતી ઇશારો કરી શેઠાણીને નજીક બોલાવ્યાં અને ધીમેથી કહ્યું: 'તારા મનમાં એ મારા મનમાં. મનોરમાગૌરી હવેલીની વહુ હોય તેમ વર્તે છે તે કંઈ ભેદ તો નહિ હોય?'

'કેવો?'

'રાયણની ખોટ ટોકડીઓમાં ભાંગવા જેવો.'

'સમજ પડે એમ તો બોલો.'

'મોટા લોકની વાત છે. બૈરાના પેટમાં વાત ન રહે તો

ઉપર છૂટીને આવ્યા હતા. કોઈ એવો ઉદ્વેગ હવેલીમા ન હતો કે ભાભીમાને નિરાતે વાત કરવાની સ્વસ્થતા ન હોય.

આટલા દિવસનું લાબુ મૌન નાથા મુનીમથી ન સહેવાયું હોય તેમ એક દિવસ લાગ જોઈને એમણે તોડયુ : 'નાનાભાઈ, મોટા લોકની વાતમા મારે માથુ ન મારવું જોઈએ તે હું સમજુ છું પણ...'

વચ્ચે બોલતા નાનાભાઈએ કહ્યુ : 'તમને એ અધિકાર નથી એવુ વર્તન મારું ક્યારે ય તમે જોયુ છે ખરું? અમારા કામમાં તમે માથુ ન મારો તો અમારુ ગાડુ ચાલે શી રીતે?'

'ગાડું ચલાવવાનું કામ મારુ એ ખરુ, પણ આ તો એરોપ્લેનનો જમાનો આવ્યો. એમા બેસવાનું મારુ ગજુ નહિ, તો ચલાવવાનુ હોય જ ક્યાથી? ઘરડા માણસોનો જીવ છે એટલે ભૂલચૂક થાય તો માફ કરજો અને વાત મનમા દાટી દેજો'

'એવું તમારે કહેવાનું જ ન હોય.'

નાથા મુનીમે અનુમાનને બદલે વાસ્તવિકતા હોય તેમ કહી નાખ્યું : 'ભાણાભાઈને ભાભીમા દત્તક લેવાના છે તેમ સાભળ્યું છે તે સાચુ છે?'

ગભીરતા ધારણ કરતા નાનાભાઈએ પૂછ્યું : 'તમને કોણે કહ્યું?'

'ગામમા વાત ગધાય છે.'

'હું કંઈ જાણતો નથી.'

'સાચું હોય તો ભાભીમા આ સારું કરતાં નથી.'

'એવું હોય તો ભાભીમા મને વાત કર્યા વિના ન રહે.'

'કહેતા એમની જીભ ઊપડતી ન હોય અને અંદરખાનેથી વાત આગળ વધે તે પહેલા તમારે ખાતરી કરી લેવી જોઈએ.'

'આ તો સારું અનુમાન છે.

'ચેતતા નર સદા સુખી. તમે નાનાભાઈને કાને વાત તો નાખજો.'

'મને શિખામણ આપી તો આપી પણ આ વાત કોઈને કરતી નહિ. મોટા લોકની વાતમાં આપણે પડીને શું કામ છે?'

પરન્તુ નાથા મુનીમથી એ સ્થિતિ સહી જાય તેમ ન હતી. મનોરમાનું વર્તન એમની શંકાને વધુ ને વધુ દૃઢ કરતું હતું. નાનાભાઈએ એ બધું પ્રત્યક્ષ જોયું હતું એટલું જ નહિ પણ મનોરમાએ ભાભીમાના અંતરને જીતી લીધું હોય તેવી નીકટતા પણ એ જોઈ શકયા હતા. બધાં એને મનોરમાગૌરી કહીને સંબોધતાં હતાં ત્યારે ભાભીમા એમની લાડકી દીકરી હોય તેમ 'મનુ' કહીને બોલાવતાં હતાં. પહેલી વખતે એ સંબોધન એમણે સાંભળ્યું ત્યારે એમને સમજ ન પડી કે એ કોને બોલાવે છે. બીજો પ્રસંગ હોત તો એમણે ભાભીમાને પૂછ્યું હોત કે નવું નામ પાડવાની તમારે કેમ જરૂર પડી? પરન્તુ એ છૂપી નજરે નિરીક્ષણ કરી રહ્યા હતા એટલે ચૂપ રહ્યા હતા.

નાનાભાઈએ બીજો પલ્ટો ભાભીમામાં એ જોયો હતો કે પોતે જ્યારે આવતા ત્યારે બહાર ગામથી દીકરો આવ્યો હોય અને મા એની સાથે જે ઊલટથી વાત કરે તેમ એ દર વખત કરતાં હતાં. બન્ને એકલાં બેસીને નિરાંતે વાતો ન કરે ત્યાં સુધી ભાભીમાને સંતોષ થતો ન હતો. આ વખતે વીસ દિવસ વીતી ગયા પણ ભાભીમા નાનાભાઈથી દૂર રહેતાં હોય તેમ એમને લાગતું હતું. શરૂઆતમાં ખૂનના બનાવને લીધે ધમાલ હતી, પરંતુ રણજીતભાઈ છૂટીને આવ્યા પછી એવી ધમાલ રહી ન હતી. જેમના ઉપર પોલીસે ખૂનનો આરોપ મૂકીને ફરિયાદ દાખલ કરી હતી તે પણ જામીન

નરસિંહભાઈની અંતરથી વકીલ તરીકે ઊભા રહેવાની ઇચ્છા હતી, પરંતુ ગામનું ખાનગી વાતાવરણ જોતા એમણે એથી દૂર રહેવામા મુત્સદ્દીગીરી માની હતી. મકનની વહુની સાક્ષી નજરે જોનાર તરીકેની હતી એથી કેસ ભારે થઈ જાય અને કોર્ટને મોટી સજા થાય તો વકીલ તરીકે પોતાની ગામમા પ્રતિષ્ઠા જાય. એમ પણ આક્ષેપ થાય કે જાણીને બરાબર લડ્યા નહિ એટલે આવુ થયું. મકનની વહુની સાક્ષી તૂટી જાય તો કેસ ઊડી જાય તેવો હતો. એને સમજાવી શકાશે એમ શરૂઆતમા ગણતરી હતી તે જ મુશ્કેલ બન્યું હતું. કોમવાદે એનો ભાગ ભજવવા માંડ્યો હતો. નાતવાળાએ ભેગા થઈ નક્કી કર્યું હતું કે એની વહુએ મજબૂત સાક્ષી પૂરવી. મકન જેવો ગુંડો જો પાટીદાર હોત તો શુ એ લોકોએ એને મારી નાખ્યો હોત? હલકું લોહી હવાલદારનું એટલે એ બાઝ્યો હતો માટે એમણે મારી નાખ્યો. એ ગુનો કરતો હતો તો પછી પોલીસ-કેસ શું કામ ન કર્યો? બિગદર ખેડૂત મંડળ પણ વચ્ચે આવ્યું હતુ અને એમણે આ ખૂનને વખોડી કાઢતો ઠરાવ કર્યો. જ્ઞાતિ મંડળને પણ ઠરાવ કરવાની પ્રેરણા આપી

આથી કેસ ધારવા કરતા ગંભીર બન્યો હતો. નાનાભાઈ એ પણ જાણતા હતા કે પોતે એકલા એનો ભાગ લઈને ફરે તે પણ સારું ન હતું. કોર્ટના કામોમા જશ મળે એવુ દરેક વખત બનતું ન હતું. વળી નરસિંહભાઈની લાગવગ રહી એટલે એ કંઈ ન કરે તોપણ એમની હાજરી હોય તે ય એ આંખની શરમની ગરજ સારે. આથી રણજીભાઈને નહોતું પસંદ છતાં એમણે આમા નરસિંહભાઈની સલાહ અને મદદ લેવાનું ચાલુ રાખ્યું હતું. વળી નરસિંહભાઈને એમના પ્રત્યે સદ્ભાવ હતો એટલે એ જ સલાહ પૂછતા તેમા રસ લેતા હતા. પરતુ આ કેસમા રસ લેવાના પોતાન

નાનાભાઈ વાત ગળી ગયા. પરંતુ શાંતાગૌરીને મળેલી વાતમાં ધાર્યા કરતાં વધુ તથ્ય હતું તેમ એમને લાગવા માંડયું હતું. દાજી-સાહેબના વર્તનમાં કંઈ તફાવત જોવા મળતો ન હતો. ગામમાં વાત ગંધાતી હોય અને એ ગંધ એમનું નાક ન ઝીલી શકે તેમ ભાગ્યે જ બને. ભાભીસાનો પાસો પોબાર ન પડે માટે વગર બોલ્યે દાજી-સાહેબ શેતરંજ રમતા હશે? હું વકીલાત છોડી ઘેર રહી ખેતી સંભાળું તે કહેણ જાત્રા નિમિત્તે મોકલવા પાછળ એ જ હેતુ હશે કે બીજો? ગમે તે હેતુ હોય પણ નાનાભાઈને માટે હમણાં ખૂનના આરોપસર જે માણસો પકડાયા હતા તેમનો બચાવ કરવાનું કામ અગત્યનું હતું. એમની વકીલાત ફોજદારી કાસની ન હતી એટલે એ પોતે ઊભા રહીને વકીલ તરીકે લડે તેમ ન હતું. પરંતુ એ ગામમાં હોય અને ફોજદારી વકીલને એ કેસ સમજાવે અને મુદતે હાજર રહે તેથી લોકોને મોટી હૂંફ રહેતી હતી. જામીન ઉપર છોડાવવાનું કામ એમણે જ કર્યું હતું.

નરસિંહભાઈની વકીલાત ફોજદારી ક્ષેત્રની હતી. એ કેસમાં ઊભા રહે તો વાંધો આવે તેમ ન હતો. પરંતુ ગામમાં એવી હવા ઊભી થઈ હતી કે એમના કહેવાથી પોલીસે અમુકને પકડયા હતા એટલે એમને એમાં રોકવાની તૈયારી ખાસ કોઈની ન હતી. એક લાલચ હતી કે એ ઊભા રહે તો ફી આપવી ન પડે, પરંતુ રણ-જીતભાઈએ એ બીક ન રાખવા આરોપીઓને નિર્ભય બનાવ્યા હતા. આ કામ ગામનું હતું અને તેથી જે ખર્ચ થાય એ ગામે ભોગવવું જોઈએ. સુપ્રીમ સુધી અપીલ કરીને લાખ રૂપિયા થશે તોપણ ગામ લડી લેશે. જોકે એ કહેતી વખતે એમણે ગામને પૂછ્યું ન હતું. પરંતુ એમાં પૂછવાની જરૂર નહિ તેમ એ માનીને ચાલતા હતા.

અહી રહેશે એટલે એ મહત્ત્વાકાક્ષા હુ પ્રદીપ્ત કરી આપીશ. અમદાવાદમા એ છે એટલે ખરી રીતે નરસિંહભાઈ કરતા એમને મોટી તક છે. એ જિલ્લાના કાર્યકર થઈને કરે છે તો નાનાભાઈ આખા પ્રદેશના થઈને કરી શકે. વકીલાત કરીને શું કામ છે? આખો વખત એમા ન આપે? આજે નિઃસ્વાર્થ કામ કરનારા કયા છે? એટલે આગળ આવવાની તક પહેલા કરતા વધુ છે'

દાજીસાહેબનો નકશો બીજો જ હતો, પરતુ એ બોલવાની જરૂર ન હોય તેમ એ બોલ્યા. 'જાત્રા કરવા હું જાઉ તેમા અજુગતું તો નહિ ગણાય ને?'

રણજીતભાઈ: 'નાનાભાઈ પોતાના ઉપર આરોપ આવ્યો હોય અને જેટલી બચાવ માટે ચિંતા કરે તેટલી આમા કરે છે, પછી તમે જાઓ તેમાં અજુગતું કોઈ માને તો મૂરખ જ ગણાય'

આમ જાત્રાએ જવાનુ પ્રોત્સાહન આપવાનુ કારણ રણજીતભાઈનું જુદુ હતુ. એ જવાનુ ગોઠવ્યુ હતુ દાજીસાહેબે પોતે. નાનાભાઈને એ નિમિત્તે ઘેર બોલાવી હવેલીના વહીવટમા પલોટવાં રણજીતભાઈએ એની તક ઝડપી લીધી હતી ભાભીમાની ઇચ્છાઅગ લાવવા માટે. જાત્રાનું વાતાવરણ જ ભક્તિ પ્રધાન અને લાગણીનીલ હોય છે. પ્રયાગ-અલ્હાબાદ પિતૃતર્પણનુ ધામ છે દાજીસાહેબને કોઈ પિતૃતર્પણ બાકી ન હતું. પરંતુ એ લાગણી જગાડીને ભાભીમાએ ભાવિના તર્પણની વાત છેડવી અને દેવે રાખ્યામા દત્તક લેવાની વાત કહી તેમ વાત મૂકવી. કોને દત્તક લેવો એ વાત અધ્યાહાર રાખવી

ભાભીમાને નાનાભાઈ તરફ એટલું વાત્સલ્ય હતું કે એમને દત્તક લેવાનો વિચાર આવ્યો ન હતો ભાણાભાઈ તરફ વાત્સલ્ય વહેવા માડયુ ત્યારે થોડી મિલકત બક્ષીસ આપવાનો વિચાર ફુ-

ફરજ હતી તેમ એ સ્વતંત્ર રીતે ઉત્સાહ બતાવતા ન હતા, તે પણ નાનાભાઈની નજર બહાર ન હતું. વળી બીજો ફેરફાર નાનાભાઈને એ જોવા મળતો હતો કે એ પહેલાંની માફક હવેલીએ આવતા ન હતા. આખા એક મહિનાની અંદર ફક્ત એક વખત એ અમદાવાદથી આવ્યા ત્યારે મળવા નિમિત્ત આવ્યા હતા. પછી જ્યારે જરૂર પડે ત્યારે નાનાભાઈ એમની પાસે જતા હતા. રણજીતભાઈ અને દાજીસાહેબને આ સ્થિતિ પસંદ ન હતી. બન્નેને અંદર અંદર વાત પણ થતી. પરંતુ નાનાભાઈને એકે યે હજુ ટોકયા ન હતા. નરસિંહભાઈ પ્રત્યે એમને જે સદ્‌ભાવ હતો તે આ વર્તનથી જ ઓછો થશે તેમ માની એ ચૂપ રહ્યા હતા. પરંતુ એક વસ્તુ બંનેને સમજાઈ ગઈ હતી કે ગામમાં પોતાની ચાલી આવતી પ્રતિષ્ઠા ટકાવી રાખવી હશે તો જાહેરજીવનમાં પડ્યા વિના ચાલશે નહિ. અને જો એમાં નહિ પડે તો નરસિંહભાઈ જેવા એ પ્રાપ્ત કરતાં પોતાનો તેજોવધ કરવામાં પાછા નહિ પડે. નરસિંહભાઈ છેલ્લા એક માસથી ગામમાં આવો ગંભીર બનાવ બની ગયા છતાં હવેલીએ પગ નહોતા મૂકતા એ શું બતાવે છે? નાનાભાઈને એમાં કંઈ લાગતું ન હોય, પણ એમને નરસિંહભાઈને ઘેર જતા જોઈને લોકો ઉપર શી અસર પડતી હશે? નરસિંહભાઈ જ મારે તો ય અને ઉગારે તો ય. એને શરણે જાય તે જીતે.

દાજીસાહેબ અફસોસ કરતાં બોલ્યા હતા: 'હું જમાનો ઓળખી ગયો હતો. નાનાભાઈને વકીલ કર્યા હતા તે ય આ ગણતરીએ કે નવા જમાનામાં આપણી આગેવાનીને આંચ ન આવે. પરંતુ એ દરબાર માણસ શહેરમાં જઈ મહત્ત્વાકાંક્ષા પ્રદીપ્ત રાખી શક્યા નહિ.'

રણજીતભાઈ: 'તમે જાત્રાએ જઈને આવશો ત્યાં સુધી એ

એટલે જ હું તમને જાત્રાએ જવા દઉં છું, નહિ તો ઉનાળાની લાંબી રજાઓ વિના બીજો સમય અનુકૂળ ન પડત એ વખતે જ શાન્તાગૌરી અહીં આવી શકે. પણ મહિનાથી હું જોઉં છું કે ખુદ શાન્તાગૌરીને કાનની બૂટ પકડવી પડે કે મનુ જેટલો ભાર માગથી ના ઉપાડાય.'

ભાભીમા હરખાઈ જતા બોલ્યા: 'મનુ ના હોત તો હું ય એમ હવેલી સૂની મૂકીને ઓછી જાઉં? આટલી નાજુક અને નાની વહુ આટલો ભાર ઉપાડી શકે તેમ કોઈને કહીએ તો માન્યામા પણ ન આવે.'

નાનાભાઈએ ટીખળ કરતા કહ્યુ : 'મેં શાન્તાગૌરીને ક્યારનુ ય લખી દીધું છે કે મનુ અહીં છે એટલે મારી દયા ખાવાની તમારે કંઈ જરૂર નથી.'

'સાચું કહો છો?'

'તમારા આગળ ખોટું બોલુ? મનુ અહીં છે ત્યા સુધી તમે જાત્રાએ જઈ આવવાનુ ગોઠવ્યું તે ઉત્તમ છે.'

ભાભીમા વિચારમા ગરકાવ થઈ ગયા હોય તેમ ગભીર બની ગયાં. એમની વહારે ધાતા થોડી વાર પછી નાનાભાઈ બોલ્યા: 'મનુ યાદ આવી? બોલાવુ એને?'

હાથ વતી નાનો ઈશારો કરતા ભાભીમા નીચું જોઈ બોલ્યા: 'મનુ કાયમ અહીં રહે તો તમને ગમે?'

'તમારા મોમા ગોળ ભાભીમા. મને શુ કામ ન ગમે? હવેલીમા ક્યારે ય અન્ન ખૂટ્યું નથી કે કોઈને જાકારો દેવો પડે. પરંતુ ભાણાભાઈને નોકરી-ધંધો રહ્યો એટલે એ જાય એટલે વહુ પણ જાય એ સ્વાભાવિક છે'

ભાભીમા હિંમત આવતા આગળ વધ્યાં: 'ભાણાભાઈ તબિ-

ભર્યો. પણ રણજીતભાઈએ દત્તકનું આકર્ષણ એવું જગાડયું કે એ પ્રવાહમાં અજાણ્યે ઘસડાવા માંડયાં હતાં. જાત્રાએ જવાનો એમને ઉમંગ હતો તેમાં રણજીતભાઈએ નવો હેતુ પરોવી આપ્યો એટલે એમના ભોળા હૃદયે એમ જ માનવા માંડયું કે પ્રભુનો એ સંકેત નહિ હોય તેની કોને ખબર ? કેટલા ય વખતથી પોતે જાત્રાએ જવાની વાત દાજીસાહેબને કરતાં હતાં છતાં એ કાને ધરતા ન હતા અને ઓચિંતાની એમને એ પ્રેરણા કયાંથી થઈ? એની પાછળ પ્રભુનો કોઈ સંકેત હોવો જોઈએ!

આમ ભાભીમા જાત્રાએ જવાના ઉત્સાહમાં હતાં, તેમ નાનાભાઈના ગુનેગાર હોય તેમ દુઃખી પણ હતાં. પોતે જાત્રાએ જાય ત્યાં સુધી નાનાભાઈને કંઈ વાત ન કરે તો એમનો દ્રોહ કર્યો ગણાય. ભલે દત્તકની વાત ન કરે, બક્ષીસની વાત ન કરે, પરંતુ ભાણાભાઈને અને વહુને પોતે અહીં રાખવા માગતાં હતાં, તેટલું તો કહેવું જોઈએ. એ આવ્યા પછી કંઈ પૂછશે તેમ માન્યું હતું, પરંતુ એમણે વાત જ કાઢી ન હતી. દર વખતની માફક નાનાભાઈ સાથે બેસીને નિરાંતે વાત કરી ન હતી તે એમની ધ્યાન બહાર ન હતું. એ તક ઝડપી લેતાં ભાભીમાએ કહ્યું: 'આ વખતે તો આપણે નિરાંતે બેઠાં પણ નથી.'

ભાભીમાના માનસને પોતે ઓળખી ગયા હતા એમ ન લાગે માટે નાનાભાઈએ સામેથી બચાવ કરતાં કહ્યું: 'આ વખતે એવી શાંતિ પણ કયાં હતી? મકન એના પાપે મર્યો અને બીજાને હેરાન કરતો ગયો.'

ભાભીમા: 'મને જે હોય તે કહે છે, નાનાભાઈ આ વખતે અહીં હાજર ન હોત તો પકડાયેલા વધારે હેરાન થાત.'

એ વાતને ગળી જતાં નાનાભાઈએ કહ્યું: 'મનુ અહીં છે

## પ્રકરણ સોળમું

## ઈર્ષાની આગ

ભાભીમા જાત્રાએ વિદાય થયા ત્યારે મનોરમાએ ઉત્સાહપૂર્વક એમને વિદાય આપી હતી અને હવેલીની ચિંતા ન કરવાની ખાતરી આપી હતી. પરંતુ એમની ગેરહાજરીમા એને એકલવાયાપણું સાલવા માડયું. નાનાભાઈ તરફથી એ દુઃખ સાલે તેવું કોઈ વર્તન થયું ન હતું, પરંતુ ભાણાભાઈ નિષ્ક્રિય બની બેસી રહેતા હતા, તે એને સાલ્યા કરતું હતું. પોતે હવેલીનું ગમે તેટલું કામ ઉપાડી લે, પરંતુ જેને આધારે એ અહીં આવી હતી તે ધણીને કોઈ કામકાજ ન હોય તો એ કેવું બેહૂદું લાગે તે ભાણાભાઈને મુદ્દલ દેખાતું ન હતું.

મનોરમા એ અંગે એમને ટોકતી ત્યારે એ ચિડાઈને જવાબ આપતા: 'મને અહીં કામ દેખાય તો કરું ને?'

'કામ ન દેખાતું હોય તો તમારે ઊભું કરવું જોઈએ નાથા મુનીમ હવે ઘરડા થયા છે અને એ કામ કરી શકતા નથી. નામું લખવાનું તમે હાથમાં લ્યો તો ય દેખાય કે તમે કંઈ કામ કરો છો.'

'નામું મે ક્યારે ય લખ્યું છે કે મને આવડે?'

'મુંબઈ ઓફિસમાં તમે ત્યારે શું કરતા હતા?'

મનોરમાને ખબર હતી કે જે કામ સોંપે તેમા એ ભગરડા વાળતા હતા. એ કામ ફરી કરવું પડે એ ગણતરીએ કોઈ કામ

યત માટે અહીં નથી આવ્યા.'

'મને તો એવી ખબર છે.'

'કારણ કોઈને કહેવાય તેવું નથી. ખુદ દાજીસાહેબને પણ મેં વાત કરી નથી.'

'એવું તે શું દુઃખ છે?'

'ભાણાભાઈ પણ જાણતા નથી.'

'આ તો ભારે કહેવાય.'

'મનુ રૂપાળી અને કામગરી છે એટલી જ ખાનદાન છે. એણે ઘરની લાજ ન જાય માટે મને જ ખાનગીમાં કહ્યું છે કે એ પોતે મુંબઈ જવા માગતી નથી.' અને ભાભીમાએ સુમીબહેનના મોટા દીકરા સન્મુખે એના ઉપર કેવી રીતે નજર બગાડી હતી તે હકીકત કહી બતાવી. એને અહીં રહેવાનું પોતે અભયવચન આપ્યું હતું તે ય જણાવ્યું.

નાનાભાઈને ભાભીમા કંઈ બનાવટ કરે તેમ મુદ્દલ શંકા ન હતી. પરંતુ એ ભોળાં વત્સલ બહેનને સુમીબહેને પૂરેપૂરાં શીશામાં ઉતારવા ધાર્યાં હતાં તેની પ્રતીતિ નાનાભાઈને થઈ ગઈ. ભાભીમા વાત્સલ્યમાં તણાઈને ડૂબતાંને તારવા કૂદી પડે તે માટે સન્મુખની કુદૃષ્ટિનો પ્રસંગ કલ્પિત રીતે ઊભો કરવામાં આવ્યો હતો તેમ નાનાભાઈના વકીલી મગજને ઠસી ગયું. મનોરમાની એ બુદ્ધિ ન હતી. સુમીબહેને જ એને શીખવીને મોકલી હતી અને એણે આબાદ પાઠ ભજવ્યો હતો. ભાભીમા બિચારાં એમ માનતાં હતાં કે સુમીબહેન એમાંનું કંઈ જાણતાં ન હતાં, જ્યારે વાસ્તવમાં એમની જાળમાં ખુદ ભાભીમા સપડાયાં હતાં. નાનાભાઈ અત્યારે એનો સ્ફોટ કરી શકે તેમ ન હતા એટલે મૌન રહ્યા.

વધારે પગાર આપવાની વાત કરે છે ત્યારે એ લેવાની ચોખ્ખી ના પાડે છે ..'

વચ્ચે ભાણાભાઈ બોલી ઊઠ્યા: 'અકર્મીના પડિયા કાણા કહ્યા છે તે આનું નામ.'

'એ શું કહે છે તે તો સાંભળો. મોટી અવસ્થાને લીધે પહેલા જેવું કામ થતું નથી એટલે ઓછો પગાર લેવો જોઈએ, તેને બદલે વધારે પગાર લઉં એ ક્યાંનો ન્યાય? મારે તો આખા ગામની ભૂખ હોય માટે હરામનું કંઈ ન લેવાય.'

ભાણાભાઈ: 'હું તો એને પહેલા નંબરનો મૂરખો કહું!'

મનોરમાના મનમા પડઘો પડ્યો: 'પહેલા નંબરના મૂરખ ખરી રીતે તો તમે છો!' પરંતુ એ ભાવ બહાર વ્યક્ત કર્યા વિના એ બોલી: 'ભાભીમા એમની કદર કરી શેઠાણીને છાની રકમ આપે છે. એમને એક જ સંતોષ છે કે મુનીમે વહીવટ પોતાના હાથમાં હોવા છતાં આડા હાથે એક પાઈ પણ ખિસ્સામા મૂકી ન હતી. નાથા મુનીમ હવે બેપાંચ વરસના મહેમાન ગણાય. તેમની જરૂર ન પડે તેમ તમારે કામ ઉપાડી લેવું જોઈએ'

ભાણાભાઈએ તુચ્છકાર બતાવતા કહ્યું: 'નાથા મુનીમના કામને તે કંઈ કામ કહેવાતું હશે? નામું તો ખાસ લખવાનું હોતું નથી. બાકી મોટો ભાગ ખેડૂતો જોડે માથાકૂટ અને ખેતીની ભાંજગડ– તમાકુમા ખાતર મૂક્યું કે નહિ, પાણી પાયું કે નહિ, પીલા કાઢ્યા કે નહિ. આને તે કંઈ કામ કહેવાતું હશે?'

મનોરમા ગુસ્સે થતાં બોલી: 'નાનું કામ ગમતું નથી અને મોટું આવડતું નથી, એ બન્ને શી રીતે બને?'

રોફ કરતાં ભાણાભાઈ બોલ્યા: 'કોણે કહ્યું કે મોટું કામ આવડતું નથી?'

સોંપવા તૈયારી બતાવતું ન હતું. છેવટ ગોડાઉન ઉપર માલ આવે અને બહાર જાય તેની નોંધ રાખવાનું કામ સોંપ્યું હતું. ભાણાભાઈએ શરૂઆતમાં તે સ્વીકારી લીધું હતું. પરંતુ પાછળથી બબડાટ શરૂ કર્યો હતો અને પોતે એવું ચોકીદારનું કામ કરવા તૈયાર નથી તેમ એમણે બળભદ્રદાસને ગુસ્સામાં આવીને કહી નાખ્યું હતું. ધંધાની બાબતમાં બળભદ્રદાસ સહેજે શરમ રાખે તેવા ન હતા. એટલે એમણે કહી દીધું હતું—તમે બીજે સારી નોકરી શોધી શકો છો! સુમીબહેનને પણ એમણે જણાવી દીધું હતું કે એ કોઈપણ જગ્યાએ નોકરીમાં મહિનો પૂરો કરે તો કહેવું!

છેલ્લા ઉપાય તરીકે સુમીબહેને એમને અહીં વિદાય કર્યા હતા. હવેલીમાં કંઈ કામ કરવાનું ન હતું. કેવળ દાજીસાહેબની પાસે રહી એમની મોટાઈમાં અભિવૃદ્ધિ કરવાની હતી તેમ ભાણાભાઈએ અહીં આવતાં માની લીધું હતું.

મનોરમાએ માર્ગ ચીંધતાં કહ્યું: 'કોઈ કામ ન બતાવે તો પણ આપણે જાતે કામ શીખી લેવું જોઈએ. નાથા મુનીમ હિસાબ લખતા હોય ત્યારે પાસે બેસીને સમજી લ્યો તો એમાં શું ના આવડે તેવું છે? હું નામું લખવાની વાત કરું તે શોભે નહિ, બાકી મહિનામાં મારે નાથા મુનીમની જરૂર ન રહે.'

ભાણાભાઈએ મુનીમ પ્રત્યેની ખીજ ઉતારતાં કહ્યું: 'મને એનું મોઢું જોવું ગમતું નથી. જ્યારે હોય ત્યારે બસ બબડાટ કરતો હોય છે. હવેલીમાં વપરાય છે દાજીસાહેબનું અને એના બાપનું જાણે લૂંટાતું હોય તેમ મોં વીંઝતો ફરતો હોય છે. મારું ચાલે તો હું એક દહાડો એને ના રાખું!'

મનોરમા: 'મુનીમ તો એવા જ જોઈએ. ભાભીમા વાત કરે છે તે જાણો છો? આજે એમને ગરીબાઈમાં જીવવું પડે છે તોપણ

તમને વિવેકપૂર્વક વિદાય કર્યાં, પણ એમ ન દેખાવા દીધું કે અહીં તમારું કામ નથી. અને હવેલીમાં ઓશિયાળાપણું ન લાગે માટે કહ્યું કે ભાભીમાને જરૂર છે'

ભાણાભાઈ: 'એવું હોય તો મારે અહીં નથી રહેવું આપણે મુંબઈ પાછા જઈશું.'

મનોરમા. 'મારે નથી આવવું તમારે જવું હોય તો જાઓ.'

'કારણ?'

'મુંબઈમાં જઈને તમે શું કરવાના હતા?'

'એ તારે જોવાની શી જરૂર છે? હું જાણું છું—તને અહીં હવેલીનો કારભાર કરવા ચાવીનો ઝૂડો મળી ગયો છે એટલે મુંબઈ જવું નથી. પરંતુ સુમીબહેન એ સુમીબહેન અને ભાભીમા એ ભાભીમા.'

'એટલે?'

'સુમીબહેન જેટલા મારા થાય એટલા ભાભીમા ન થાય.'

'શા ઉપરથી કહો છો?'

'સુમીબહેને ઉછેરીને મને મોટા કર્યાં છે, ભાભીમાએ નહિ'

'ત્રીસ વર્ષ સુધી માણસ ઘરે ન વળગે એટલે માબાપે ય થાકી જાય તો સુમીબહેનનો શો દોષ? એ હવે થાકી ગયા છે તે તમને દેખાતું લાગતું નથી.'

'એ તો નહિ, પણ તું થાકી ગઈ લાગે છે'

'તમારું વર્તન જોતાં લાગે છે કે તમારા જેવાએ પરણવું ન જોઈએ'

'તે હજુ શું બગડી ગયું છે? હવે તો છૂટાછેડાનો કાયદો થયો છે પરણવાનો પસ્તાવો થતો હોય તો છૂટાછેડા લે.'

એવો માર્ગ ખુલ્લો હોત તો મનોરમાને ઓછો આનંદ ન

મનોરમાએ શરમ છોડીને સંભળાવ્યું : 'મુંબઈ છોડીને અહીં આવવું પડયું એ શું બતાવે છે?'

'તને આવું ખોટું કોણે ભરાવ્યું છે?'

'ત્યારે સાચું કારણ તમે મને કહો.'

'સુમીબહેને આપણી બન્નેની સમક્ષ કહ્યું હતું એ ભૂલી ગઈ–ભાભીમાને મોટા વહીવટને લીધે ઘરના માણસ તરીકે આપણી જરૂર છે.'

'એવી કયી જરૂર તમે એમની પૂરી એ જ હું તમને કહું છું કે બીજું? આપણે જો અહીં રહેતાં હોઈએ તો આપણે એવી રીતે કામ ઉપાડી લેવું જોઈએ કે આપણે અહીં જરૂરનાં છીએ તેમ દેખાય.'

'એટલે નાથા મુનીમ ખેડૂતો પાછળ ખેતરમાં રખડે છે તેમ હું જાઉં તેમ માને છે? મને એવું પસંદ નથી.'

'પસંદ તો મને ય નથી,' મનોરમા ભાણાભાઈના શબ્દોનો પડઘો પાડતાં બોલી, 'પરંતુ પરિસ્થિતિ પ્રમાણે જીવવું જોઈએ. થોડા દિવસ મહેમાન તરીકે રહેવું હોય તો કામ ન કરો તે ચાલે, પણ કાયમ અહીં રહેવું હોય તો પસંદ ન હોય તોપણ કામમાં રસ લેવો રહ્યો.'

'તું કેવી વાત કરે છે? આપણે અહીં રહેવું છે કે ભાભીમાને અહીં રાખવાં છે?'

ચોખ્ખું સંભળાવી દેતાં મનોરમા બોલી : 'ભાભીમા તમારા વગર શું કાચું ખાય છે?'

એનો અસ્વીકાર કરતાં ભાણાભાઈએ કહ્યું : 'સુમીબહેને શું કામ કહ્યું હતું ત્યારે?'

મનોરમા : 'સુમીબહેને ચાલાકી અને વિવેક વાપર્યાં હતાં

બતાવી હતી તેને હું તાબે થઈ હોત તો કોનું જાણવાનું હતું? અને ઘરનાં કોઈ જાણત તોપણ પોતાની આગળ ખુલ્લી કરવા કોણ ઇચ્છે? આથી પુષ્પાની માફક મારી પાછળ આંગળી થવાની સ્થિતિ ન આવત અને પુષ્પા અહીં લહેર કરે છે તે કરતા વધારે સાહ્યબી હું ભોગવી શકી હોત. પરંતુ એવો દેહ અભડાવવો અને કાગડા-કૂતરા જેવું જીવવું એના કરતા ગામનો કૂવો-હવાડો શું ખોટો?

આમ મનોરમા પુષ્પા પ્રત્યે ધિક્કાર સેવતી હતી તેનું કારણ એ જ સ્થિતિમાં એણે એ માર્ગ ન લીધો હતો તે ગ્રંથિ પણ કારણ-ભૂત હતી. પરંતુ આજે જ્યારે પતિએ એના ઉપર છૂટાછેડા લેવાનો અકારણ હુમલો કર્યો ત્યારે એ ગ્રંથિ છેદાઈ ગઈ લાચાર સ્ત્રી તરીકે એને પુષ્પાના દર્શન શરૂ થયા. માબાપ પરણાવતી વખતે જમાઈની કોઈ લાયકાત ન જુએ ત્યારે આ પરિણામ આવે તેમા પુષ્પાનો શો વાંક? જગમોહનને પણ એ નિરખ્યા કરતી હતી બાપ અને દીકરા વચ્ચે આટલો બધો તફાવત હોય તેમ એને કોઈએ કહ્યું હોત તો એના માન્યામા ન આવત. એનો વિચાર કરતી ત્યારે મનોરમાને ભાણાભાઈ વિષે કંઈક સંતોષ થતો હતો અંદરથી એ ખાલીખમ હતા પરંતુ બહારથી તો એ જગતે જોડી હોય તેવા દેખાતા હતા. વળી મુંબઈના ઉછેરને લીધે અને મુનીબહેનના જીવન-ધોરણને લીધે એ રહેતા પણ પૂરા ટાપટીપમા જ્યારે જગમોહ-નના દેદાર જોઈને કોઈ એમ ન કહે કે રણછોડભાઈનો દીકરો હશે. બહારના દેખાવ ઉપરથી પોતાના માબાપ છેતરાયાં તે તો માફ કરી શકાય તેમ મનોરમાને લાગતું હતું, પરંતુ પુષ્પાના માબાપે તો ખાલી કૂવો જોવા છતા ધોળે દિવસે દીવો લઈને એમા પડતું નાખ્યું હતું. એક પત્ની હયાત હોવા છતા ઘરમા રણછોડભાઈ દીક-રાને પરણાવવા નીકળ્યા પણ એમા પુષ્પાનો ભોગ માબાપે શું કામ

વૃત્તિ ભાભીસાને પસંદ ન હોય અને પોતાને વિષે સારી છાપ ન પડે તેમ માની એ ચૂપ રહી હતી. જોકે એણે ભાભીસાને પૂછ્યું હોત તોપણ આ કારણ એમણે એને કહ્યું ન હોત. ખાનદાન ઘરના સંસ્કારમાં જે ફેર હોય છે તે એનું નામ એવો એમણે જવાબ આપી મનનું સમાધાન કર્યું હોત.

મનોરમાને પુષ્પા તરફ જેમ ધિક્કાર હતો તેમ વેરભાવે એનું સ્મરણ પણ ઓછું થતું ન હતું. તક મળે એ એના ઘર ભણી એની હિલચાલ જોવા ડોકિયું કર્યા વિના રહેતી ન હતી. જોકે એ એને ઘેર જવા ઓછામાં ઓછી ખુશી હતી. ભાભીમા જતાં હોય અને એને કહે તોપણ પોતાને અમુક કામ હતું તેમ બહાનું કાઢીને એ છટકી જતી હતી. જોકે પોતાને એના પ્રત્યે તિરસ્કાર હતો તેવું પુષ્પાને દેખાઈ ન આવે માટે ભેગાં થતાં ત્યારે એ હસી-ખુશીને વાતચીત કરતી હતી. જોકે એ જે ઓશિયાળા ભાવ અનુભવતી હતી તેને બદલે સ્વતંત્ર હોત તો પુષ્પા પ્રત્યેનો તિરસ્કાર એણે છુપાવ્યો ન હોત. ભાભીમા જેવાં એની સાથે કે રણજીતભાઈ સાથે શું કામ સામે ચાલીને હળતાંમળતાં હશે? રણજીતભાઈ દાજી-સાહેબના જમણા હાથ હતા તે પણ કેવું વિચિત્ર કહેવાય? ગામમાં પણ એ આગેવાન ગણાતા હતા એનું આશ્ચર્ય મનોરમાને ઓછું ન હતું.

પુષ્પા બનીઠણીને બહાર જવા નીકળતી ત્યારે મનોરમા અફસોસ કરતી—ગદ્ધો ગદ્ધાને મને મસ્ત એના જેવો ઘાટ છે. પાછળ ગામ આખું આંગળીઓ કરે છે તેની એને કંઈ પડી નથી. આ ગામડું છે એટલે વાત છૂપી રહે નહિ પરંતુ મુંબઈમાં તો બાજુનાં બ્લોકમાં શું બને છે તેની ય કોઈ પરવા કરતું નથી. જાણે જ નહિ એટલે ટીકા પણ કોણ કરે? સન્મુખે જે સંબંધ માટે ઇચ્છા

પરંતુ વાઘ જેવા રણજીતભાઈ પુષ્પા સમક્ષ બકરી બની ગયા હતા. એને પસંદ ન પડે તેવું પગલું એ ભરી શકતા ન હતા. પુષ્પાએ મનોરમાની આશ્રિત તરીકેની ટીકા એમની સમક્ષ પણ કરી હતી. એ મૂગા સાભળી રહ્યા હતા. મનોરમાનુ સૌંદર્ય જોવાનુ એમને આકર્ષણ હતું તે સ્થિતિ પુષ્પાની નજર પકડી ન પાડે તેની તકેદારી રાખતા હતા. આમ એ જ જ્યા પુષ્પાથી બીને ચાલતા હતા ત્યા એને શિખામણ શુ આપી શકે?

મનોરમા અહીં કાયમ રહેવાની હતી તેવો ખ્યાલ પુષ્પાને આવતાં એના પ્રત્યે એ વધુ ઈર્ષ્યાળુ બની. ભાણાભાઈમા કઈ છત ન હતી એટલે એમણે જેમ અર્ધી જિંદગી મુબઈ એક મામીને ત્યાં કાઢી તેમ બાકીની અર્ધી જિંદગી બીજી મામીને ત્યા કાઢશે તેમ ગામમા વાત થતી હતી. દત્તક લેવાની ગધ બહાર ફેલાઈ ન હતી. હવેલીમા આવું એકાદ કુટુંબ કાયમનું આશ્રિત રહે તેમા કોઈને નવાઈ લાગે તેમ ન હતુ. એથી એની પાછળ કોઈ યોજના હશે તેમ તર્ક દોડાવવા પણ કોઈ પ્રવૃત્ત ન થયુ.

પરંતુ પુષ્પાની ઈર્ષા કોઈને કઈ તરકટ રચ્યા વિના શાની ઝપે? એ મનોરમાના ઇતિહાસની પરિચિત હોય તમે એણે વાત ફેલાવવા માડી—માબાપને ઘેર એ કુંવારી હતી ત્યારે સગર્ભા બની હતી. શહેરમા લઈ જઈને એ રોળીટાળી નાખ્યુ હતું. આખા ગામમાં હો-હા થઈ ગઈ હતી. જો નજીકમા વિવાહ કરે તો વહેલી-મોડી ગધ આવ્યા વિના ન રહે એટલે મુંબઈ જેટલે દૂર એને રહેવાનું થાય એ રીતે પરણાવી નજીક હોત તો પિયર વારંવાર જવાનું થાય અને જૂનો સંબધ ચાલુ રહે તે બીકને લીધે ભાણાભાઈમા કંઈ છત નથી તે જાણ્યા છતા એને પરણાવી દીધી હતી.

ગામડામાં જે આવા કુછંદે ચડી તે મુંબઈ જેવી નગરીમા શું

આપ્યો?

આ સ્થિતિમાં પુષ્પા કાં તો સાધ્વી થઈ જાય કે અત્યારે જે રીતે નફફટ થઈને જીવે છે તેમ બને. સાધ્વી થઈ શકે તેવી એની કક્ષા હોત તો એ શોક્ય ઉપર પરણવા જ શું કામ તૈયાર થઈ હોત? ભાભીમાની ગેરહાજરીમાં એને બેસવા જવું હોય તો પુષ્પાની સોબત હતી. એને મૂકીને બીજે ઘેર જાય તો એના પ્રત્યેનો તિરસ્કાર ઉઘાડો પડી જાય તેમ હતો. એના તરફ એવો ધિક્કાર રાખી પોતે દૂર રહેતી હતી તે સારું નહોતું તેમ મનોરમાને લાગવા માંડ્યું.

એથી ઉલ્ટું પુષ્પાને મનોરમા પ્રત્યે ઈર્ષાનો ભાવ જન્મેલો હતો. બન્ને સુંદર સ્ત્રીઓ હતી. કોણ વધુ સુંદર હતી તેની સરખામણીમાં ન પડીએ તો એકની ખીલેલા પુષ્પ જેવી સુંદરતા હતી તો બીજીની ખીલતી કળી જેવી સુંદરતા હતી. પુષ્પને કળી તરફ અસુયા હોય તેમ પુષ્પાને ઈર્ષા જન્મી હતી.

અકારણ એ સાસુ સમક્ષ અને બીજા આગળ બોલ્યા વગર ન રહેતી—આમ સગાને ત્યાં આશ્રિત થઈને જીવવું તે કરતાં ડૂબી મરવું સારું ગણાય!

સાસુને જો શિખામણ આપવાનો હક હોત તો બન્ને કુટુંબ વચ્ચે જે પિત્રાઈ તરીકેનો ગાઢ સંબંધ-એકતા હતી તે લક્ષમાં લઈને એમણે કહ્યું હોત: 'હવેલી વિષે કે એનાં સગાં વિષે ઘસાતું બોલવું આપણને શોભે નહિ.' પરંતુ સ્થિતિ ઉલ્ટી હતી, પુષ્પા સાસુપણું ભોગવતી હતી અને સાસુ દાસીપણું ભોગવતી હતી. છતાં સાસુથી ન વેઠાતું ત્યારે એ રણજીતભાઈને કહ્યા વિના ન રહેતાં: 'તમારે જોરે વહુ ફાટી છે તે હવેલીનું ભૂંડું ન બોલે તેવી એને શિખામણ આપજો.'

કરતા તારે લાજવું જોઈએ.'

રણજીતભાઈ હજુ શુનામા આવ્યા ન હતા એટલે એવી આખ કાઢીને બોલ્યા કે પુષ્પાની હિમત સામનો કરવાની આવી નહિ, પરન્તુ એ છૂપી નજર બને ઉપર રાખવાનું ચૂકતી ન હતી રણ-જીતભાઈ એથી સજાગ થઈ ગયા હતા અને નાનાભાઈની હાજરીમા પોતાની હો-હા થાય એવું જોખમ ખેડવા એ અંગીત પણ બન્યા ન હતા. એક વખત એને હવેલીના કાયમના વાસી બનવુ પડે તેવી સ્થિતિ સર્જાય, પછી પાજગમા પુરાયેલા પક્ષીને પકડવામાં શી મોટી વાત હતી તેમ એ લાબી ગણતરીમા પરોવાયેલા હતા. પુષ્પા વહેમાય નહિ તેમ માની એમણે નાનાભાઈને ખ્યાલમા ન આવે તેમ હવેલીમાં જવાનું ઓછુ કરી નાખ્યુ.

મનોરમા સામે ચાલીને ખાસ આવતી ન હતી એટલે પુષ્પાને એક તરફી ચોકી કરવી પડતી હતી તેમાં વળી ઓચિંતો નવો પલ્ટો આવેલો જોઈ એના વહેમના અગ્નિમા ઘી હોમાયુ. મનોરમાને એના પ્રત્યે જે સહાનુભૂતિ શરૂ થઈ હતી એ કારણે એને ઘેર સમય કાઢીને બેસવા ગઈ. વિદાય થતાં એણે પુષ્પાને આગ્રહ કરી હવે-લીમા આવવા કહ્યું. આ ફેરફાર પુષ્પાથી છૂપો ન રહ્યો. એણે ખાસ ધ્યાન રાખ્યું હતુ કે ભાભીમા સાથે એ જ્યારે બેસવા આવી હતી ત્યારે એણે હવેલીમા આવજો તેમ આમંત્રણ આપ્યું ન હતું. એક રીતે એ એનુ ઘર ન હતુ એ સાચું પણ ફેડે ચાવીઓનો ઝૂડો લઈ એ ઘરની કર્તાહર્તા થઈ હતી એટલે એ એવો ઊમળકો ન બતાવી શકે તેમ પણ ન હતુ. આ પહેલી જ વખત કોઈ ખાસ નિમિત્ત વગર એ બેસવા આવી હતી અને સામેથી બેસવા આવવાનું આમં-ત્રણ આપતી હતી.

પુષ્પા આમે ય હવેલીમાં ન છૂટકે જતી હતી. દાક્તરસાહેબ

ન કરે? ઊડતાં પક્ષીને પાડવા લાગી. સુમીબહેનને બહાર મોં બતાવવું મુશ્કેલ થઈ પડયું. એનાં માબાપને ફરિયાદ કરી પણ એમણે હાથ ધોઈ નાખ્યા હતા એટલે સાપનો ભારો સંઘરવાની ચોખ્ખી ના પાડી દીધી. સુમીબહેન મહામુત્સદ્દી બાઈ એટલે મોટા ઘરની લાજ જાળવવાનો એમણે રસ્તો શોધી કાઢયો. છેલ્લે વખત અહીં આવ્યાં ત્યારે ભાભીમા સાથે પેટ છૂટી વાત કરી અને હવેલીમાં રહેશે એટલે એ કંઈ છંદ કરી શકશે નહિ, તેવી સલામતી શોધીને શાણી સીતાને અહીં રવાના કરી દીધાં હતાં!

એક નિર્દોષ સ્ત્રી ઉપર આવું આળ મૂકતાં પુષ્પા સહેજ પણ આંચકો અનુભવતી ન હતી. પોતાના પગ તળે જ આગ હતી તે એ જોતી ન હતી. કોઈ પોતાને મોઢે કહી સંભળાવશે તો નીચું ઘાલવું પડશે તેવો ભય પણ એ સેવતી ન હતી. સાંભળનાર પણ એટલી જ નિર્દય રીતે સાંભળી રહેતું! આ ઈર્ષાપ્રેરિત વાત જાણે સાચી હોય તેમ પુષ્પાએ મનોરમાને હવેલીના મેડા ઉપરથી એના ઘર તરફ તાકતાં જોઈ એટલે એનો વહેમ પાકો થયો: એની નજર રણુજીતભાઈને શોધતી હોવી જોઈએ! અને એક વખત રણુજીતભાઈ હવેલી ભણી મનોરમાને છૂપી રીતે જોતાં પુષ્પાએ જોઈ લીધા એટલે એને હવે કોઈ પુરાવાની જરૂર ન રહી.

ભાવ ઊભરાવા માંડયો તે કારણ તો હશે ને?'

'કારણ?' મનોરમાનો અવાજ ફાટી ગયો.

એને ગણકાર્યાં વગર પુષ્પાએ બોલી નાખ્યું : 'હવેલીની મેડીએ રહ્યા રહ્યાં અહીં નજર માંડી રહો છો તે મારી ધ્યાન બહાર નથી'

પોતાના પગ નીચે સળગતા માણસ જેમ કૂદે તેમ મનોરમા ઊછળી પડી: 'કોની સામે મેં નજર માંડી?'

'એ તો તમે માંડતા હશો તે જાણતા જ હશો ને? આ ઘરમા નજર માંડનાર બીજું છે પણ કોણ?'

રણજીતભાઈને ઉદ્દેશી એ કહેતી હતી તેમ જાણતા જાણે વાઘે છલંગ મારી હોય તેમ એમાથી બચવા મનોરમા આંખો મીચીને દોડી અને હવેલીના દરવાજામાં દાખલ થતા એ લાબી થઈને પછડાઈ અને ભયની ચીસ એના મોમાથી એટલી બધી જોરમાંથી નીકળી ગઈ કે હવેલીમાના નોકરચાકર, નાનાભાઈ, ભાણાભાઈ અને નાથા મુનીમ દોડી આવ્યા!

અને રણજીતભાઈ વચ્ચે પિત્રાઈ સંબંધમાં વાંધો નહોતો આવ્યો પણ પુત્રવધૂ અને સસરા વચ્ચેનો અઘટિત સંબંધ એમને પસંદ ન હતો, એ એની ધ્યાન બહાર ન હતું. પસંદ તો કોઈને ન હોય પણ જ્યારે બીજા કાયર ભીરુ તરીકે મૂંગા રહેતા હતા, જ્યારે દાજી-સાહેબ વીર તરીકે ઉપેક્ષા સેવતા હતા. આ ભેદ પુષ્પાએ એ ઉપ-રથી પારખ્યો હતો કે રણજીતભાઈ બીજા આગળ જે છાતી કાઢીને બોલી શકતા હતા, તે દાજીસાહેબ સમક્ષ દબાઈ જતા હતા. એ ભેદને લીધે પુષ્પા બીજાને ઘેર જે જોસથી પગ મૂકતી હતી તે બળ હવેલીમાં પગ મૂકતાં ઘટી જતું હતું. જાણે પોતે ગુનેગાર હોય તેમ દબાતે પગલે એ ચાલતી હતી. આ કારણે એ હવેલીમાં જવાનું ટાળતી હતી.

આમંત્રણ છતાં પુષ્પા હવેલીમાં ન ગઈ એટલે એક દિવસ જવા દઈને બીજે દિવસે મનોરમા ફરી એની પાસે ગઈ. જાણે એની બહેનપણી થતી હોય તેમ હકપૂર્વક ઠપકો આપતાં બોલી: 'કંઈ બહુ માન માગો છો કે શું?'

પુષ્પાએ વ્યંગમાં બોલતાં કહ્યું: 'અમારે વળી શાના ઉપર માન માગવાનું હતું? માન તો તમે હવેલીનાં રહેવાસી એટલે તમને હોય.'

આ ચાબખો મનોરમાને ચમચમ્યો પણ એને ગણકાર્યા વગર એ બોલી: 'હું તો પરમ દિવસે આવી હતી અને આજે વગર બોલાવ્યે આવીને ઊભી રહી.'

પુષ્પાની ઈર્ષા સળગ્યા વિના રહી ન શકી: 'મતલબ વગર કોઈ કંઈ આવે છે?'

ધક્કો અનુભવતાં મનોરમાથી બોલાઈ ગયું: 'મતલબ?'

'હાસ્તો. આજ સુધી નહોતાં આવતાં અને હવે ઓચિંતો

ખ્યાલ ન રહ્યો. પુષ્પાએ એને કેવું બીભત્સ મહેણું માર્યું હતું તે બીજાં જાણે તો પોતાની જ એમા ફજેતી થાય તેમ મનોરમાને ખ્યાલમા આવી ગયું હતું. એની ચીસને લીધે પુષ્પા પણ સૌની જેમ હવેલીમા દોડી આવી હતી. પરન્તુ મનોરમાએ ખુલાસામાં જ્યારે કહ્યું કે કૂતરો એને કરડવા દોડ્યો હતો એટલે એ બી ગઈ હતી. એને ઇજા થાય તેવું વાગ્યુ ન હતું એટલે કૂતરા ઉપર ચર્ચાનો ઝોક વળી ગયો હતો.

'હવે આ કૂતરાને મારી નાખવો જોઈએ.'

'કેટલાં જણને કરડ્યો?'

'પણ આજ સુધી તો એ ચોરીછૂપીથી કરડતો હતો ને તેમાંથી આગળ વધી ધસીને કરડવા સુધી વાત પહોંચી'

'એને છૂટું મેદાન મળી ગયુ એટલે શું કામ ન વકરે?'

'ગામલોક હજુ સાગ છે, નહિ તો આવો ત્રાસ કોઈ વેઠતા હશે?'

'આ વહુ એની બીકથી આટલાં ગભરાઈ મર્યાં તો એ કરડ્યો હોત તો બેભાન થઈ ગયા વગર ન રહ્યા હોત.'

'મરવાની થાય ત્યારે થો વાઘરીવાડે જાય.'

સૌ વિખરાયા ત્યારે પુષ્પાએ મનોરમાના એ ખોટા બહાનાનો જુદો અર્થ કર્યો. જો એના મનમાં મે કહ્યું તેવું કઈ પાપ ન હોત તો એ મારા ઉપર ચડી બેઠા વિના રહી હોત? પોતાને આવું ખોટું આળ મૂક્યું તેમ બચાને કહેતા એ પાછી પડે? અને એ ખોટું હોય તો એમ ચીસ પાડીને કયા જરૂર હતી?

જાણે મનોરમાએ એ હકીકતનો એકરાર કર્યો ...
તાથી અને નફટાઈથી રણજીતભાઈ ને એણે ઉઘડા ...

## પ્રકરણ સત્તરમું

## લોઢાના ચણા

સમયસૂચકતા વાપરી મનોરમા ફજેતીમાંથી બચી ગઈ. હવેલીમાં જે ફળિયું વીંધીને આવવું પડતું હતું તેમાં એક કૂતરો કરડતો હતો. એનો ત્રાસ એટલો બધો વધી ગયો હતો કે એ ફળિયા સિવાયના ગામના લોક ત્યાં આવતાં સાવચેતી રાખતા હતા. છતાં એ કાળજી રાખનારને પણ કૂતરો ચૂપકીદીથી આવીને કરડી જતો હતો. ફક્ત આ ફળિયાવાળાંને અને હવેલીનાં વાસીને એ કરડતો ન હતો. એને મારી નાખવો જોઈએ તેમ તો લોક એ કરડે ત્યારે કહેતા હતા, પરન્તુ એને મારી નાખવા કોઈ તૈયાર ન હતું. કદાચ બીજા લોક મારી નાખે તો એ ફળિયાવાળાં ઝઘડો કરે તેવું પણ માનવામાં આવતું હતું. ફળિયામાં ચોર ન આવે તે લાભ પણ ફળિયાવાળાં માનતાં હતાં. દાજીસાહેબની એને મારી નાખવામાં સંમતિ ન હતી, તે પણ આજ સુધી એના જીવતા રહેવામાં સબળ કારણ હતું.

મનોરમા આવી તે પછી એણે બે જણને કૂતરાએ કરડયાના સમાચાર સાંભળ્યા ત્યારથી એ બી ગઈ હતી. ફળિયું વીંધીને એને બહાર જવું પડે ત્યારે એની સાથે કોઈ હોય તોપણ એને ફફડાટ રહ્યા કરતો હતો. એ બીક એને હવેલીમાં ફસડાઈ પડી તે વખતે કામમાં આવી ગઈ. એનાથી કેમ ચીસ પડાઈ ગઈ તેનો એને જ

ખ્યાલ ન રહ્યો. પુષ્પાએ એને કેવું બીભત્સ મહેણું માર્યું હતું તે બીજા જાણે તો પોતાની જ એમા ફજેતી થાય તેમ મનોરમાને ખ્યાલમા આવી ગયું હતું. એની ચીસને લીધે પુષ્પા પણ બીની જેમ હવેલીમાં દોડી આવી હતી. પરન્તુ મનોરમાએ ખુલાસામા જ્યારે કહ્યુ કે કૂતરો એને કરડવા દોડ્યો હતો એટલે એ બી ગઈ હતી. એને ઇજા થાય તેવુ વાગ્યુ ન હતું એટલે કૂતરા ઉપર ચર્ચાનો ઝોક વળી ગયો હતો.

'હવે આ કૂતરાને મારી નાખવો જોઈએ.'

'કેટલા જણને કરડ્યો?'

'પણ આજ સુધી તો એ ચોરીછૂપીથી કરડતો હતો ને તેમાથી આગળ વધી ધમીને કરડવા સુધી વાત પહોચી'

'એને છૂટું મેદાન મળી ગયું એટલે શુ કામ ન વકરે?'

'ગામલોક હજુ સારા છે, નહિ તો આવો ત્રાસ કોઈ વેઠતા હશે?'

'આ વહુ એની બીકથી આટલા ગભરાઈ મર્યાં તો એ કરડ્યો હોત તો બેભાન થઈ ગયા વગર ન રહ્યા હોત.'

'મરવાની થાય ત્યારે ઘો વાઘરીવાડે જાય.'

સૌ વિખરાયા ત્યારે પુષ્પાએ મનોરમાના એ ખોટા બહાનાનો જુદો અર્થ કર્યો. જો એના મનમા મે કહ્યું તેવુ કઈ પાપ ન હોત તો એ આગ ઉપર ચડી બેઠા વિના રહી હોત? પુષ્પાએ પોતાને આવું ખોટું આળ મૂક્યુ તેને પરાંને કહેતાં એ શુ કામ પાછી પડે? અને એ ખોટું હોય તો એમ ચીસ પાડીને નાસવાની ક્યાં જરૂર હતી?

જોણે મનોરમાએ એ હકીકતનો એકરાર કર્યો હોય તેવી ઇક- તાથી અને નફ્ફટાઇવી રહુઉતભાઇને એણે ઉધડા લીધા. 'તમે

# પ્રકરણ સત્તરમું

## લોઢાનો ચણો

સમયસૂચકતા વાપરી મનોરમા ફજેતીમાંથી બચી ગઈ. હવેલીમાં જે ફળિયું વીંધીને આવવું પડતું હતું તેમાં એક કૂતરો કરડતો હતો. એનો ત્રાસ એટલો બધો વધી ગયો હતો કે એ ફળિયા સિવાયના ગામના લોક ત્યાં આવતાં સાવચેતી રાખતા હતા. છતાં એ કાળજી રાખનારને પણ કૂતરો ચૂપકીદીથી આવીને કરડી જતો હતો. ફક્ત આ ફળિયાવાળાંને અને હવેલીનાં વાસીને એ કરડતો ન હતો. એને મારી નાખવો જોઈએ તેમ તો લોક એ કરડે ત્યારે કહેતા હતા, પરન્તુ એને મારી નાખવા કોઈ તૈયાર ન હતું. કદાચ બીજા લોક મારી નાખે તો એ ફળિયાવાળાં ઝઘડો કરે તેવું પણ માનવામાં આવતું હતું. ફળિયામાં ચોર ન આવે તે લાભ પણ ફળિયાવાળાં માનતાં હતાં. દાજીસાહેબની એને મારી નાખવામાં સંમતિ ન હતી, તે પણ આજ સુધી એના જીવતા રહેવામાં સબળ કારણ હતું.

મનોરમા આવી તે પછી એણે બે જણને કૂતરાએ કરડયાના સમાચાર સાંભળ્યા ત્યારથી એ બી ગઈ હતી. ફળિયું વીંધીને એને બહાર જવું પડે ત્યારે એની સાથે કોઈ હોય તોપણ એને ફફડાટ રહ્યા કરતો હતો. એ બીક એને હવેલીમાં ફસડાઈ પડી તે વખતે કામમાં આવી ગઈ. એનાથી કેમ ચીસ પડાઈ ગઈ તેનો એને જ

ખ્યાલ ન રહ્યો. પુષ્પાએ એને કેવુ બીભત્સ મરેલું માર્યું હતુ તે બીજા જાણે તો પોતાની જ એમા ફજેતી થાય તેમ મનોરમાને ખ્યાલમા આવી ગયું હતું. એની ચીસને લીધે પુષ્પા પણ સૌની જેમ હવેલીમા દોડી આવી હતી. પરન્તુ મનોરમાએ ખુલાસામા જ્યારે કહ્યું કે કૂતરો એને કરડવા દોડચો હતો એટલે એ બી ગઈ હતી. એને ઇજા થાય તેવું વાગ્યું ન હતું એટલે કૂતરા ઉપર ચર્ચાનો ઝોક વળી ગયો હતો.

'હવે આ કૂતરાને મારી નાખવો જોઈએ.'

'કેટલાં જણને કરડચો?'

'પણ આજ સુધી તો એ ચોરીછૂપીથી કરડતો હતો ને તેમાથી આગળ વધી ધમીને કરડવા સુધી વાત પહોચી'

'એને છૂટું મેદાન મળી ગયુ એટલે શું કામ ન કરે?'

'ગામલોક હજુ સાગ છે, નહિ તો આવો ત્રાસ કોઈ વેઠતા હશે?'

'આ વહુ એની બીકથી આટલા ગભરાઈ મર્યા તો એ કરડચો હોત તો બેભાન થઈ ગયા વગર ન રહ્યાં હોત.'

'મરવાની થાય ત્યારે શે વાઘરીવાડે જાય.'

સૌ વિખરાયા ત્યારે પુષ્પાએ મનોરમાના એ ખોટા બહાનાનો જુદો અર્થ કર્યો. જો એના મનમા જે કહ્યું તેનુ કંઈ પાપ ન હોત તો એ માગ ઉપર ચડી બેઠા વિના રહી હોત? પુષ્પાએ પોતાને આવું ખોટું આળ મૂકયુ તેમ બધાને કહેતા એ શુ કામ પાછી પડે? અને એ ખોટું હોય તો એમ ચીસ પાડીને નાસવાની કયા જરૂર હતી?

જેણે મનોરમાએ એ હકીકતનો એકરાર કર્યો હોય તેવી દૃઢતાથી અને નફટાઇથી રણછોડભાઈને એણે ઉધડા લીધા. 'તમારે

વિશ્વાસે મેં મેશનો ચાંલ્લો વહાલો કર્યો તેનો આ બદલો આપ્યો એમ ને?'

રણજીતભાઈ પુષ્પાથી બીતા ત્યારે એને બહુવચનમાં સંબોધતા: 'તમે શાની વાત કરો છો?'

'હવેલીમાં જઈ આવ્યા એટલે તમારાં માનીતાં વહુએ પછડાટ ખાધી તે સમાચાર જાણ્યા હશે જ.'

'બિચારીને કૂતરો કરડતો હતો, તેમાંથી બચી ગઈ અને ઉપરથી ડામ દે છે!'

'કૂતરો એને કરડતો ન હતો, એ કૂતરાને કરડતી હતી!'

'તને મજાક સૂઝે છે, પણ નાનાભાઈએ કહ્યું કે એ સહેજમાં બચી ગઈ.'

'મજાક હું નથી કરતી, એણે કરી છે. કૂતરો તો એ વખતે હતો જ નહિ. એણે એના કરડવાની મજાક કરી હતી એટલું જ.'

'એમ કરવાનું એને શું કારણ?'

'તમારી અને એની વાત છુપાવવા.'

'તારા વહેમનો ઉપાય જ નથી શું?'

'મનોરમાએ ખુદ મારી આગળ કબૂલાત કરી, પછી તમે વાત છુપાવો એનો શો અર્થ છે? મેં એને તો ઉઘડી લીધી અને ખખડાવી કે ખબરદાર જો "એમને" વગોવ્યા છે તો! એટલે એ બીજી ગઈ અને હું વાત બહાર પાડું નહિ એ બીકે બધાંની સહાનુભૂતિ મેળવવા એણે હવેલીમાં જતાં પડતું નાંખ્યું અને કૂતરાની વાત જોડી કાઢી.' રણજીતભાઈ સાથે આડો સંબંધ શરૂ થયો ત્યારથી પુષ્પાએ સસરાને નાતે બાપુજી કહેવાનું બંધ કરી દીધું હતું. પતિ-પત્ની જૂના રિવાજ પ્રમાણે એકબીજાનું નામ દીધા વગર સર્વનામનો ઉપયોગ કરી ચલાવે છે તેમ પુષ્પાએ વ્યવહાર

રાખ્યો હતો.

પુષ્પાની આ વાતમાં કંઈ તથ્ય નહોતું તેમ ગણુજીતભાઈ જાણતા હતા. એ મનોરમા સામે તાકતા હતા તે સાચું, પણ બંનેની સંતલસ એક થઈ ન હતી. મનોરમાની એવી હિલચાલ પોતાને જોવા મળી ન હતી, પછી એને એ કબૂલ કરવાનો પ્રશ્ન કેવી રીતે ઊભો થતો હતો? પરંતુ એમાંથી રણજીતભાઈને એક શંકા પેદા થઈ એ સાચું. નાનાભાઈએ કૂતરો ધસીને કરડવા આવ્યો હતો તેમ કહ્યું ત્યારે એમને પણ વસી ગયું હતું કે કૂતગમાં એક કૂટેવ વધી. પરન્તુ પુષ્પાએ કૂતરાની વાત બનાવટી હતી તેમ કહ્યું ત્યારે રણજીતભાઈને ખ્યાલ આવી ગયો કે એ વાત સાચી હોવાનો પૂરો સંભવ હતો. કૂતરો ધસીને કરડતો નથી પણ સૌએ મનોરમા ખોટું શું કામ બોલે તેમ માનીને એ સ્વીકારી લીધું હતું. રણજીતભાઈને એ જરૂર ન રહી એટલે એમનું મન બીજે પાટે ચઢી ગયું — શું મનોરમા પોતાને ઝંખતી હશે ખરી? હું જેમ એની નજર ટાળીને એને નીરખું છું તેમ મને પણ એ રીતે એ નીરખતી હશે? એવું ન હોય તો પુષ્પાનો વહેમ વધતો શી રીતે જાય? એની એ જાતની હિલચાલ એણે જોઈ ન હોય તો એના ઉપર આક્ષેપ મૂકતા એ અચકાય નહિ?

મનોરમા હવેલીનો કાયમનો આશ્રય શોધતી હતી તેમ રણુજીતભાઈને ભાભીમાની વાત ઉપરથી સમજાઈ ગયું હતું. ભાભીમાની ગમે તેટલી ઇચ્છા હોય પણ નાનાભાઈ હવેલીના અર્ધા માલિક હતા અને એક દહાડો તે એના સંપૂર્ણ માલિક થવાના હતા. એ સંજોગોમાં એમની ઇચ્છાનો સવાલ પણ રહેવાનો. બંને ભાઈઓને કોઈ કહી શકે અને જેમનું એ માને એવો હું એકલો હતો તે મનોરમા જાણી ગઈ હોય અને તે કારણે એનું સ્થાન દઢ કરવાએ

રીતે પગલાં ભરતી હોય તો શું કહેવાય? પુષ્પા સાથેના સંબંધની એને જાણ થતાં થયું હોય કે રણજીતભાઈને પોતાના કરી લીધા હોય તો કાયમની નિરાંત! પુષ્પાએ પુત્રવધૂ હોવા છતાં એ માર્ગ લીધો તો એ તત્પર થાય એમાં આશ્ચર્ય શું હતું?

રણજીતભાઈ એ ઉપરથી વિચારવા લાગ્યા કે જો મનોરમા જિતાઈ જાય તો પુષ્પાની જોહુકમી આપોઆપ ઓછી થઈ જાય. આજે પણ એ સતી હોય તેમ મને ધમકાવે છે તે એની જોહુકમી ચાલી જાય માટે જ એને મનોરમાની ઈર્ષા આવે છે. બાકી એને એવી ઈર્ષા કરવાનો શો હક છે? એને મારી સાથે અઘટિત સંબંધ બાંધતાં વાંધો નથી આવ્યો તો મનોરમા સાથે હું બાંધું તેમાં એનો હું કયો વિશ્વાસભંગ કરું છું? અને એવી આશા રાખવાનો એને હક પણ શો છે? આજે એ માનીતી રાણી હોય તેમ મને ધમકાવી શકે છે, પણ જે દિવસે એ અણમાનીતી થઈ ત્યારે હું એની કેવી વલે કરું છું તે એ કાયમ યાદ કરશે. ભવિષ્યમાં એની વલે કરવાની આશામાં રણજીતભાઈએ તે વખતે તો એની જોહુકમી વેઠી લીધી.

પરન્તુ મનોરમાના તરફડાટનો પાર ન હતો. બહારની ફજેતીમાંથી એ સમયસૂચકતાભર્યા જવાબથી બચી ગઈ હતી, છતાં એનો આંતરિક ઉદ્વેગ કોઈ રીતે શમ્યો ન હતો. ગરીબની વહુ એ સૌની ભાભી, એ કહેવત એણે સાંભળી હતી. પણ એની કરુણતા આટલી ભારે હશે તેની એને કલ્પના પણ આવી ન હતી. પુષ્પા પોતાના ઉપર જે જાતનું આળ મૂકી શકી તેનું કારણ એ જ કે એ હવેલીને આશ્રયે આવી હતી. એનો પતિ નહોતો કમાતો અને એવી કોઈ શક્તિ એનામાં નહોતી તેવી છાપ અહીં પણ પડી હતી. રણજીતભાઈ બાપની ઉંમરના કહેવાય. છતાં વિના કારણ એમની સાથે

મારું નામ જોડના નફફટ શ્રી પાછી પડતી ન હતી તેનું કારણ પોતાના પતિની સ્થિતિ હતી કે બીજું?

નરી પતિની આર્થિક ગરીબાઈ હોત તો એ દુઃખને મનોરમા સહી શકત, પણ બુદ્ધિની ગરીબાઈ પણ એટલી જ હતી મનોરમાને થયું કે પોતાને નહોતુ વાગ્યુ એટલું જાણીને પતિએ સંતોષ માન્યો હતો. પરન્તુ એ જો બુદ્ધિશાળી હોત તો એ અંગેની પૂછપરછમાંથી મને પકડી શકત કે આ કેવળ જોડી કાઢેલી વાત હતી. અને પકડાયા પછી શું સાચું હતું તે કબૂલ્યા વગર મારો છૂટકો ન થાત. પરન્તુ એવુ દુઃખ હાલવવાનુ સ્થળ પતિ ન હતા તેમ જાણતા મનોરમાનું હૈયુ ઊભરાઈ ગયું હતુ.

મનોરમાએ સામે ચાલીને જે હકીકત બની હતી તે પતિને કહી હોત તો એમણે ગુસ્સે થઈને કહ્યુ હોત · 'પુષ્પાને ઘેર ગઈ જ શું કામ?'

એ બાઈ એવી હતી તે ભલુ હશે તો એ જાણતા જ નહિ હોય! કોણ એમને કહે? આપોઆપ સામાના રંગઢંગ ઉપરથી પામી જાય તેટલી તો અક્કલ જ ક્યા હતી? અને પોતે એ અંગે હવે કહે તો એમ જ ચડી બેસે કે, આટલું જાણ્યા પછી એની સોબત કરવા જનાર તુ મૂર્ખી કે બીજું? કદાચ એવી પણ કુબુદ્ધિ દોડાવે કે પુષ્પા પાસેથી એવો માર્ગ શીખવાની દાનત હશે કે શુ? અને જો મને આવું કહી બેસે તો મારે વગર મોતે મરવા વખત આવે. ઓછું માગથી કહેવાય છે કે એ માર્ગે મારે જવુ હોત તો મુંબઈથી અહીં સુધી આવવાની જરૂર ન હતી! સન્મુખમા મે દાનત ન બગાડી તો રણજીતભાઈમા મન બગાડું! એ રાત્રે મનોરમાના મનમાથી સન્મુખ ક્યા ય સુધી ખસ્યો નહિ!

અને એની ઝંખનાને સન્મુખ પામી ગયો હોય તેમ બીજે

દિવસે સવારની મોટરમાં એ હવેલીએ આવીને ઊભો રહ્યો. મનોરમાને પહેલી ક્ષણે પોતાની આંખ ઉપર વિશ્વાસ ન બેઠો. પોતે સ્વપ્નમાં તો નથી એમ પણ લાગ્યું. પરંતુ એવી કોઈ ભ્રમણા રાખવાની મનોરમાને જરૂર ન રહી. જાણે ભૂતકાળમાં કંઈ બંને વચ્ચે અઘટિત પ્રસંગ બન્યો ન હોય તેમ સન્મુખ દિયરના નાતે એની સામે મોં મલકાવતો ઊભો રહ્યો હતો અને ખબરઅંતર પૂછતાં કહી રહ્યો હતો—ભાભી! હવેલીનાં ચોખ્ખાં ઘી-દૂધ ખાઈને તમારું તો શરીર સારું થયું છે?

મનોરમાએ એટલો જ સ્વાભાવિક પ્રત્યુત્તર આપ્યો: ‘ચોખ્ખાં ઘી-દૂધની અદેખાઈ આવતી હોય તો તમે પણ અહીં રહી જાઓ.’

સન્મુખે ભેદી બોલમાં કહ્યું: ‘હું અહીં રહું તેમાં તમને હર્ષ થતો હોય તો, તમે મુંબઈ રહો એમાં મને હર્ષ ન થાય તેવું ઓછું છે?’

ભાણાભાઈ એમાં કંઈ સમજ્યા ન હતા, ફક્ત પોતાની ઇચ્છા વ્યક્ત કર્યા વિના રહી શક્યા નહિ: ‘સન્મુખભાઈ, તમે તો અહીં ચાર દહાડામાં કંટાળી જાઓ.’

સન્મુખે મનોરમા સામે જોઈને હસતાં ભાણાભાઈને જવાબ આપ્યો: ‘હું ભલે ચાર દહાડામાં કંટાળી જાઉં, પણ તમે ચાર મહિના થયા થાકી નથી ગયા એ તો હકીકત છે.’

નાના બાળકની માફક ફરિયાદ કરતા ભાણાભાઈ બોલ્યા: ‘હું તો પૂરેપૂરો થાકી ગયો છું પણ...’ મનોરમા તરફ હાથ લાંબો કરી એમણે ઉમેર્યું: ‘એને અહીં આવીઓ કેંડ બોસી કારભાર કરવાનો મળી ગયો છે એટલે મુંબઈ આવવું નથી.’

સન્મુખ ટીખળ કરતાં બોલ્યો: ‘ભાભી ભલે ન આવે, તમે ચાલો ને.’

ભાણાભાઈ: 'એ તૈયાર ન થાય ત્યાં સુધી ભાભીમા મને જવા ન દે. એમની ઇચ્છા શી રીતે અવગણાય?'

એકાંત મળતા સન્મુખે મનોરમાને પૂછ્યું: 'ભાભી! તમે વૈકુંઠ કરતા વ્રજ વહાલું કર્યું છે તેમાં મારો દોષ છે, નહિ?'

'તમારો દોષ હું નથી જોતી. પરંતુ વૈકુંઠમા રહેવા માટે જે કમાઈ ન શકે તેણે વ્રજમાં જ રહેવું જોઈએ.'

'કમાવાની ચિંતા તમે શું કામ કરો છો?'

'જો પુરુષ એ ચિંતા ન કરે તો પછી સ્ત્રીએ જ કરવી રહી ને'

'ભાણાભાઈ હવે ઠેકાણે આવ્યા છે એટલે ગોડાઉન ઉપર કામ કરવા તૈયાર થશે.'

'પરંતુ એવી કામગીરીથી અમારું પૂરું શી રીતે થાય?'

'એની ચિન્તા સુમીબહેન કરનાર બેઠા છે ત્યા સુધી તમે શું કામ કરો છો?'

ધીમું હસતા મનોરમાએ ઉમેર્યું: 'પરંતુ મારે શી ચિંતા છે તે ઓછા સુમીબહેન જાણે છે?'

એવું જ સામું હસતા સન્મુખે કહ્યું: 'એ ચિંતા તમારે એમને કહી દેવાની.'

'સન્મુખભાઈની નિંદા કરતા મારી જીભ કેમ ઊપડે?'

'ખોટી વાત કરો તો નિંદા કહેવાય. સાચી વાત કહેવામાં ખાર શો?'

'ગમે તેટલી સાચી વાત હોય, પણ માને એ સાંભળવી વસમી જ પડે. એ કરતા તમે પરણી જાઓ તો શું ખોટું?'

મનોરમાએ એને માફ કર્યો હતો તેની છાપ પાડતા સન્મુખ આગળ વધ્યો. 'હું તમને પરણવા તૈયાર હતો પણ .....'

એમાં ઘસડાતાં મનોરમા વચ્ચે બોલી ઊઠી: 'વિચાર કરીને બોલજો. હજુ એક ઊંધે વહાણું નથી વાઈ ગયું.'

મનોરમા આ બોલતી હતી? સન્મુખ એની સામે તાકી રહ્યો. બોલ્યો: 'હું તો તમને કહેતો જ હતો કે લગ્ન થયું એટલે વહાણું વાઈ ગયું તેમ ના માનવું જોઈએ.'

'એક વહાણું વાઈ જાય એટલે બીજું વહાણું ન વાય તેમ નથી માનતી, એટલો જ વિચાર બદલાયો છે.'

'એટલે?' સન્મુખ વિચારમાં પડી જતાં બોલ્યો.

'છાની રીતે હાથ પકડી ખેંચાખેંચ કરો તે મને પસંદ નથી. એમાં તો હું કોઈ રીતે સંમત ન થાઉં. પરન્તુ જો તમારી હિંમત જાહેરમાં મારો હાથ પકડવાની હોય તો......'

'જાહેરમાં તો ભાણાભાઈએ પકડયો છે, પછી મારી હિંમત શા કામમાં આવે?'

'એ જ ખરી હિંમત કહેવાય. એમનો હાથ છોડાવી દઈ જો તમે પકડી શકો તો.'

અર્થ સમજાઈ જતાં સન્મુખ આશ્ચર્યમાં પડી જતાં બોલ્યો: 'ભાભી! તમે છૂટાછેડા લેવા સંમત થાઓ, એમ!'

મનોરમા નીચું જોઈને બોલી: 'તમારે મને પરણવું હોય તો એ વિના બીજો કયો માર્ગ છે?'

સન્મુખ એ સ્થિતિને સહર્ષ સ્વીકારતાં બોલ્યો: 'છૂટાછેડા લીધેલી સ્ત્રીને પરણવામાં હું હિમ્મત હારું તેવો નથી.'

મનોરમા પોતાના પક્ષેથી સ્પષ્ટતા કરતાં બોલી: 'મારામાં પણ એ હિંમતનો સંચાર શરૂ થયો છે.'

સન્મુખ અટકીને ઊભા રહેતાં બોલ્યો: 'પણ એ બને શી રીતે?'

મનોરમા વેધક નજરે એના સામે જોતી બોલી : 'એ તો હું શું જાણું ? જો તમને મારું કાંડું પકડવાનું ખેંચાણ હોય તો મેં તમને માર્ગ બતાવ્યો. બાકી હું હવેલીમાં છું એટલે અહીં આટા-ફેરા કરો તેનો કંઈ અર્થ નથી.'

સન્મુખ ઘા વેઠી લેતા બોલ્યો : 'ભાભીની ખબર કાઢવા પણ ન આવું ? વતન સુધી આવ્યો હોઉં અને અહીં ન આવું તો તમે તો ઠીક, પણ ભાભીમા ય ઠપકો આપે '

'કોઈ ઠપકો આપે તેના કરતા પોતાનું અંતઃકરણ ઠપકો ન આપે તે ખાસ જોવું જોઈએ.'

'અને તમે આ અંતઃકરણથી કહો છો, એમ ?'

'તમે મારો આ માર્ગ મોકળો કરો, પછી ના કહું તો કહેજો.'

'પરન્તુ તમે તો લોઢાના ચણા ચાવવાની વાત કરો છો.'

'પણ એ ચવાતા હશે ત્યારે જ કહેવત પડી હશે ને ?'

'આ ચણા ચવાય એવા નથી.'

'કેમ ?'

'સુમીબહેને ભાણાભાઈને તમારી સાથે પરણાવ્યા છે. તેમનું ઘરભંગ થાય તેમ એ શી રીતે માન્ય રાખે ?'

'પરન્તુ જેમની ઘર ચલાવવાની શક્તિ ન હોય તેનું ઘરભંગ થાય તે જરૂરી ગણાય કે નહિ ? સુમીબહેને મુંબઈ છોડી હવેલીએ વસવાની મને સલાહ આપી હતી એમ સમજીને કે મુંબઈમા ઘર-મંડાણ થઈ શકે તેની એમના ભાણાભાઈની શક્તિ ન હતી. હવેલીમા પણ હું એટલી જ એમની અશક્તિ જોઉં છું. પછી સુમીબહેન ઘરભંગ કરવાની શું કામ સંમતિ ન આપે ? એમની તૈયારી ન હોય છતા તમે હિંમત બતાવો ત્યારે ખરી બહાદુરી બાકી, લાચાર ભાભીનો છાને ખૂણે હાથ પકડવાની નાલેશી કરવી એમાં કંઈ

હિંમત નથી રહેલી.'

સન્મુખ મનોરમાની સામે તાકીને વિચારી રહ્યો—મુંબઈમાં મેં એને આ જ દરખાસ્ત મૂકી હોત તો એ શાંતમ્ પાપમ્ કરતી મોંમાં આંગળીઓ ઘાલી દેત. જોકે એ દરખાસ્ત મૂકવી એ મારે માટે પણ કલ્પના બહારની વાત હતી. ભાણાભાઈને પરણાવીને આ છોકરીને દુઃખી કરી તે કરતાં પોતે પરણ્યો હોત તો એ કેટલી સુખી થાત, એમ એને મનદુઃખ થયા કરતું હતું. પરન્તુ એનો ઉકેલ મનોરમાએ રજૂ કર્યો હતો તે એને સૂઝયો ન હતો. શી રીતે સૂઝે? ભાણાભાઈ એના મોટા ભાઈ થતા હતા. મોટા ભાઈથી ભાભી છૂટાછેડા લે અને નાનો ભાઈ પરણે એવું સમાજમાં ક્યાં બનતું હતું? મનોરમાનો હાથ પકડતાં એ જેમ છેડાઈ પડી હતી તેમ કદાચ આ માગણી મૂકી હોત તો એ છંછેડાઈ જાત. એને બદલે મુંબઈના વાતાવરણ કરતાં સામાજિક રીતે ક્યાં ય પછાત ગણાય તેવા ગ્રામજીવનમાં મનોરમાને આ વિચાર ક્યાંથી સૂઝયો? એને મશ્કરી માની લે તોપણ એ આવી જાતની મજાક કરી શકે તે પણ ઓછું નહોતું.

સન્મુખે કુતૂહલને સંતોષવા પૂછ્યું: 'ભાભી! સાચું કહેજો, તમને આ વિચાર કોણે પ્રેર્યો?'

'તમારા ભાઈએ.'

ખાતરી કરતાં સન્મુખ બોલ્યો: 'ભાણાભાઈએ?'

'કેમ તમને નવાઈ લાગે છે? એમનામાં બીજી શક્તિ ભલે ન હોય પણ પતિનું જોહુકમીપણું તો છે. પરણવાની લાયકાત તરીકે એ ગુણ પ્રભુ સૌને આપવાનું ચૂકતો નહિ હોય. પ્રભુ પોતે પણ પુરુષ એટલે પોતાની જાતિનું હિત તો જુએ ને!'

'ભાભી! ભાભી! પ્રભુની ખબર લેઈ નાખવા જેટલાં તમે

ક્રાન્તિકારી થઈ ગયા !'

'અંતરથી ઘણી સ્ત્રીઓ ક્રાન્તિકારી હશે, પણ એનું આચરણ ન થાય ત્યાં સુધી ક્રાન્તિ ઓછી થઈ શકે છે? તમે જ કહો છો કે એ લોઢાના ચણા ચાવવા જેવું છે.'

સન્મુખને ખ્યાલ આવી ગયો કે ભાણાભાઈ ભાભીને હૈયામાં ભોંકાઈ જાય તેવું વેણ બોલી ગયા હોવા જોઈએ. એ જાણવાની જિજ્ઞાસામાં એણે પૂછ્યું: 'ભાણાભાઈએ શું કહ્યું એ તો કહો?'

મનોરમા: 'મુંબઈમાં જેમ એમનું કામમાં ચિત્ત ન પરોવાયું તેમ અહીં પણ પગેવતા નથી. મેં એમને ટોક્યા તો એમણે તમને જેમ કહ્યું તેમ મને જણાવ્યું કે મને એમાં રસ નથી. એથી મેં એમને કહ્યું—તમારું વર્તન જોતાં એમ લાગે છે કે તમારા જેવાએ પરણવું ન જોઈએ. એથી એમનું ધણીપણું ઊછળી આવ્યું અને જવાબ આપ્યો—તો હજુ શું બગડી ગયું છે! હવે તો છૂટાછેડાનો કાયદો થયો છે. પરણવાનો પસ્તાવો થતો હોય તો છૂટાછેડા લે!

હસી પડતાં સન્મુખે કહ્યું: 'ભાણાભાઈ એમ તો પાકા મીયાંભાઈ છે!'

મનોરમા. 'સ્ત્રી છૂટાછેડા નથી લઈ શકતી માટે જ ને?'

એ પ્રશ્ન ગળી જઈને સન્મુખ આશાવાદમાં નહાવા લાગ્યો. ભાણાભાઈ પ્રત્યેના અસંતોષને લીધે મનોરમા ક્રાન્તિકારી બનવા તૈયાર થઈ હતી, તો એમાંથી નિરાશ થઈ એક દિવસ એ લગ્ન વગરનો સંબંધ રાખવા આપોઆપ તૈયાર થયા વિના નહિ રહે. એ કામ મનોરમા મુંબઈમાં હોય તો જ પાર પડે માની સન્મુખ અહીં હેતુપૂર્વક આવ્યો હતો. મનોરમા ક્રાન્તિકારી થઈ હતી એટલે સન્મુખને પોતાનો માર્ગ મોકળો થયેલો લાગ્યો. ભાણાભાઈ જ્યારે

એની વચ્ચે જેટલાં ઘર્ષણ થાય અને એનામાં અસંતોષ વધતો જાય તેટલું પોતાનું કામ સહેલું થાય. 'ભાભીમા જાત્રાએથી આવી ગયાં પછી હું તેડવા આવું તો તમે મુંબઈ આવશો ને?'

મનોરમા: 'એક શરતે.'

'છૂટાછેડાની?'

'ના.'

'ત્યારે?'

'લોઢાના ચણા ન ચાવી શકો તો કંઈ હરકત નહિ, પણ કોલસા ચાવવાની વાત મારા આગળ નહિ કરવાની.'

'સારું.'

'સારું એટલું જ નહિ......'

'તો?'

'અત્યારે મારી હા એ હા કરવી અને તે પછી કોલસા ચાવવા હશે તો સાણસામાં આવ્યા પછી એ ક્યાં જવાની છે, એવું મનમાં હોય તો કહી દેજો.'

પોતાનો એ ભાવ મનોરમા શી રીતે જાણી ગઈ, તે છુપાવતા સન્મુખ બોલ્યો: 'હું ખાતરી આપીશ તોપણ ભૂતકાળના પ્રસંગને લીધે તમને મારો વિશ્વાસ નહિ બેસે.'

'એવું જ હોત તો મેં આ શરત જ ન મૂકી હોત; ચોખ્ખી ના પાડી હોત. મેં તમને લોલુપ જોયા છે, નીચ નહિ.'

'લોલુપ જ અંતે નીચ બનતા હોય છે.'

'અપવાદરૂપ લોલુપમાંથી વીર પણ બને. તમે એવા વીર બનો તેમ હું શું કામ આશા ન રાખું?'

'હું તો બનતાં બનીશ, પણ હવેલીમાં આવીને તમે તો વીર બન્યાં છો એટલે તમારે હવે કોઈની બીક રાખવા જેવી રહી નથી.'

'કોઈની તો હું ગણતી જ નથી. સન્મુખભાઈની જ રાખું છું. એ કોઈ હોય તો ખબર પાડી દઉં, પણ જો દિયર છે એટલે મારા હાથ બંધાઈ ગયેલા છે.'

સન્મુખ પોતાની નિર્બળતાથી શરમાતો હોય તેમ કંઈ જવાબ આપ્યા વિના મૂગો રહ્યો.

## પ્રકરણ અઢારસું

## કિંમતી થાપણ

કાગનું બેસવું અને તાડનું પડવું એવો ઘાટ નાનાભાઈને થયો હતો. ભાભીમાએ સન્મુખના અપલક્ષણની વાત કરી ત્યારે એ ઉપજાવી કાઢેલી બીના હોવી જોઈએ તેમ નાનાભાઈને વસી ગયું હતું. સન્મુખના આગમને એ માન્યતાને પાકી કરી. સાચે જ એવું એવું લક્ષણ હોય અને મનોરમાનો એ સામે વિરોધ હોય તો એ અહીં આવવાની હિંમત કરે નહિ. નફફટ થઈને એ આવે તોપણ મનોરમા એના પ્રત્યેના વર્તનમાં અભાવ બતાવ્યા વગર ન રહે. એને બદલે સન્મુખ જાણે એનો પિયરનો ભાઈ હોય, નાનપણમાં સાથે ઊછર્યાં-રમ્યાં હોય અને એ આવતાં જે હેત બતાવે તેવી સ્થિતિ મનોરમાની હતી. બન્ને એકલાં મળતાં હતાં, વાતો કરતાં હતાં અને કોઈ જાતનો તિરસ્કારનો ભાવ જોવા મળ્યો ન હતો.

નાનાભાઈને એમાંથી બીજી શંકા પણ ગઈ. સન્મુખના અપલક્ષણને એ તાબે તો નહિ થાય? પતિ તરફનો અસંતોષ હોય તે સંજોગોમાં સ્ત્રી બીજા પુરુષ તરફ ઢળે તેમ આમાં ન બનવાનું શું કારણ છે? ભાણાભાઈ જેવા પતિ પ્રત્યે કયી સ્ત્રીને સંતોષ હોય? એમનામાં અલ્પ વિચારશક્તિ હશે કે કેમ, તેની પણ નાનાભાઈને શંકા શરૂ થઈ હતી. આમ તો એ કંઈ કામ એમને સોંપવા ઇચ્છતા ન હતા, પરંતુ દાક્તરસાહેબની ગેરહાજરીમાં એક કામ પતાવવાનું

નાનાભાઈએ નક્કી કર્યું હતું. ખેતીનો પાક ઓછામાં ઓછો ત્રણ વર્ષનો એ ભેગો થવા દેતા હતા. તમાકુ, જે દર વર્ષે વેચવા જેવો પાક ગણાય અને મોટે ભાગે એનો સંઘરો ખેડૂતો કરતા ન હતા. પરંતુ તે ય બે વર્ષ સુધી દાજીસાહેબ સંઘર્યા વગર રહેતા ન હતા. ગમે તેટલી તંગી હોય પણ એ દસ ટકા વધુ ભાવની આશા રાખતા હતા. અનાજ અને તમાકુનો બધો સંઘરો વેચી મારવાનું નાનાભાઈએ એમની ગેરહાજરીમાં નક્કી કર્યું હતું. એ હાજર હોત તો ન વેચવા દે અને બીજી બાજુ જો એ વેચી મારશે તો ગમે તેટલા ધુંઆંપુંવાં થશે પણ મોઢે બોલશે નહિ એ ય એટલું જ નક્કી હતું.

પરંતુ દાજીસાહેબની ગતિએ ચાલવા ટેવાઈ ગયેલા નાથા મુનીમથી એ મુદ્દલ વેઠાયું નહિ. સાતસો મણ ડાંગરનો સામટો સોદો નાનાભાઈએ કર્યો તે સાંભળીને જ એ હબકી ગયા. અનાજનો કાયદો હતો એટલે વેપારીને કાયદેસર વેચાય નહિ અને સરકારને જમીનના પ્રમાણમાં અમુક ડાંગર વેચવી પડતી હતી. દાજીસાહેબ ઠરેલા ક્વોટા કરતા ઓછી ડાંગર સરકારી ગોડાઉનમાં મોકલાવી માંડવાળ કરાવી દેતા. છૂપો જે વેપાર થતો એમાં સારો ભાવ આવે તો વેચતા. પરંતુ આ વર્ષે ડાંગરનો પાક સારો થવાથી બજારના છૂપા ભાવમાં અને સરકારના જાહેર ભાવમાં ખાસ તફાવત ન હતો. ફક્ત એટલો બધો પાક જો આ વરસે થયો તો પાછલા વર્ષોનું શું ? એવું સરકારી લફરું ન થાય માટે ગોડાઉન-કીપરે જુદા જુદા નામે તે વેચાણ નોંધીને સગવડ કરી આપવાનું કબૂલ્યું હતું.

નાથા મુનીમે એની ના પાડતા કહ્યું હતું—દાજીસાહેબ આવશે તો મારી ધૂળ કાઢી નાખશે.

નાનાભાઈએ એનો રદિયો આપ્યો હતો—તમને શું કામ

કંઈ કહે? છતાં કહેશે તો હું છું ને?

નાથા મુનીમે થાય એટલી રકઝક કરી પણ કંઈ વળ્યું નહિ એટલે ઘેર શેઠાણી સમક્ષ ઊભરો ઠાલવ્યો : ' નાનાભાઈને હું સમજુ માનતો હતો, પરંતુ એમની પાસે હવેલીનો વહીવટ હોય તો એ દેવાળું કઢાવી નાખે એમાં મીનમેખ નહિ.'

' પણ થયું છે શું?'

' સાતસો મણ ડાંગરનો સામટો સોદો કરી નાખ્યો. અને તે ય સરકારને ઘેર. ખાનગી કોઈને વાત કરી હોત તો ય એક બે રૂપિયાનો ફેર પડત.'

' એમાં આપણે શું? એ ધણી છે. ખોટ જશે તો એમને જશે.'

' મને એમાં કંઈક કાળું લાગે છે.'

' એટલે?'

' દાજીસાહેબ નથી ત્યાં સુધી કંઈ ગાંઠ કરવા ધારી છે.'

' આ તે કંઈ કુલડીમાં ગોળ ઓછો ભંગાય છે કે કોઈને ખબર ન પડે. ડાંગર વેચાય એટલે તમારે ચોપડે રકમ તો જમે કરવી પડશે ને?'

' ના આપે તો મારાથી ઓછી મંગાય છે?'

' દાજીસાહેબ આવ્યા પછી હિસાબ તો માગશે ને?'

' મોટા લોકોનું આ જ ડીંડવાણું છે ને! હિસાબ જુએ પણ એ રકમ નાનાભાઈ પાસે હોય તો માગે નહિ કે ક્યાં ગઈ તે ય પૂછે નહિ.'

' અંતે તો બધું નાનાભાઈનું જ છે એમ માનીને દાજીસાહેબ ના પૂછે, બાકી છાશમાં માખણ જવા દે તેવા કુનડ એ નથી.'

' આ વખતે તો હું કહી દેવાનો કે હવેલીનો વહીવટ નાનાભાઈના હાથમાં આવતાં દસ વર્ષ બધું સાફ ન થઈ જાય તો કહેજો.'

હતી. આવી છોકરીનો અવતાર ભાણાભાઈને પરણીને ગો માર્યક થવાનો તેમ નાનાભાઈને દુઃખ થતું હતું. સન્મુખ આવીને ગયો અને એના પ્રત્યે જે સદ્ભાવ મનોરમાએ બતાવ્યો તેથી એમને શંકા ગઈ કે મનોરમા એના પ્રત્યે ઢળી હોય તો શું કહેવાય? તેમાથી એમને એ પણ વિચાર આવ્યો કે સન્મુખ સાથે એ જો પરણી હોત તો બન્ને જુગતે જોડી ગણાત. આવા સમકક્ષ પાત્રો લગ્નથી જોડાયા ન હોય તોપણ નિકટતાને લીધે અને લગ્નજીવનના અસંતોષને કારણે એકબીજા પ્રત્યે ન ઢળી પડે?

નાનાભાઈના હૃદયમા મનોરમાએ જે સદ્ભાવનું સ્થાન પ્રાપ્ત કર્યું હતુ તેથી એમને પોતાને આવી શંકા કરવા બદલ શરમ લાગી. એના પ્રત્યે સદ્ભાવનાની વૃત્તિ સાચી હોય તો શા માટે એની મૂઝવણ સીધેસીધી જાણવા પ્રયત્ન ન કરવો? એ તક બીજે દિવસે બપોરે ઝડપી લેતા નાનાભાઈએ કહ્યુ : 'મનુ! બેસો.'

મનોરમા બેઠી તો ખરી, પણ એને આશ્ચર્ય ઓછું નહોતું થયુ. નાનાભાઈ એની સાથે ખપપૂરતી વાતચીત કરતા હતા એટલે એમને કંઈ કામ હોય તો એ કહી શકે, પણ બેસવાનુ શુ કામ હશે?

એના એ ભાવને સમજી જઈને પ્રત્યુત્તર આપતા નાનાભાઈએ કહ્યું. 'તમને પાણી લાવવાની મેં બૂમ પાડી હતી, તે પાણીની જરૂર હતી માટે નહિ; નોકરને આરામ કરવા દઈ, તમે જ પાણી લઈને આવશો માટે મારે તમને એક વાત પૂછવી છે.'

'શી?' વિમાસણમાં પડી ગઈ હોય તેમ મનોરમાથી પુછાઈ ગયું.

'ભાભીમાએ જાત્રાએ જતા તમારી મને સોપણી કરી હતી, તે તો તમે જાણો છો. એમણે તમને દીકરી ગણી છે તેમ તમને સાંભળતા મને કહ્યુ હતું. પરંતુ હું એમને શું ગણું છું તે મે

તોલાટ દાજીસાહેબનો કાયમનો હતો એટલે એવી બીકનો સવાલ ન હતો, છતાં આ સંઘ કાશીએ નહિ જાય માની નાનાભાઈએ કહ્યું: 'એમ હોય તો નાથા મુનીમને એમને ઘેરથી બોલાવતા જજો. હા-ના કરે તો મારું નામ દેજો.'

અને નાથા મુનીમે ચાવીઓ સંભાળી લીધી એટલે એમની સાથે વખારે જવાની તસ્દી લીધા વગર ભાણાભાઈ હવેલીએ પાછા આવી ગયા. નાનાભાઈને વધાઈ ખાતાં કહ્યું: 'નાથા મુનીમ ચાવીઓ લઈને ગયા છે!'

નાનાભાઈને તે વખતે જ થયું હતું કે હીરો ઘોઘે જઈ આવે તેમાંના ભાણાભાઈ છે. હવેલીના આશ્રિત રહીને એ જીવન ગુજારે તેમાં એમને વાંધો ન હતો, પરંતુ બુદ્ધિ સામે જે લઠ લઈને ફરે તે પુરુષની પત્નીનું શું? એ ય જો લઠ લઈને ફરે એવી હોય તો બન્નેની જુગતે જોડી મળે, પરંતુ મનોરમા સાવ જુદી માટીની ઘડાઈ હતી. ભાભીસાની ગેરહાજરીની ખોટ એણે પડવા દીધી ન હતી. વચ્ચે બે વખત વીસવીસ મહેમાનની ધમાલ આવી ગઈ હતી. રણજીતભાઈનાં વહુએ મદદ માટે કહેવડાવ્યું અને પોતે ના પાડશે તો અભિમાનમાં ખપશે એટલે મનોરમાએ એ કહેણ સ્વીકાર્યું હતું. પરંતુ એમણે જોઈ લીધું હતું કે પોતાની મદદની એને કંઈ જરૂર ન હતી એટલે બીજી વખતે જાણીને આવ્યાં ન હતાં. આ બધી કાર્યદક્ષતા નાનાભાઈથી અજાણ ન હતી.

વળી એ કેવળ ઘર ચલાવવામાં કુશળ હતી એમ નહિ, બપોર પછી એમાંથી એ નિવૃત્ત થતી ત્યારે છાપું વાંચવાનું ચૂકતી નહિ. 'હરિજન બંધુ' જેવું ગંભીર વાંચનનું છાપું અને મશરૂવાળાના તંત્રીપણાને લીધે મહાત્માજી જેટલી એની ભાષા સાદી ન ગણાય, છતાં મનોરમા જે દિવસે તે આવતું તે દિવસે એને શોધીને વાંચતી

હતી. આવી છોકરીનો અવતાર ભાણાભાઈને પરણીને શો સાર્થક થવાનો તેમ નાનાભાઈને દુઃખ થતું હતું. સન્મુખ આવીને ગયો અને એના પ્રત્યે જે સદ્‌ભાવ મનોરમાએ બતાવ્યો તેથી એમને શંકા ગઈ કે મનોરમા એના પ્રત્યે ઢળી હોય તો શું કહેવાય? એમાંથી એમને એ પણ વિચાર આવ્યો કે સન્મુખ સાથે એ જો પરણી હોત તો બન્ને જુગતે જોડી ગણાત. આવા સમકક્ષ પાત્રો લગ્નથી જોડાયા ન હોય તોપણ નિકટતાને લીધે અને લગ્નજીવનના અસંતોષને કારણે એકબીજા પ્રત્યે ન ઢળી પડે?

નાનાભાઈના હૃદયમાં મનોરમાએ જે મદ્‌ભાવનું સ્થાન પ્રાપ્ત કર્યું હતુ તેથી એમને પોતાને આવી શંકા કરવા બદલ શરમ લાગી. એના પ્રત્યે સદ્‌ભાવનાની વૃત્તિ સાચી હોય તો શા માટે એની મૂંઝવણ સીધેસીધી જાણવા પ્રયત્ન ન કરવો? એ તક બીજે દિવસે બપોરે ઝડપી લેતા નાનાભાઈએ કહ્યું: 'મનુ! બેસો.'

મનોરમા બેઠી તો ખરી, પણ એને આશ્ચર્ય ઓછું નહોતું થયું. નાનાભાઈ એની સાથે અપપૂરતી વાતચીત કરતા હતા એટલે એમને કંઈ કામ હોય તો એ કહી શકે, પણ બેસવાનું શું કામ કહે?

એના એ ભાવને સમજી જઈને પ્રત્યુત્તર આપતાં નાનાભાઈએ કહ્યું: 'તમને પાણી લાવવાની મેં બૂમ પાડી હતી, તે પાણીની જરૂર હતી માટે નહિ; નોકરને આરામ કરવા દઈ, તમે જ પાણી લઈને આવશો માટે. મારે તમને એક વાત પૂછવી છે.'

'શી?' વિમાસણમાં પડી ગઈ હોય તેમ મનોરમાથી પુછાઈ ગયું.

'ભાભીમાએ જાત્રાએ જતા તમારી મને સોંપણી કરી હતી, તે તો તમે જાણો છો. એમણે તમને દીકરી ગણી છે તેમ તમને સાંભળતા મને કહ્યુ હતું. પરંતુ હું એમને શું ગણું છુ તે મે

તમને નહોતું કહ્યું. એ મારાં ભાભી થાય, મોટાં ભાભી થાય એટલું જ નથી, એ ભાભી તો સગાઈના સંબંધે થાય છે પણ સાચી રીતે તો એ મારાં મા છે. એમણે મને નાનપણમાં ઉછેરેલો છે. ભાભીમા એ કંઈ એવું અમસ્તું નામ નથી પડયું. એ ગુણને લીધે એમનું એ જ મૂળ નામ બની ગયું છે. તમે જો એમનાં દીકરી હો તો હું તેમનો દીકરો છું. તમારાથી મોટો એટલે તમારો મોટાભાઈ.'

પુષ્પાના કડવા અનુભવ ઉપરથી નાનાભાઈએ એને બેસવા કહ્યું ત્યારે મનોરમા પ્રથમ ફફડી ઊઠી હતી. પરંતુ નાનાભાઈની નજરમાં એવો કોઈ વિકાર ન જોતાં એને જે વિમાસણ પેદા થઈ હતી તે ય આ સાંભળતાં શમી ગઈ. અને એ જે પૂછે તે દિલ ખોલીને કહી દેવા જેવી એ હળવી બની ગઈ.

સીધા પ્રશ્ન ઉપર ન આવતાં નાનાભાઈએ પ્રસ્તાવના કરતાં કહ્યું: 'મને લાગે છે કે ભાભીમાની ગેરહાજરીમાં તમે મૂંઝાઓ છો.'

'એવું કંઈ નથી.' મનોરમાએ સ્પષ્ટતા કરતાં કહ્યું.

'એમાં મારો દોષ છે તેમ ન ગણાઈ જાય માટે તમે ઇન્કાર કરો છો તેમ એનો હું અર્થ કરું છું. તમે દિલ ખોલી શકો તેવું હવેલીમાં કોઈ સ્ત્રીમાણસ નથી તેમ મારું કહેવું છે. ભાભીમાને બદલે શાન્તાગૌરી હોત તોપણ તમને એ મૂંઝવણ ન રહેત. હું તમારો મોટાભાઈ છું તેમ સમજીને મૂંઝવણ મનમાં ન રાખતાં મને કહી શકો છો.'

મનોરમાને વહેમ પડ્યો કે સન્મુખ સાથે થયેલી વાતચીત-માંથી એમને કાને કંઈ પડી તો નહિ ગઈ હોય ને? જોકે એવી શક્યતા નહોતી એટલે જાણવા માટે એણે પૂછ્યું: 'શા ઉપરથી તમે એવું માનો છો?'

'તે દિવસે તમે હવેલીમાં પછડાટ ખાધી અને જે કારણ કહ્યું

તે મને સાચું નથી લાગ્યું.'

મનોરમા પકડાઈ ગઈ હોય તેમ નીચું જોઈ ગઈ.

'તમે સમયસૂચકતા વાપરી તે બદલ તમારી કદર કરું છું. પરંતુ ભાભીમા હોત તો તમે સાચું કારણ એમને ન કહ્યું હોત?'

હવે છુપાવવાની જરૂર ન હતી એમ લાગતા મનોરમાએ કહ્યું:

'એમને ન કહું તો પછી કોને કહું?'

'ભાભીમાની ગેરહાજરીમા હું તમારો ભાઈ છું એટલું જ મારે કહેવું છે.'

'મને ખબર નહિ કે તમને એવી શંકા ગઈ હશે.'

નાનાભાઈને મોએ તો આવી ગયું કે, ભાભીમાને એવી શંકા ન આવે પણ હું કંઈ ભોળાભાઈ નથી પરંતુ એવું કહેવાથી મનોરમાના અસંતોષમા વધારો થાય માની એ બોલ્યા: 'માએ એને સાચું માન્યું છે, પણ મેં એને નથી માન્યું. તમે એ છુપાવ્યું છે તેમા મેં તમારી મોટાઈ જ માની છે.'

નાનાભાઈએ મનોરમા સામે નજર માંડી તો એની આંખમાથી આંસુ ટપકી રહ્યા હતા. એના પ્રત્યુત્તરમા એમણે કહ્યું: 'મનુ! તમને દુઃખ થતું હોય તો ન કહેશો. મારો એ જાણવાનો દુરાગ્રહ છે તેમ ન માનશો. મારી એ ફરજ છે તે અર્થમાં જ પૂછી રહ્યો છું.'

આંસુ લૂછી નાખતા મનોરમા બોલી: 'તમે જાણી ગયા તેને હું રડતી નથી. તમને કહેવું ન પડે તે માટે પ ગડી નથી ગઈ- બની વહુ સૌની ભાભી એમ માનતી હતી, પણ મને તમે નાની બહેન તરીકે જોઈ તે સુખને રડું છું. હર્ષનાં એ આંસુ છે.'

'એ આંસુ પાછળ જે દુઃખ છુપાયું છે તે હું લૂછી શકું, તો તમારા એ હર્ષના આંસુ સાર્થક થયાં ગણાય.'

'હું કરમ કઠણુ લઈને આવી હોઉં તો એ ન પણ લૂછી શકાય. એમાં તમારો દોષ શી રીતે કાઢી શકું? હવેલીએ મને શાંતિ આપી છે, પણ મારા કરમમાં અશાંતિ હશે તે પુષ્પાને ઘા કરવાનું મન થયું. બાકી મેં કંઈ એનું બગાડયું નથી.'

'તમે શું બગાડયું છે તે હું જોઈ શકું છું.'

'મેં બગાડયું છે? શું?'

'તમારા આવવાથી એના અભિમાન ઉપર ઘા થયો છે.'

'મેં એવું કોઈ વર્તન કર્યું નથી કે એના અભિમાનને ઘા પડે.'

'તમારી હાજરી એ માટે પૂરતી છે.'

'એટલે?'

'એને રૂપનું ભારોભાર અભિમાન હતું. રણજીતભાઈએ એ પોષ્યું હતું. તમારા રૂપ આગળ એને ઝાંખું પડવું પડયું એટલે એણે પ્રહાર કર્યો.'

'રૂપ એ કંઈ હવેલી માટે નવી વસ્તુ નથી. શાન્તાગૌરી મારા કરતાં જુવાનીમાં રૂપાળાં હતાં તેમ ભાભીમા કહેતાં હતાં. શું એ આ ઉંમરે પરણીને આવ્યાં હોત તો એમના ઉપર આવો ઘા કરી શકત? હું હવેલીની આશ્રિત છું એમ માનીને એ હિંમત કરી શકી છે. અને હવે મને મારું કરમ કઠણ જોતાં એ પણ બીક લાગવા માંડી છે કે મને લાચાર માની ખુદ રણજીતભાઈ ઘા કરવા તૈયાર થાય તો મારી શી વલે થાય?'

નાનાભાઈએ ડોકું હલાવી એનો ઇન્કાર કરતાં કહ્યું: 'પુષ્પાએ અણસમજમાં બાળક સાપ પકડે તેવું પગલું ભર્યું છે. રણજીતભાઈ હવેલીની સામે એવો ઘા કરવાની હિંમત ન કરે. અને કરે તો એનું શું પરિણામ આવે તે એમને ખબર છે.'

'પરંતુ મારે લીધે હવેલીમાં જાદવાસ્થળી જામે તેનું હું શું કામ ઇચ્છું?'

'એટલે તમે મુંબઈ પાછા જવાનું વિચાર્યું છે એમ ને?'

'એના બે કારણો છે.'

'શાં?'

'એમને મુંબઈના જીવનના ઉછેરને લીધે ગ્રામજીવન પસંદ નથી. અહીં રહેવું હોય તો એમણે જે કામગીરી ઉપાડી લેવી જોઈએ તેનો પણ એ ઉત્સાહ બતાવતા નથી. પછી હું દબાણ કરીને એમને અહીં ગોંધી રાખું એ ઠીક ન કહેવાય.'

'પરંતુ અહીં એ કોઈ કામગીરી કરે તો જ રહી શકે તેવું શું કામ માનો છો? જેને કોઈ કામગીરી ન કરવી હોય તે જ હવેલીમાં રહે તે અહીંનો શિરસ્તો છે! મુંબઈમાં પણ એ શી કામગીરી કરવાનો ઉત્સાહ બતાવશે? અને જો બતાવવાના હતા તો આજ સુધી શું કામ ન બતાવ્યો?'

એનો કોઈ બચાવ ન હતો એટલે મનોરમાએ કહ્યું. 'એ મારે જોવાની શી જરૂર? એમને મુંબઈનું આકર્ષણ છે તો ભલે ત્યાં રહે. અહીં ભાભીમાની હવેલી પરાઈ નથી તેમ ત્યાં સુમીબહેનનો બંગલો પરાયો નથી.'

'પણ તમે જે ભયથી બચવા અહીં આવ્યા હતા તે હવે નાબૂદ થયો છે ખરો?'

સન્મુખની વાત નાનાભાઈને કાને ગઈ ન માની મનોરમાએ પૂછ્યું: 'શાના ભયની વાત તમે કરો છો?'

'ભાભીમાને તમે જે ભયની વાત કરી હતી તે.' નાનાભાઈએ તે સાથે ઉમેર્યું. 'ભાભીમાએ તમારો વિશ્વાસ ભંગ કર્યો છે તેમ ન માનતા. દાજીસાહેબને પણ એમણે એ કહ્યું નથી. પરંતુ મને

'હું કરમ કઠણ લઈને આવી હોઉં તો એ ન પણ લૂછી શકાય. એમાં તમારો દોષ શી રીતે કાઢી શકું? હવેલીએ મને શાંતિ આપી છે, પણ મારા કરમમાં અશાંતિ હશે તે પુષ્પાને ઘા કરવાનું મન થયું. બાકી મેં કંઈ એનું બગાડયું નથી.'

'તમે શું બગાડયું છે તે હું જોઈ શકું છું.'

'મેં બગાડયું છે? શું?'

'તમારા આવવાથી એના અભિમાન ઉપર ઘા થયો છે.'

'મેં એવું કોઈ વર્તન કર્યું નથી કે એના અભિમાનને ઘા પડે.'

'તમારી હાજરી એ માટે પૂરતી છે.'

'એટલે?'

'એને રૂપનું ભારોભાર અભિમાન હતું. રણજીતભાઈએ એ પોષ્યું હતું. તમારા રૂપ આગળ એને ઝાંખું પડવું પડયું એટલે એણે પ્રહાર કર્યો.'

'રૂપ એ કંઈ હવેલી માટે નવી વસ્તુ નથી. શાન્તાગૌરી મારા કરતાં જુવાનીમાં રૂપાળાં હતાં તેમ ભાભીમા કહેતાં હતાં. શું એ આ ઉંમરે પરણીને આવ્યાં હોત તો એમના ઉપર આવો ઘા કરી શકત? હું હવેલીની આશ્રિત છું એમ માનીને એ હિંમત કરી શકી છે. અને હવે મને મારું કરમ કઠણ જોતાં એ પણ બીક લાગવા માંડી છે કે મને લાચાર માની ખુદ રણજીતભાઈ ઘા કરવા તૈયાર થાય તો મારી શી વલે થાય?'

નાનાભાઈએ ડોકું હલાવી એનો ઇન્કાર કરતાં કહ્યું: 'પુષ્પાએ અણસમજમાં બાળક સાપ પકડે તેવું પગલું ભર્યું છે. રણજીતભાઈ હવેલીની સામે એવો ઘા કરવાની હિંમત ન કરે. અને કરે તો એનું શું પરિણામ આવે તે એમને ખબર છે.'

'પરંતુ મારે લીધે હવેલીમાં આદવાસથી તમે તેનું હું શું કામ પ્રચ્છું?'

'એટલે તમે મુંબઈ પાછા જવાનું વિચાર્યું છે એમ ને?'

'એમનાં બે કારણો છે.'

'શાં?'

'એમને મુંબઈના જીવનના ઉછેરને લીધે ગ્રામજીવન પસંદ નથી. અહીં રહેવું હોય તો એમણે જે કામગીરી ઉપાડી લેવી જોઈએ તેનો પણ એ ઉત્સાહ બતાવતા નથી. પછી હું હઠાગ્રહ કરીને એમને અહીં ગોંધી રાખું એ ઠીક ન કહેવાય.'

'પરંતુ અહીં એ કોઈ કામગીરી કરે તો જ રહી શકે તેવું શું કામ માનો છો? જેને કોઈ કામગીરી ન કરવી હોય તે જ હવેલીમાં રહે તે અહીંનો સિરસ્તો છે! મુંબઈમાં પણ એ શી કામગીરી કરવાનો ઉત્સાહ બતાવશે? અને જો બતાવવાના હતા તો આજ સુધી શું કામ ન બતાવ્યો?'

એનો કોઈ બચાવ ન હતો એટલે મનોરમાએ કહ્યું: 'એ મારે જોવાની શી જરૂર? એમને મુંબઈનું આકર્ષણ છે તો ભલે ત્યાં રહે. અહીં ભાભીમાની હવેલી પરાઈ નથી તેમ ત્યાં મુનીમજીનો બંગલો પરાયો નથી.'

'પણ તમે જે ભયથી બચવા અહીં આવ્યાં હતાં તે હવે નાબૂદ થયો છે ખરો?'

સન્મુખની વાત નાનાભાઈને કાને ગઈ ન માની મનોરમાએ પૂછ્યું: 'શાના ભયની વાત તમે કરો છો?'

'ભાભીમાને તમે જે ભયની વાત કરી હતી તે' નાનાભાઈએ તે સાથે ઉમેર્યું: 'ભાભીમાએ તમારો વિશ્વાસ ભંગ કર્યો છે તેમ ન માનતા. દાજીસાહેબને પણ એમણે એ કહ્યું નથી પરંતુ મને

એમણે એ અર્થમાં કહ્યું હતું કે એ પોતે મને જાત્રાએ જતી વખતે કેવી કિંમતી થાપણ સોંપી જતાં હતાં.'

ભાભીમાએ ગુપ્ત વાત નાનાભાઈને કહી તેનું દુઃખ મનોરમાને ન થયું. બન્ને વચ્ચે કેટલી આત્મીયતા–વાત્સલ્ય હતાં તેનું જ એને દર્શન થયું. પરંતુ એને જે આશ્ચર્ય થયું તે એટલું જ કે, નાનાભાઈ જાણતા હતા છતાં સન્મુખ આવ્યો ત્યારે એમણે એના તરફ તિરસ્કારની નજરે જોયું ન હતું. એથી એણે પૂછ્યું ય ખરું: 'સન્મુખભાઈ આવ્યા અને ગયા ત્યાં સુધી તમે એ ભાવ વરતાવા ય ન દીધો! અમે એવી રીતે મળતાં હતાં કે ઘડીભર વહેમ આવે કે મેં કહેલી વાત સાચી હશે કે નહિ?'

નાનાભાઈ: 'તમે સજાગ હો અને હવેલીની છાયા હોય પછી મારે વિના કારણ ચિંતા કરવાની શી જરૂર? હું એનો અર્થ એટલો જ કરું છું કે એણે તમને એ બાબતમાં નિર્ભય બનાવ્યાં હશે માટે જ તમે પાછાં જવાનું વિચારતાં હશો.'

મનોરમા હરખાઈ જતાં બોલી: 'ભાઈને જ આ રીતે દેખાય, બાકી બીજી નજર તો વધુ વહેમાયા વગર ન રહે.'

નાનાભાઈએ ભાઈ તરીકે સલાહ આપતાં કહ્યું: 'મારે એમાં થોડું ઉમેરવું છે.'

'ખુશીથી મને જે આજ્ઞા કરવી હોય તે કરવાનો આપનો હક હું સ્વીકારું છું.'

'આજ્ઞામાંથી અગ્નિ પ્રગટે છે અને મને એનો રસ બિલકુલ નથી.' મનોરમા સામે જોઈ મંદમંદ હસતાં હસતાં નાનાભાઈ બોલ્યા.

'આપ ભલે જે કહેવાનું હોય તેને આજ્ઞા ન માનો, હું તો એને એ અર્થમાં લઈને અમલ કરીશ.'

'તો મારે કંઈ નથી ઉમેરવું.'

'પણ નાનીબહેન તરીકે હું સલાહ માગું તો આપશો ને?'

'એક શરતે!'

'શી?'

'એને આજ્ઞા નહિ માનવાની.'

'પણ એનો હું અમલ કરું તેમ તો આપ ઇચ્છતા હશો ને?'

'એ ઇચ્છું છું માટે તો સામેથી કહેવા તત્પર થયો છું. પણ તે ય કહ્યું તેમ એક શરતે.'

'શરત કબૂલ રાખીશ, પછી સંતોષ થશે ને?'

'હું જે કહું તે ઉપર વિચાર કરવાનો. ભાભીમા, સુમીબહેન કે જે કોઈ વડીલ ઉપર શ્રદ્ધા હોય તેની સલાહ લેવાની અને તેમને બુદ્ધિથી એ ગ્રાહ્ય લાગે તો જ એનો અમલ કરવાનો.'

'કબૂલ, કબૂલ.'

'સન્મુખભાઈએ તમને નિર્ભય કર્યાં હોય તે વિષે હું એમના ઉપર શંકા લાવતો નથી. પરંતુ જે નિર્ભયતા બીજા ઉપર આધાર રાખતી હોય તે સાચી નિર્ભયતા છે તેમ ન કહી શકાય. આશ્રિતપણામાં તમને નિર્ભયતા જોખમાતી લાગતી હોય અને રણજીતભાઈ તરફથી તમને બીક રહેતી હોય તો, મુંબઈ જવાથી આશ્રિતપણાની સ્થિતિમાં ફેર પડતો નથી. અહીં રણજીતભાઈના તમે આશ્રિત નથી, જ્યારે ત્યાં સન્મુખભાઈનાં સીધાં આશ્રિત છો. એની દૃઢતા ચળે તો તમારું નિર્ભયપણું જોખમાય. હું તો ઇચ્છું અને પ્રાર્થું પણ ખરો કે એમની દૃઢતા અચળ રહે. પરંતુ વાસ્તવિકતાનો સ્વીકાર કરીને ચાલવું જોઈએ...'

નાનાભાઈ અટક્યા એટલે મનોરમા એ કહેવાનો અર્થ સમજી હોય તેમ બોલી ઊઠી: 'ખુશીથી કહો. વાસ્તવિકતાનો આદર્શ સાથે

સુમેળ થાય એ જ હિતાવહ છે એટલું તો મને અનુભવથી સમજાવા માંડયું છે.'

'આ બધાનું કારણ તમે આશ્રિતપણામાં જુઓ છો એટલે તમે મૂળ શોધી કાઢ્યું છે તેમ હું જોઈ શકયો છું. એ આશ્રિતપણું ટળે તેવો રસ્તો શું કામ તમે ન શોધી કાઢો?'

'એની શોધમાં હું અહીં આવી હતી. પરંતુ "એમણે" અહીં પણ સીધાસાદા કામમાં પણ રસ ન બતાવ્યો. રસ નથી પડતો તેમ ઉપેક્ષા બતાવવા માંડી.'

'એ ભલે આશ્રિતપણામાં જીવવામાં રાચે. તમે સ્વાશ્રયી બનો.'

'હું?'

'આશ્ચર્ય પામવા જેવું એમાં શું છે? જે છોકરીઓને લગ્ન પછી જીવનમાં નિરાધારપણું લાગે તે એ માર્ગે જઈ ને જ આશ્રિત મટી શકે અને નિર્ભય બની શકે. તમે સ્વાશ્રયી હશો તો સન્મુખભાઈ તમારી નિર્ભયતાને આંચ પહોંચાડી શકશે નહિ.'

વચ્ચે ઊભેલું વિઘ્ન બતાવતાં મનોરમા બોલી: 'એ વાત કરતાં સૌ મને પીંખી નહિ નાખે? તારે કમાવાની શી જરૂર છે તેમ પૂછે તો હું શું જવાબ આપું? અમારા ઉપર તને વિશ્વાસ નથી એમ કહી મારો જવાબ માગે તો?'

'તમને પોતાને એ માર્ગ અંતરમાંથી લાધ્યો હશે તો એ બધાંને તમે પહોંચી વળશો. એમાં તમને જે મદદ જોઈશે તે મોટાભાઈ તરીકે હું આપીશ. પરંતુ મારી સલાહને વાગોળીને તમને ગળે ઊતરે તો એ માર્ગે જવાનું કેવળ મેં કહ્યું છે તે સાચું છે એવી અંધશ્રદ્ધાએ ચાલવાનું નથી.'

'પણ મારું ભણતર પૂરતું નથી.'

'એ બધું હું પહોંચી વળીશ. હવેલીમા જેમ અન્નનો તોટો નથી તેમ અમદાવાદના આપણા ઘેર પણ તોટો નથી. અહીં ભાભીમા છે તો ત્યા શાન્તાગૌરી છે. તમને ભણવામા સાથ આપે તેવી માધવીની જોડી પણ છે.'

નાનાભાઈને શું ગમશે તે મનોરમા સમજી ગઈ હતી એટલે એણે કહ્યું: 'હું એના ઉપર વિચાર કરીશ.'

અને એ જેમ જેમ એ માર્ગે વિચારવા લાગી તેમ તેમ તેને સન્મુખ સાથે થયેલી વાતચીત બાલીશ લાગવા માડી. છૂટાછેડા લેવાની ક્રાંતિકારી વાત નાને મોંએ એ ઉચ્ચારી બેઠી પણ એની ક્રાંતિ આશ્રિત સ્ત્રી કઈ રીતે કરવાની હતી? એનો આધાર અને સન્મુખ ઉપર હતો. એની-એમા ય એટલી નિરાધારી તો છૂટાછેડા થવાના હતા તેવી પણ એ ભ્રમણામા ન હતી. પરંતુ છૂટાછેડા થાય કે આ લગ્નજીવન રહે, એને માટે ઉત્તમ માર્ગ તો નાનાભાઈએ ચીંધ્યો તે હતો—સ્વાશ્રયી બનવાનો બીજે દિવસે હા પાડી દેવા એ ઉત્સુક થઈ, પણ જાણીને જ મૌન સેવ્યું.

## પ્રકરણ ઓગણીસમું

### કુળવાનશાહીને ફેંકાયેલી ચેલેન્જ!

નરસિંહભાઈ ઘર-વપરાશની ચીજો તાલુકાના કસ્બામાંથી ખરીદી લાવતા હતા. ગામમાંથી કોઈ ચીજ ભાગ્યે ખરીદતા હતા. પરન્તુ સંતોકબહેને યાદ દેવડાવ્યા છતાં ખાંડ લાવવાનું એ ખાસ્સું એક અઠવાડિયું ભૂલી ગયા તેથી કામચલાઉ નાથા શેઠની દુકાનેથી લાવવી પડી. ગંગા શેઠાણી ખાંડ કોઈને પડીકામાં બાંધીને આપતાં ન હતાં. ઘરાક તે લેવા વાસણ આણ્યું હોય તેમાં લે કે પછી પહેરેલું ધોતિયું કે સાડીના છેડામાં બાંધી લે. પરન્તુ નરસિંહભાઈને ઘેર ખાંડ લઈ જવાની હતી એટલે એમણે કાગળનું પડીકું બાંધી આપ્યું હતું. એ પડીકાનો કાગળ નરસિંહભાઈની નજરે અકસ્માત પડી ગયો. એ વાંચતાં કોઈ ખજાનો હાથ લાગ્યો હોય તેમ એમના મોં ઉપર તેજની રેખાઓ પ્રગટી ગઈ.

ગામમાં પાટીદારોની જે ધર્મશાળા હતી તેના ખર્ચનો અને આવકનો એમાં હિસાબ હતો. ગામમાં પાંચ ખડકીઓ હતી તેમાં ચાર ખડકીઓનો એ ધર્મશાળામાં ભાગ હતો. પાંચમી ખડકીનો એમાં ભાગ ન હતો. મૂળે ગામની પાટીદાર વસ્તી એક જ બાપની પ્રજા હતી અને તે પુરુષને પાંચ દીકરા તેની પાંચ ખડકીઓનો વિસ્તાર થયો હતો. પરન્તુ નરસિંહભાઈ વાળી જે ખડકી હતી તે હલકી ગણાતી હતી અને ગામની આગેવાનીમાં પણ એમનો હિસ્સો

માન્ય રખાયો ન હતો પાટીદારોએ જે સમૂહ કાર્યો કર્યા તેમા પણ એમનો સહકાર લીધો ન હતો. આથી પાટીદારોની જે ધર્મશાળા હતી તેમા એ ખડકીનો હિસ્સો ન હતો

ધર્મશાળાનો આમ તો બીજો કઈ ઉપયોગ ન હતો. પચ વર્ષ ઉપર પ્રાથમિક શાળાનુ મકાન બધાયુ તે અગાઉ તેમા શાળા એસતી હતી અને ગામની બધી પ્રજાના બાળકો ભણતા હતા. ફક્ત પાટીદારોની જાન આવે ત્યારે નિશાળે અર્ધો ભાગ ખાલી કરી આપી તેને ઉતારો આપવો તેવી સરકાર સાથે ભાડે આપતી વખતે શરત કરેલી હતી. જો ચાર ખડકીવાળાને એવી જરૂર ન હોય તો પાંચમી ખડકીવાળાને વાપરવા દેવાની એ ઉદારતા બતાવતા હતા. પરન્તુ એની ઉપર એ હક કરી શકતા ન હતા. નરસિંહભાઈના વખતમા એક-બે વાર એવુ બન્યું કે એમની ખડકીની જાન ધર્મશાળામાં ઊતરી શકી ન હતી. મદિરમા જાન ઊતરી હતી મદિરની જગા નાની ન હતી, પરન્તુ મંદિર આખુ દાક્સાહેબના વડીલોએ બાધી આપેલું હતુ માટે હવેલીના વારસની મરજી લેવી પડતી હતી. પાટીદાર હોય કે ગમે તે જ્ઞાતિની વ્યક્તિ હોય, પણ કાછકુટુંબ સારા-માઠા પ્રસગે મદિર વાપરવાની કોઈને ના પાડતુ ન હતું. પરન્તુ મંદિરમા જાન ઉતારવી તે પાંચમી ખડકીવાળાને અપમાનજનક લાગતું હતુ. આથી એમણે આગવી પોતાની ધર્મશાળા બાધવાની જરૂર માની હતી. એ ખડકીની નજીક એક જાનુનું ગભાણ હતું તેમા બોય તળિયે અને ઉપર એક માળ બાંધે એ પૂરતુ હતું. જો ગામનું કામ હોત તો એ ખડકીવાળા જેટલી રકમ ન આપત તેથી વધારે બેચાઈને વટ ખાતર આપવા તૈયાર થયા હતા. નરસિંહભાઈએ વહીવટ હાથમા લીધો હતો અને પંદર વર્ષ પહેલા ધર્મશાળા બાધી દીધી હતી.

વાર લખીને દરેક વ્યક્તિ સામે આપેલી રકમનો ઉલ્લેખ કર્યો હતો. આશ્ચર્યની વાત તો એ હતી કે જે ખડકીનો એમા ભાગ નહોતો તેમ ગણાતું આવ્યુ હતું તેણે સૌથી વધુ રકમ આપી હતી. ગામના હિસાબનો વહીવટ નાથા શેઠના પૂર્વજો કરતા આવ્યા હતા. એ કારણે પાટીદારોને કોઈ વિવાદ કે કાજ પ્રસંગ હોય એનો હિસાબ પણ શેઠને માથે વેઠ તરીકે નંખાયો હતો. વેઠ કરનાર દરેક વસવાયાને જેમ મહેનતાણું મળે છે તેમ શેઠને પાઘડી બંધાવવામા આવતી. પાઘડી એટલે દસ રૂપિયા હિસાબી કામ એટલે શેઠનું કામ એમ જ લગભગ થઈ ગયું હતું એટલે દસ્તાવેજ લખવાનું કામ પણ શેઠના પૂર્વજોમાથી અમુકે કરેલું હતું. આ ધર્મશાળાનો હિસાબ જેમણે લખ્યો હતો તે વનમાળીદાસ શેઠ દસ્તાવેજો લખવાનુ કામ કરતા એટલે કોઈ પણ લખાણ પાછળ એમને સ્કન્ન લખવાનો મહાવરો પડી ગયો હતો. આમા પણ એમણે છેલ્લે પોતાની સહી કરી હતી.

ગણતરી પણ કરી લીધી.

નાથા શેઠને જો એમ ખબર પડે કે આ પુરાવો કોર્ટમાં જવાનો હતો અને રણજીતભાઈ સામે પોતાને સાક્ષીમાં ઊભા રહેવું પડે તેમ હતું, તો એ ચોપડો આપવા તૈયાર ન થાય. નરસિંહભાઈ એમને સાક્ષીમાં ન ખેંચે તોપણ નાથા શેઠને ઘેરથી એ ચોપડો ગયો હતો તેમ રણજીતભાઈ જાણે તોપણ એમની ધૂળ કાઢી નાખે. વનમાળીદાસ શેઠના અક્ષર આવે એટલે એ પુરાવો નાથા શેઠને ઘેરથી ગયો તે ચોખ્ખું હતું. ચોપડા રઝળતા મૂક્યા કે નરસિંહભાઈના હાથમાં આવ્યા તે ગણતરીએ પણ રણજીતભાઈ નાથા શેઠની ખબર લઈ નાખે. આ સંજોગમાં નાથા શેઠ પાસે સીધા ચોપડાની માગણી કરવી તે એમને વહેમ પેદા કરવા જેવું ગણાય. એ બીકે ન આપે તેમ પણ બને.

નરસિંહભાઈ યુક્તિ વિચારી લઈને સાંજના દુકાન ભણી નીકળ્યા. નાથા શેઠ દુકાને હોય અને એમને જુએ તો વિવેક કર્યા વિના ક્યારે ય ચૂક્યા ન હતા. આવો ને નરસિંહભાઈ સાહેબ! પહેલાં એ કેવળ નરસિંહભાઈ કહેતા હતા. પરન્તુ સ્વરાજ્ય આવ્યા પાછી કાંગ્રેસ કાર્યકર્તાઓ સેવકમાંથી બઢતી પામીને સાહેબ બન્યા હતા. આ ખબર નાથા શેઠ પોતાના ગામની દુનિયામાં જીવનાર આદમીને ન પડી હોત. પરન્તુ એક વખત કલેક્ટર સાહેબ આવ્યા હતા અને ગામમાં સભા રાખી હતી ત્યારે એમણે પોતે સભાને સંબોધતા પહેલાં નરસિંહભાઈના નામ સાથે સાહેબ જોડીને સંબોધન કર્યું હતું. અંગ્રેજ અમલ વખતે કલેક્ટરની જાહોજલાલી ગામમાં તંબુ ઠોકાઈને એનો મુકામ પડતો ત્યારે નાથા મુનીમે પૂરેપૂરી જોઈ હતી. એ કલેક્ટરના દરજ્જાનો અમલદાર નરસિંહભાઈને સાહેબ કહે અને પોતે હજી સુધી એમને કેવળ નામ દઈને

ગગા શેઠાણીએ મલકતાં કહ્યું: 'તમે નહિ કહો તો મને આ મૂકવાનું નહિ સૂઝે, એમ માનો છો?'

મૂળ વાત ઉપર આવતા પહેલા નરસિંહભાઈએ જાણે ઘણે વખતે બહારગામથી આવ્યા હોય તેમ કુટુંબની—દીકરા-દીકરીઓની ખબરઅંતર પૂછી. શેઠે નરસિંહભાઈ જેવા સાંભળનાર આગેવાન મળતા એમની દુઃખની કથા વિસ્તારથી કહેવા માંડી. નરસિંહભાઈએ આ આવતાં સુધી ધીરજથી સાંભળી અને એ કથા કેમે ય નહિ ખૂટે એમ માનીને ચાનો ઘૂંટ ભરતા એને વળાંક આપ્યો: 'ચડતી-પડતી આવ્યા જ કરતી હોય છે. એક દહાડો તમારા ઘરનો એવો ય હતો કે ગામમાં એક હવેલીની બોલબાલા હતી અને બીજી ગામના શેઠ તરીકે તમારા ઘરની હતી. હવેલીની આબરૂ મોટી એ ખરું, પણ એ મોટી આબરૂનું ઢાંકણ તમારું ઘર હતું. હવેલી કાયમ દેવાદાર અને શેઠનું ઘર કાયમ લહેણદાર.'

નરસિંહભાઈ સહેજ અટક્યા એટલે નાથા શેઠ બોલ્યા: 'એ જમાનાની ક્યાં વાત કરવી. પાટીદારની પાસે ય ખડકીનો વ્યવહાર શેઠ કરે તે થતો. કેટલો વરો કરવો અને કેમ કરવો તે શેઠનું ઘર નક્કી કરે.'

'સલાહ લેવા લાયક ઘર જ તમારું ગણાય. આપણે તો ક્યાં છે, પણ સાંભળેલી વાતો છે કે વનમાળીદાસ શેઠ એટલે ગામને

કામ લાગે. એ એકલા હતા એટલે ચાર એવડી કરવામાં ટૂંકી ન પડે, બાકી લાંબી પાથરવાની હોય તો એનાથી બારદાનનો કોથળો આસન તરીકે વધુ ગરજ સારે.

નરસિંહભાઈ જે ગરજે ઉપર ચડયા હતા તે શેતરંજીના અસન ઉપર દૂર બેઠે પાલવે તેમ ન હતું. શેઠની મેલી અને ડાઘાવાળી ગલ્લા પાસેની ગાદી ઉપર બેસી જતાં એ બોલ્યા : 'હું કયાં મહેમાન છું કે શેતરંજી પાથરવાની જરૂર છે. હું તો આ બેઠો. શેતરંજી લાવશો તોપણ અહીંથી હવે ઊઠવાનો નથી.' એ સાથે એમણે જોઈ લીધું કે જે પડીકું ચોપડાનાં બે પાન ફાડીને બાંધી આપ્યું હતું તે કાગળ ગલ્લાની બાજુમાં પડયો હતો. રૂપેરંગે સરખા જૂના કાગળ હતા અને અક્ષર પણ વનમાળી શેઠના વરતાઈ આવતા હતા.

ગંગા શેઠાણી શેતરંજી લઈને દોડી આવ્યાં. નાથા શેઠે એને ચોવડ વાળતાં કહ્યું: 'તમારે યોગ્ય શેતરંજી પણ નથી.' અને નરસિંહભાઈની જગાએ જો કોઈ બીજો બીનકોંગ્રેસી હોત તો એમણે રોજનું સૂત્ર ઉચ્ચાર્યું પણ હોત, 'કોંગ્રેસ સરકારે ઢેડભંગીનો ઉદ્ધાર કર્યો અને વાણિયાબામણનો નાશ કર્યો!' પણ એને બદલે એમણે ઉમેર્યું: 'આ કારમી મોંઘવારીમાં વેપારપાણીની સંદીમાં રોટલા કાઢવા દોહ્યલા છે ત્યાં શેતરંજી નવી લાવવી કયાંથી?'

નરસિંહભાઈએ નાથા શેઠ સાથે આત્મીયતા બતાવતાં કહ્યું: 'આપણે બધા શેતરંજી વગર અને કોથળા ય વગર નીચે ધૂળમાં બેસવાના દહાડા કયાં નથી જોયા?' અને નાથા શેઠને એમણે હાથ પકડી નીચે બેસાડી દીધા.

શેઠે એમાં નરસિંહભાઈની મોટાઈ જોઈ અને પોતાની સાથેની આત્મીયતા માની અને શેઠાણીને કહ્યું: 'ચા મૂકજે. મહીં તુલસી કે ફુદીનો નાખજે.'

ગંગા શેઠાણીએ મલકતા કહ્યું: 'તમે નહિ કહો તો મને આ મૂકવાનું નહિ સૂઝે, એમ માનો છો?'

મૂળ વાત ઉપર આવતા પહેલા નરસિંહભાઈએ જાણે ઘણે વખતે બહારગામથી આવ્યા હોય તેમ કુટુંબની—દીકરા-દીકરીઓની ખબરઅંતર પૂછી. શેઠે નરસિંહભાઈ જેવા સાંભળનાર આગેવાન મળતા એમની દુઃખની કથા વિગતારથી કહેવા માંડી. નરસિંહભાઈએ આ આવતાં સુધી ધીરજથી સાંભળી અને એ કથા કેમે ય નહિ ખૂટે એમ માનીને ચાનો ઘૂંટો ભરતા એને વળાંક આપ્યો: 'ચડતી-પડતી આવ્યા જ કરતી હોય છે. એક દહાડો તમારા ઘરનો એવો ય હતો કે ગામમા એક હવેલીની બોલબાલા હતી અને બીજી ગામના શેઠ તરીકે તમારા ઘરની હતી. હવેલીની આબરૂ મોટી એ ખરું, પણ એ મોટી આબરૂનું ઢાંકણું તમારું ઘર હતું. હવેલી કાયમ દેવાદાર અને શેઠનું ઘર કાયમ લહેણદાર.'

નરસિંહભાઈ સહેજ અટક્યા એટલે નાથા શેઠ બોલ્યા: 'એ જમાનાની ક્યા વાત કરવી! પાટીદારની પાઘે ય ખડકીનો વ્યવહાર શેઠ કરે તે થતો. કેટલો વરો કરવો અને કેમ કરવો તે શેઠનું ઘર નક્કી કરે.'

'સલાહ લેવા લાયક ઘર જ તમારું ગણાય. આપણે તો ક્યા જોયા છે, પણ સાંભળેલી વાતો છે કે વનમાળીદાસ શેઠ એટલે ગામને માટે છેલ્લો બોલ.'

નાથા શેઠ: 'વહીવંચાના તમામ ચોપડામા એમનું નામ આવે છે. ગામની આ ધર્મશાળા એમના વખતમા બંધાયેલી. એની પાકી બાંધણી એમને આભારી છે. એ કામ બદલ એમને પાઘડી બંધાવેલી અને ગેલ-શરપાવ આપેલો.'

નરસિંહભાઈ: 'એ વખતે ભણતર પણ ખાસ નહિ એટલે

પરગણાના દસ્તાવેજો પણ એ લખતા હતા.'

નાથા શેઠ : 'એમના વખતના ચોપડા અત્યાર સુધી સંઘર્યા હતા પણ પસ્તીના કાગળ મોંઘા થયા એટલે હવે એનાં પડીકાં વાળવા માંડ્યાં.'

નરસિંહભાઈ: 'એ બધા ચોપડા હવે તો નકામા. પણ એકાદ નમૂના તરીકે અમારા જેવા વકીલોએ સંઘર્યો હોય તો કોર્ટમાં કોઈ વખત બોડીઆ–કાનોમાત્રા વગરના અક્ષરનો નમૂનો રજૂ કરવો હોય તો કામ લાગે. આજના વકીલ અને ન્યાયાધીશોએ તો એ જોયા જ ન હોય.'

નાથા શેઠ: 'એવું હોય તો એકાદ ચોપડો લઈ જાઓ.'

શેઠ તે અભરાઈ ઉપરથી ઉતારવા ઊભા થવા ગયા એટલે નરસિંહભાઈએ એમનો હાથ પકડી બેસાડી રાખતાં કહ્યું: 'એવી કંઈ ઉતાવળ નથી. નિરાંતે ચા તો પીવો.'

અને સહજ રીતે નરસિંહભાઈ એમને જે ચોપડો જોઈ તો હતા તે ગલ્લા પાસેનો જતી વખતે લઈને ઊઠ્યા. શરૂઆતનાં થોડાં પાન પડીકામાં બંધાઈને ચાલી ગયાં હતાં, પરન્તુ એ ચોપડા ઉપરથી વનમાળીદાસ શેઠ પાટીદારોનો વહીવટ કરતા હતા અને હિસાબ રાખતા હતા તે સાબિતી મળી રહેતી હતી. ધર્મશાળામાં પાંચમી ખડકીનો ભાગ હતો તે એમનો રાખેલો હિસાબ પુરવાર કરતો હતો. પ્રથમ તો એમને એ વિચાર આવ્યો કે ખડકીના આગેવાનોને ભેગા કરી એમની સમક્ષ આ હકીકત મૂકવી. પરન્તુ એમાંથી આડકતરી રીતે રણજીતભાઈ પાસે માહિતી જાય અને તે ખોટા મમતે ચડે ને એનો સ્વીકાર ન કરે, તે કરતાં સૌથી પહેલાં એમની પાસે એ હકીકત મૂકવામાં આવે અને એ માની જાય તો કામ સહેલું થાય. જોકે ચાર ખડકીની મોટાઈ સામે આ પડકાર હતો એટલે બીજા આગે-

વાનો તરત સ્વીકારે કે કેમ એ ય સવાલ હતો જ. પરન્તુ રણુજીત-ભાઈ એનો વહીવટ કરતા હતા એટલે એમની સંમતિ હોય તો કામ સરળ થાય એવું હતું મકનના ખૂન ગામનમા એ પકડાયા હતા તેથી પોતાના ઉપર આકારણુ એ ખિજાએલા હતા તે નરસિંહ-ભાઈની જાણુ બહાર ન હતું આ સ્થિતિમા પોતે મીઠુ હરેવા જાય અને અપમાન કરી બેસે તો સહેવા એમની તૈયારી ન હતી મીઠું કરવા જતા વાકુ થઈ બેસે તે ડરથી નરસિંહભાઈએ તે હકીકત નાનાભાઈને જણાવી શો પુરાવો હતો તે કહ્યું ન હતું, પણ પાકો પુરાવો છે તેની ખાતરી આપી હતી. વાજબી હકીકત સ્વીકારવાની રણુજીતભાઈની અને બીજા આગેવાનોની તૈયારી હોય તો એ પુરાવો રજૂ કરશે, નહિ તો પછી શુ કરશે તે એમણે જાહેરને અધ્યાહાર રાખ્યુ હતુ.

નાનાભાઈને માટે આ બધા પ્રશ્નો ગૌણ હતા ગાયમી ખડકી-વાળાઓનો ભાગ ન હોય તોપણ જો એ હિસ્સેદાર થવા માગતા હોય તો એમને અમુક રકમ લઈને બનાવવા જોઈએ. પરન્તુ એ દરખાસ્ત ગામ-આગેવાનો સ્વીકારે નહિ તે પણ એ સમજતા હતા. છતા નરસિંહભાઈ પુરાવા સાથેની વાત કરતા હતા એટલે એમા વજૂદ માની રણુજીતભાઈને એમણે સદેશો પહોચાડયો.

રણુજીતભાઈ એ સિવાય પણ ધર્મશાળા અગે ધખી રહ્યા હતા. પબ્લિક ટ્રસ્ટ એક્ટ આવતા આવી મિલકતો સરકારમા નોધ-વાની ફરજ ઊભી થઈ હતી ધર્મશાળા એમાં નોધાવી ન હતી. તેથી કોઈએ નનામી અરજી કરી હતી અને તે અગે જવાબ આપવા મદદનીસ ચેરીટી કમિશનરે વહીવટકર્તા તરીકે રણુજીતભાઈને બોલા-વવાનો સમન્સ કાઢ્યો હતો એ ડખલમા નરસિંહભાઈનો હાથ હોવો જોઈએ તેમ એમને વહેમ હતો અને તેમા નાનાભાઈ મારફત

કહેણ આવ્યું એટલે ઉશ્કેરાઈ જતાં રણજીતભાઈ બોલી ઊઠ્યા: ‘એમની પાસે શો પુરાવો છે તેની મને ખબર છે.’

‘શી?’

‘સરકારમાંની લાગવગ. એમણે કોઈની પાસે અરજી કરાવી છે. હવે તે એમ સમાધાન કરાવવા માગતા હશે કે જો પાંચમી ખડકીનો ભાગ કબૂલ કરો તો ચેરીટી કમિશનર પાસે સાંડવાળ કરાવું.

‘હું એવું નથી માનતો.’

‘તમે એમને દેવના દીકરા માનો છો એની મને ખબર છે.’

નાનાભાઈએ કટાક્ષનો હસીને પ્રત્યુત્તર આપ્યો: ‘એ દેવના દીકરા છે કે કેમ એની મને ખબર નથી પરન્તુ એ જ્યારે પુરાવાની વાત કરે ત્યારે એ સરકારમાંની લાગવગને પુરાવો કહે છે તેમ માની લેવા હું તૈયાર નથી.’

રણજીતભાઈ પોતાનો દુરાગ્રહ વ્યક્ત કરતાં બોલ્યા: ‘માની લ્યો કે એમની પાસે પુરાવો છે અને એ સાચો પુરાવો છે. વકીલ થઈને તમે કેમ સમજતા નથી કે કબજો બળવાન છે.’ અને ભવિષ્ય ભાખતાં એમણે આગળ કહ્યું: ‘ધર્મશાળાના પ્રશ્નથી આ વાત પતવાની છે એમ ન માનતા. મંદિર દાજીકુટુંબે બંધાવી આપેલ છે એટલે એ ખાનગી મિલકત છે. લોકો ભલે એનો ઉપયોગ કરે, પણ એથી એ સાર્વજનિક નથી બની જતું. પરન્તુ ધર્મશાળામાં એ જીત મેળવે એટલે મંદિર ઉપર તરાપ મારશે.’

નાનાભાઈના પેટનું પાણી ન હાલ્યું હોય તેમ એ એનો સ્વીકાર કરતાં બોલ્યા: ‘ધારો કે એ મંદિર ઉપર તરાપ મારે તોપણ એમાં એમને અંગત ઓછો સ્વાર્થ હતો?’

‘સ્વાર્થ વિના એ પરમાર્થ માટે નીકળ્યા છે એમ માનો છો?’

'શો સ્વાર્થ?'

'ગામમા જેમની આગેવાની ચાલે છે તેને એ તોડવા માગે છે. પોતાની નવી આગેવાની એ સ્થાપવા માગે છે.'

નાનાભાઈ: 'લોકશાહીમા જે કામ કરે તે આગેવાન થાય એ તો સ્વાભાવિક બનવાનુ.'

રણજીતભાઈ: 'પણ એ કામ કરે છે અને બીજા નથી કરતા એવુ થોડું છે?'

નાનાભાઈએ જોયું કે એ તલમાથી પોતાનાથી તેલ નીકળી શકશે નહિ એટલે રણજીતભાઈ સાથે દલીલમા વધુ ઊતર્યા વિના એમણે વચલો રસ્તો વિચારીને નરસિંહભાઈને જવાબ પહોંચાડયો કે, દાજીસાહેબને જાત્રાએથી આવી જવા દો.

નરસિંહભાઈએ તે વખતે કંઈ હાના કરી ન હતી, પરન્તુ રણજીતભાઈની સ્વીકાર કરવાની તૈયારી ન હતી તેમ એ પામી ગયા હતા. એમને જે તુમાખી હોય તો પોતે શું કામ દાજીસાહેબ આવે ત્યા સુધી બેસી રહે? એમના એકલાનો અંગત સવાલ હોત તો એ જતો કરી શકે પરન્તુ ગામમા જે ખડકીની વધુ વસ્તી હતી તેને વિના કારણ અપમાનિત કરવામાં આવી હતી. લોકશાહીમાં સામાજિક સમાનતા સ્થાપવી હોય તો જ્યા જ્યા અસમાનતા હોય તે નાબૂદ કરવા પ્રયત્ન કરવો રહ્યો અને તે માટે લડાઈ આપવી પડે તો આપવી જોઈએ. નરસિંહભાઈએ આટલાં વરસ સુધી પોતાના ગામ માટે જુદી નીતિ રાખી હતી વિશાળ ક્ષેત્રમા કામ કરવાની દૃષ્ટિએ એ ગામમા ઘર્ષણ જાગે તેવા પ્રશ્નથી દૂર રહ્યા હતા. આને આગેવાન વર્ગે એમની નબળાઈ માની હતી અને અમુક પ્રમાણમાં એ હતી પણ ખરી પરન્તુ છેલ્લે છેલ્લે એમાં પરિવર્તન આવી રહ્યું હતુ. સત્તાએ પણ એમા સારો એવો ભાગ ભજવ્યો હતો.

મકનના ખૂનમાં રણજીતભાઈને પકડાવા અંગે એમનો હાથ ન હતો, છતાં એમના અંગે જે કાદવ એમણે ઉડાડયો હતો તેથી એક મજબૂત ગાંઠ નરસિંહભાઈએ વાળી હતી કે એમનું હૃદયપરિવર્તન થાય અને ગામનું કામ સરળ બને તે બનવાનું ન હતું. એકેએક મોરચે લડાઈ આપીને જ એમની બીનલોકશાહી નેતાગીરી નાબૂદ કરવી પડશે.

અને એ વિના બીજો ઉપાય ન હોય તો શા માટે એ દાજીસાહેબ આવે ત્યાં સુધી રાહ જુએ? દાજીસાહેબ અંગત રીતે ગમે તેટલા સજ્જન હોય પણ ગામના જાહેરજીવનમાં એમણે ન્યાયનો પક્ષ લઈને રણજીતભાઈની નાલાયકીને ડારી ન હતી. ઊલટું, એમની સજ્જનતાને ઓથે રણજીતભાઈની નાલાયકી વકરી હતી. દાજીસાહેબ પાસે નૈતિક એવું કયું બળ હતું કે પોતે એમની રાહ ન જુએ અને ન્યાય મેળવવા લડી લે તો એ ઠપકો આપી શકે?

પોતે એકલા લડવા નીકળ્યા હતા તેવું કોઈને ન લાગે માટે એમણે ખડકીના આગેવાનો ઉપરાંત દરેક ઘરના વડીલને બોલાવીને મસલત કરી ધર્મશાળામાં પોતાનો ભાગ હતો છતાં હડહડતો અન્યાય અને અપમાન કરવામાં આવ્યાં હતાં તે જાણતાં સૌએ એ માટે લડી લેવાની સંમતિ આપી. એ માટે સૌ સહીઓ કરી આપવા તૈયાર થયા એટલે નરસિંહભાઈએ એમને ખ્યાલ આપતાં કહ્યું: ‘આપણો હક હોવા છતાં નીકળી ગયો તેનું શું કારણ?’

‘આપણી ખડકીના આગેવાનો તે વખતે બાઘા, બીજું શું?’

‘તો આજે આપણને ફરી એ બાઘા બનાવી ન જાય તે જોવાનું છે.’

‘પુરાવો છે પછી આપણને બાઘા શી રીતે બનાવવાના હતા?’

‘ફાટફૂટ પડાવીને.’

'આપણે એવા આંધળા નથી.'

'છતાં ઘણાંને આંખે પાટા બંધાવી શકે છે તે મે જોયેલું છે હું કેવળ આગેવાન થવા તમને બનાવને ચડાવું છું તેમ કહેતાં એમને આવડે છે,'

'હવે એ હથિયાર એમનું કામ લાગશે નહિ.'

એ અંગે જે ખર્ચ થાય તે માગી લેવાની પણ પટ્ટીએ સંમતિ આપી અને સહીઓ થઈ ગઈ

નરસિંહભાઈએ ગામની ધર્મશાળામા પાગની ખડકીનો પણ સરખો હિસ્સો હતો, તે હક જતો કરતો પત્ર ચૅરિટી કમિશનરની ઉપર લખ્યો અને તેના વહીવટકર્તાઓએ એ મિલ્કત પબ્લિક ટ્રસ્ટમાં નોંધાવી જોઈએ તેવી માગણી રજૂ કરી. આ વસ્તુ પોતે છુપાવવા નથી માગતા તે બતાવવા નરસિંહભાઈએ જિલ્લાના ખબરપત્રીને તે સમાચાર છાપામા મોકલી આપવા જણાવ્યું. અને છાપાવાળાને તો તમતમતા સમાચાર તગવામા રસ હોય છે એટલે મથાળું બાંધ્યું—

'કુળવાનશાહીને ફેંકાયેલી ચેલેન્જ!'

## પ્રકરણ વીસમું

## ચૂંટણી જંગ

યુદ્ધની જબાનમાં કહેવું હોય તો એમ કહી શકાય કે રણ-જીતભાઈના લશ્કર ઉપર નરસિંહભાઈએ ઓચિંતો છાપો માર્યો. ગ્રામપંચાયતની ચૂંટણી અંગે જાહેરાત થઈ ત્યારે કોઈને એવી ખબર નહોતી કે નરસિંહભાઈ આ ચૂંટણીમાં ઊભા રહેશે. પહેલી ચૂંટણી થઈ ત્યારે એમણે એમાં મુદ્દલ રસ લીધો ન હતો. રણજીત-ભાઈ સરપંચ ચૂંટાયા તેમાં એમનો ફાળો હતો એમ કહેવું હોય તોપણ કહી શકાય તેવું હતું. નરસિંહભાઈની પાંચમી ખડકીના એક ચૂંટાયેલા સભ્ય સરપંચની ઉમેદવારી કરવા તૈયાર થયા હતા. રણજીતભાઈ સામે ચૂંટાવું એમને માટે સહેલું ન હતું, પરન્તુ પાટી-દાર જ્ઞાતિ સિવાયની બીજી પ્રજાના સભ્યો પોતાને મત અપશે તે ઉપર મદાર બાંધી તે હિંમત કરતા હતા. એ કામમાં નરસિંહભાઈ મદદ કરશે તેમ પણ એમની ગણતરી હતી. પરન્તુ એમણે જ એમને ઉમેદવારી ન કરવાની સલાહ આપી હતી અને રણજીતભાઈ સર્વા-નુમતે ચૂંટાયા હતા. આ ભૂમિકાને લીધે નરસિંહભાઈ પોતે નવી ચૂંટણીમાં ઊભા રહેશે તેવું કોણે કલ્પ્યું હોય?

એ ઊભા રહે તેની રણજીતભાઈ પરવા કરે તેવા ન હતા, પરન્તુ એમને જો આગળથી ગંધ આવવા દીધી હોત તો એ પોતાના પક્ષે મજબૂત ઉમેદવારોને ઊભા કરત. પોતાની સામે સર-

પંચનો કોઈ ઉમેદવાર નથી એમ માનીને એમણે કોણ કોણ ઊભા રહે છે તે અંગે ઉપેક્ષા સેવી હતી. નરસિંહભાઈએ પણ પોતાના પક્ષે કામ સહેલું થાય માટે છેલ્લા દિવસ સુધી છાપે મારવાની ગંધ આવવા દીધી ન હતી. એમણે મનથી પોતાના પક્ષે કોને કોને ઊભા રાખવા તે બાજી ગોઠવી રાખી હતી, પરન્તુ એ ઊભા રહેનાર ટેકેદારોને પણ એ અંગે વાત કરી ન હતી. એમને ગળા સુધી ભરોસો હતો કે પોતે અર્ધી રાત્રે હાક મારશે કે તરત આંખ ચોળવાનો સમય બગાડયા વિના સામયા ઊભા થઈ જશે. જે ઉમેદવારોએ અગાઉ અરજી આપી દીધી હતી તેમાંથી પોતાને કોણ ખપ લાગશે તે પણ ગણતરી કરી લીધી હતી.

જે મુખ્ય મૂઝવણ એમને હતી તે અનામત સ્ત્રી-બેઠકોની હતી. એક બેઠકમાં રણજીતભાઈએ એમની પુત્રવધૂ પુષ્પાને ઊભી કરી હતી. આ વોર્ડ પછાત વર્ગનો બનેલો હતો અને તે વિભાગની સ્ત્રી ખરી રીતે ઊભી કરવી જોઈએ એમ નરસિંહભાઈ માનતા હતા. પરન્તુ એ વિભાગની સાવ અભણ કે પંચાયત અંગે કંઈ ન સમજે તેવી સ્ત્રીને ઊભી કરવાનો પણ અર્થ ન હતો. એવી કોઈ સ્ત્રીને જો ઊભી કરવામાં આવે તો રણજીતભાઈને દલીલ કરવાની તક મળી જાય કે કોંગ્રેસવાળાઓને આગળી ઊંચી કરનાર ટેકેદારો જોઈએ છે. એક-બે સ્ત્રીઓ થોડી ઘણી યોગ્ય ગણાય તેવી હતી, પરન્તુ સરપંચની ચૂંટણીનો ખરાખરી જંગ આવે તો એ ટક્કર ઝીલી શકે કે કેમ તેની એમને શંકા ઊભી થતી હતી. સ્ત્રીઓને અંતે તો એના ધણીની મરજી પ્રમાણે વર્તવાના સંજોગો ઊભા થાય અને એ સ્ત્રીઓના ધણી રણજીતભાઈની ગેહમાં બિલકુલ ન તણાય તેવો એમને વિશ્વાસ બેસતો ન હતો. જો એ ઉજળિયાત વર્ગની સ્ત્રીને ઊભી કરે તો પુષ્પા કરતા એમણે વધુ સારી પસંદગી કરી હતી.

તેમ કહી શકે નહિ.

પુષ્પાના ચારિત્ર અંગેનો મુદ્દો એ ચૂંટણીમાં લાવવા માગતા ન હતા. રણજીતભાઈ પ્રત્યે ગમે તેટલું વેર હોય પણ એમાં કોઈ સ્ત્રીને ગંદી ચીતરવી પડે એ એમને અંગત રીતે પસંદ ન હતું. પુષ્પાની એ નબળાઈ પોતાના જાતઅનુભવ ઉપરથી એ સમજી શકતા હતા. કજોડાં લગ્ન હોય ત્યારે માણસની કેવી કરુણ સ્થિતિ થાય છે તેનો એ જીવતોજાગતો દાખલો હતો. એમાંથી એ બીજે માર્ગે નહોતા ગયા તે સાચું પણ જો કોઈ જાય તો એને હલકટ ગણીને ઉતારી પાડવાનો એ ઉત્સાહ બતાવી શકે તેમ ન હતા. આ કારણે એ પુષ્પા પ્રત્યે દયાભાવની દૃષ્ટિએ જોતા હતા. વળી કોન્ગ્રેસ સંસ્થા ચૂંટણી માટે ઉમેદવારો પસંદ કરતી હતી ત્યારે ચારિત્રના આ પ્રકારના શિથિલ ઉમેદવાર નહોતા પસંદ થતા એમ પણ કહી શકાય તેમ ન હતું. રાજકીય ચૂંટણીની જ શું કામ વાત, પરન્તુ સમાજ-સુધારાની પ્રવૃત્તિ માટે સરકાર તરફથી જેમની પસંદગી થતી હતી તે કમિટિઓમાં અને હોદ્દા ઉપર સુદ્ધાં પણ આવા ચારિત્ર શિથિલ માણસોને સ્થાન મળતું હતું. એ સંજોગોમાં પુષ્પા અંગે પોતે એના ચારિત્રને ચૂંટણીનો મુદ્દો શી રીતે બનાવી શકે? સાચી વાત તો એ હતી કે પછાત વાર્ડની એ બેઠકમાંથી એ વર્ગની સ્ત્રી ચૂંટાઈને આવવી જોઈએ અને પોતે એવી સ્ત્રીની પસંદગી કરી શકે તો જ દલીલમાં સબળતા આવી શકે.

આ બધો વિચાર કરીને નરસિંહભાઈએ મોહન વાળંદની વહુ હીરાની પસંદગી કરી હતી. આમ તો મોહન ગામમાં રહેતો ન હતો, પરન્તુ મતદાર યાદીઓ બનાવનાર પૂરતી ચોકસાઈ કરતા ન હતા એટલે એ ધણીધણિયાણીનું નામ ગામની મતદાર યાદીમાં ચાલ્યું આવતું હતું. મોહનનો બાપ કુટુંબની માહિતી આપવાનો

વખત આવતો ત્યારે દીકરાને પોતાની સાથે ગણાવવાનું ચૂકતો ન હતો. એ બાપનો જો વિચાર કરવાનો હોય તો મ્યુનિસિપાલિટીના જંગમાં એ તણાયા વગર ન રહે. પરન્તુ મોહન માથાનો ફરેલ હતો તેવી છાપ નરસિંહભાઈને આમ તો હતી અને તેમાં વળી એણે ખુદ દાક્તર સાહેબને મોટરસ્ટેન્ડ ઉપર બીજાઓની હાજરીમાં બોગ ઉપાડવાનો ઇન્કાર કર્યો એથી એ કોઈ હિસાબે શેહમાં ન તણાય એની એમને ખાતરી થઈ હતી.

વળી હીરાએ પ્રાથમિક શાળાના સાત ધોરણ પાસ કરેલાં હતાં. એની માતા શિક્ષિકા હતી એટલે દીકરીને પણ એની ઇચ્છા શિક્ષિકા બનાવવાની હતી. આથી શાળાંત પરીક્ષા ચીવટપૂર્વક સારા માર્કસથી દીકરી પાસ થાય તેવી એના અભ્યાસની કાળજી રાખી હતી અને અઢાર વર્ષ પૂરાં થયાં ત્યાં સુધી જો એ કુંવારી હોત તો એને શિક્ષિકા તરીકે દાખલ પણ કરાવી દીધી હોત. પરન્તુ એ પહેલાં એનું લગ્ન મોહન સાથે થઈ ગયું હતું. જો બીજો કોઈ પોચો જમાઈ હોત તો એની ઉપરવટ થઈને માએ દીકરીને શિક્ષિકા બનાવી દીધી હોત, પરન્તુ મોહન કડક હતો અને મહત્ત્વાકાંક્ષી હતો. વતન છોડી એણે તાલુકાના કસ્બામાં હેરકટીંગ સલૂન ખોલી હતી અને એની આવડતને લીધે એ સારું કમાતો હતો. કસ્બામાં એની સલૂન અમદાવાદ શહેરમાં જોવા મળે તેવી એણે શણગારી હતી, અને એ જ હિસાબે એણે ઘેર પણ રાખ્યો હતો રેડિયો, ખુરસીઓ, પલંગ વગેરે ફરનિચર જોઈ હીરાની મા પણ અંજાઈ હતી. એ સ્થિતિમાં મોહને કહ્યું હતું કે, મારે વહુની કમાણીની જરૂર નથી એ સામે આ દલીલ કરી શકી ન હતી

બાકી, માએ દીકરીને નોકરી કરાવવાનો મમત જારી રાખ્યો હોત તો મોહને વહુને ન તેડવાનું ઉલટું શસ્ત્ર ઉગામ્યું હોત. એનું

કારણ પણ હીરાની મા હતી. નાતમાં એ ઘણી વગોવાઈ ગઈ હતી. ભણતરને લીધે એને શિક્ષિકાની નોકરી મળી હતી ત્યારે એના ધણીને અભણ હોવાથી શાળાના પટાવાળાની નોકરી સ્વીકારવી પડી હતી. એ તો ઇચ્છતો હતો કે વાળંદનો ધંધો મુબારક રહે, પણ પત્નીને શિક્ષિકા થયા પછી પતિ વાળંદનો ધંધો કરે તે પસંદ ન હતું. અને એથી એ ધંધો છૂટી જાય માટે પતિને બળજબરીથી પટાવાળાની નોકરી એણે લેવડાવી હતી.

આ સંજોગોમાં હીરાનો વિવાહ મોહન સાથે થયો ત્યારથી એના હિતેચ્છુઓએ એને ચેતવી દીધો હતો કે પહેલેથી વહુ સાથે ખોંખારીને વર્તજે અને સાસુને દબાવી દેજે, બાકી તારા સસરા ઉપર જેમ એ જમાદારી કરે છે તેમ જમાઈ તરીકે તારી ઉપર પણ જમાદારી કરશે. આથી મોહને હીરાને ઇરાદાપૂર્વક શિક્ષિકાની નોકરી કરવા દીધી ન હતી, તેમ ન છૂટકે તે એને પિયર પણ જવા દેતો હતો.

હીરાને ગ્રામપંચાયતની સભ્ય થવાની મોહને કલ્પના કરી ન હતી. એ ગામમાં રહેતો ન હતો એટલે એ વિચાર એને આવે પણ ક્યાંથી ? પરન્તુ નરસિંહભાઈએ એની સમક્ષ એ દરખાસ્ત મૂકી તે સાથે એની કલ્પનામાં ગામના આગેવાનોની સાથે સમાનતાની કક્ષામાં હીરાને ખુરસી ઉપર બેઠેલી એ જોઈ રહ્યો. ગામ મૂકીને એ તાલુકામાં આવતો રહ્યો તે કરતાં આ સ્થિતિ એક ડગલું આગળની એને દેખાવા લાગી. ગામમાંથી અહીં આવીને જીવવું એ તો સહેલું હતું, પરન્તુ ગામમાં જ જ્યાં વાળંદ આજ સુધી વસવાયા તરીકે જીવ્યો હતો, ત્યાં એની સ્થિતિ પંચાયતના સભ્ય તરીકે સૌની સાથે બેસે અને ગામના કામમાં એનો મત લેવો પડે તે સ્થિતિ ઊભી થાય, એ તક મળતી હોય તો ઝડપી લેવી જોઈએ.

ભોગ આવાની તત્પરતા બતાવતાં એણે કહ્યું: ' નરસિંહભાઈ સાહેબ, સાથે સાથે હું એ પણ કહી દઉં કે કેવળ શોભા માટે ચૂંટાવામાં હું માનતો નથી. એ પ્રમાણે જો આપણે પણ કરીએ તો બીજાની ટીકા જેમ આપણે કરીએ છીએ તેમ બીજા આપણી પણ કરે. ગામપંચાયતના સભ્ય તરીકેની કામગીરી માટે જો ગામમાં રહેવાની જરૂર હશે તો હું ઘેર રહીશ. તમારી જેમ હું પણ બસમાં રોજ દુકાને આવજા કરીશ.'

નરસિંહભાઈ સમાનતાના વર્તાવમાં હૃદયપૂર્વક માનતા હતા, છતાં મોહને જે વાત કરી તેથી એમના મનમાંથી ઉદ્‌ગાર નીકળી ગયા વિના ન રહ્યો—વાયડો છે! જાત ઉપર ગયા વિના માણસ છેવટ ન રહે! પરન્તુ એ વાયડાશ જ એમને કામ આવવાની હતી એટલે એમણે કચેરીમાં હીરાનું ઉમેદવારી ફોર્મ ભરાવી દીધું.

ફોર્મ ભરાયું ત્યારથી જાણે હીરાં ચૂંટાઈ ગઈ હોય તેમ મોહન તરંગ કરવા લાગ્યો. એના ફળિયાની પાછળ ઉકરડા હતા. એને કેટલા ય વખત થતું હતું કે એ ત્યાંથી ખસેડી નાખવા જોઈએ. સ્વરાજ્ય આવ્યા પછી એણે કલેકટરને બેત્રણ અરજીઓ કરી હતી. પરન્તુ એ ઉકરડા પાટીદારોના હતા અને ત્યાંથી જો દૂર ખસેડે તો છાણવાસિદું નાખવા દૂર જવું પડે તેમ હતું, એટલે એ ગંધ વિના-કારણ વાળંદવાડા અને ભોઈવાડાને ભોગવવી પડતી હતી. મોહનને થયું કે હીરા ચૂંટાય તે સાથે સૌથી પહેલું કામ આ ઉકરડા ખસે-ડવાનું પંચયત દ્વારા કરાવવું. ગામની સ્વચ્છતા અને આરોગ્યની દેખરેખ રાખવાનું કામ પંચાયતનું હતું. વળી નરસિંહભાઈનો ટેકો હોય એટલે સરકાર સત્તા વાપરીને એ ખસેડે પણ ખરી. એમની ખડકીના એ ઉકરડા ન હતા એટલે એમને અંગત નુકસાન થવાનું ન હતું. રણજીતભાઈની ખડકીને ખસેડવા પડે એટલે એમનું અભિ-

માન પણ ઊતરે. એ અભિમાન ઉતારવા નગસિંહભાઈ ઊભા થયા હતા એટલે એ કામમાં એમનો પૂરેપૂરો ટેકો મળી ગયો.

જાણે એ કામ પાર પડ્યું હોય તેમ એની નજર બીજા કામ ઉપર ગઈ. નાથા શેઠે એમની દુકાન આગળનો ઓટલો સરકારી જમીનમાં કર્યો હતો અને એટલાથી સંતોષ ન થતા પગથિયા એથી ય આગળ લંબાવ્યા હતા. દાક્તરસાહેબના એ મુનીમ એ જોરે એ કૂદ્યા હતા. ગામના મુખ્ય ધોરી રસ્તા ઉપર એ પગથિયા ગમે તેને દેખાઈ આવે કે સરકારી જગામા દબાણ હતું એટલે પંચાયતને ખોદાવી નખાવવા જોઈએ. કુંભાર કરતા ગયેલા ડાહ્યા તેમ મોહનના બાપ દાક્તરસાહેબ પાસે દીકરાની ઉદ્ધતાઈ બદલ માફી માગવા ગયા ત્યારે એ તો કંઈ બોલ્યા ન હતા પણ નાથા શેઠે એને ઉધડો લીધો હતો. મોહનને જો ખબર હોત તો એ બાપને જવા ન દેત. દાક્તરસાહેબના હુકમની અવગણના કરીને એણે કઈ ગુનો કર્યો હતો તેમ એ માનતો ન હતો, પરંતુ બાપે જ્યારે જાણ્યું ત્યારે દીકરો તો એનું સાંભળે તેમ ન હતો અને સાભળો તેમ હોય તો એવો વર્તાવ કરે પણ નહિ એટલે પોતાનો ધર્મ સમજી એ દીકરા વતી માફી માગવા ગયો હતો. સ્વતંત્ર રીતે બહાર રહેતા પુખ્ત ઉમરના દીકરાના પગલા બદલ બાપને ઠપકો આપવાનુ દાક્તરસાહેબને યોગ્ય નહોતું લાગ્યુ એટલે એ કઈ બોલ્યા ન હતા. એથી જ નાથા શેઠને વધુ જોર ચડ્યું હતુ અને તે વેણ વાગ્યા હોય તેમ બાપે મોહનને કહી સંભળાવ્યા હતાં. તે વખતે મોહને બાપ ઉપર રોષ ઉતારતા કહ્યું હતું—તમે એ જ દાવના છો. સામો બરડો ધરવા જાઓ પછી શુ કામ ન મારે! એ વેર લેવાની તક મળશે તેમ દીસ પાંચાયતમાં ચૂંટાશે તે ચિત્ર સાથે મોહનને નાથા શેઠના ઓટલાનાં પગથિયાં નજર સમક્ષ દેખાવા લાગ્યાં.

સૌથી ઉમંગની વાત તો એને માટે એ હતી કે હીરાની જીત રેંજીપેંજી ઉમેદવાર સામે ન હતી. રણજીતભાઈનું ઘર એટલે ગામની ટોચ. એમની દીકરાની વહુ એક બાજુ ઊભી હોય અને બીજી બાજુ હીરા ઊભી હોય તે શું જેવી તેવી વાત હતી? હીરા પહેલેથી ગામની બહાર રહેતી હતી, બાકી બીજા વાળંદની સ્ત્રીઓ ગામમાં આજે પણ કપડાં-વાસણ વગેરે ઘરકામ કરતી હતી, તે જ કામ હીરાને પણ કરવું પડ્યું હોત. જે ઘેર માણસ ઘરકામ કરતું હોય તે જ ઘરની સ્ત્રી સામે ચૂંટણીમાં ઊભું રહે તે યુગ બદલાયો ત્યારે જ બની શકે. રણજીતભાઈના દીકરાની વહુ પુષ્પા અને મારી વહુ હીરા એ રીતે સરખા જ સમાન ગણાય ને આવી તક વાળંદ, ભોઈ, રબારી, પાટણવાડિયા વગેરે લોકોને મળી હોય ત્યારે એમનાં નશીબ ફૂટી ગયાં હોય તો જ હીરાને મૂકી પુષ્પાને મત આપે. જે લોકો આજ સુધી એમને લાત મારતા હતા તે હવે યુગને બળે મત લેવા મીઠું બોલતા આવે તો શું કામ એમનો વિશ્વાસ કરવો જોઈએ? પોતાના જ વર્ગના ઉમેદવારને ચૂંટી મોકલી શું કામ ગૌરવ પ્રાપ્ત ન કરવું?

હીરાને માટે મત મેળવવા ઘેરઘેર જઈને પોતે શું શું કહેશે તે વિચારમાં મોહન ઊંડો ઊતરી ગયો!

મોહન આમ જ્યારે ઘેનમાં પડી ગયો હતો ત્યારે રણજીતભાઈનું ઘેન ઊડી ગયું હતું. ઊભરો ઠાલવતાં એમણે નાનાભાઈને કહ્યું: 'હવે તો ખાતરી થઈ ને કે નરસિંહભાઈને તમે દેવના દીકરા માનતા હતા, પણ સાવ સોનાના દેખાતા ઠાકોરની બેસણી પિત્તળની છે.'

નાનાભાઈને ય આ સમાચાર આશ્ચર્યજનક લાગ્યા હતા. નરસિંહભાઈ જેવા જિલ્લા કક્ષાના નેતા ગ્રામપંચાયતની નાની

'ચૂંટણીનું ભવિષ્ય ભાખવું મુશ્કેલ છે.'

'મેં ભાખ્યું એમાં મીનમેખ ન થાય. જો એમનામાં એટલી શ્રદ્ધા હોત તો ફોર્મ ભરવાના છેલ્લા દહાડે ચોરીછૂપીથી એ સૌને લઈને ન ગયા હોત; ઉઘાડે છોગે એ વાજતેગાજતે ગયા હોત. પરન્તુ એમને ભ્રમ હતો કે જો રણછોડભાઈ આગળથી જાણી જશે તો સાણસા થઈ જશે.'

'એમાં બીક કરતાં મુત્સદ્દીગીરી છે. પ્રવાહની સાથે તરવાનું મળતું હોય ત્યાં સુધી મુત્સદ્દી સામે પૂરે તરવાનું પસંદ કરતો

નથી. જો એ ચૂંટણીમાં ઝંપલાવવાના છે તેમ તમે જાણ્યું હોત તો તમારા પક્ષના ઉમેદવારને ઊભા રાખવામાં તમે વધુ ચકાસણી કરત અને છેલ્લી ઘડીએ ફરી જાય તેવા શંકા પડતા ઉમેદવારોને તમે ટાળ્યો હોત.'

'એ વાતો લોકશાહીની કરે છે, પણ પોતાના પક્ષે ઉમેદવારો પસંદ કર્યાં તે આંગળી ઊંચી કરે તેવા અગર કુળવાનો ઉપર વેર-ભાવ રાખે તેવા. મોહન વાળંદે ખુદ દાજીસાહેબનું વેણ ઉથાપ્યું હતું. એવા ઉદ્ધતની બાયડીને એમણે ઊભી કરી છે તે શું બતાવે છે? હલકી વરણને ચડાવીને એ આગેવાનોનો તેજોવધ કરાવવા માગે છે. એ જો મરદનો બચ્ચો હોત તો પુષ્પા સામે એની વહુને ઊભી રાખવી હતી. સૂરજ સામે અજ્ઞાની પાસે ધૂળ નંખાવા જેવો આ તો ઘાટ કર્યો કહેવાય.'

રણજીતભાઈ સહેજ અટકયા, પણ નાનાભાઈ કંઈ બોલ્યા નહિ એટલે એમણે આગળ ચલાવ્યું: 'પુષ્પા જો એ વોર્ડનું પ્રતિનિધિત્વ નથી ધરાવતી એમ જો એ પ્રચાર કરવા માગતા હોય તો, હીરા અહીં રહેતી નથી પછી એ શી રીતે પ્રતિનિધિત્વ ધરાવે છે? આ સરકારનું તંત્ર પણ ઓછું અંધેર છે? જે અહીં રહેતાં ન હોય તેનાં નામ મતદાર યાદીમાં ચાલુ રહે તે કેવું વિચિત્ર!' અને માર્ગ શોધતા હોય તેમ એમણે પૂછ્યું: 'નાનાભાઈ, આ મુદ્દા ઉપર હીરાનું ઉમેદવારીપત્ર રદ ન થાય?'

નાનાભાઈ: 'હું માનું છું ત્યાં સુધી એ મુદ્દો અત્યારે ન ચાલે. મતદાર યાદી જ્યારે પ્રગટ થાય ત્યારે જો વાંધો લેવાય અને તે સ્વીકારાય તો નામ કમી થાય.'

રણજીતભાઈએ ખીજ વ્યક્ત કરતાં કહ્યું: 'તે વખતે કોને ખબર હતી કે આ પથરો પગ ઉપર આવીને પડશે?'

નાનાભાઈ: 'વાત મમતે ચડી છે એટલે તમે એ મુદ્દો ઊભો કરો તોપણ સહેલું નથી. અહીં ઘર ચાલુ છે એટલે એ રહેવા આવી જાય. અર્ધો વખત અહીં રહીએ છીએ અને અર્ધો વખત ત્યા રહીએ છીએ તેમ બચાવ કરે. પાડોશીઓની સાક્ષી મૂકે કે અહીં રહે છે.'

રણજીતભાઈ: 'સાક્ષીઓ તો આપણુને ય મળી રહે અને સાચી વાત છે એટલે ખોટુ પણ કરવાનુ નથી. પરન્તુ સરકારી તંત્ર કોંગ્રેસના હાથમા છે એટલે ચુકાદો તો એમના લાભનો આવે એમાં શંકા નહિ.'

નાનાભાઈ: 'નીચલી કચેરીઓમા એવી ગોઠ ચાલતી હોય છે, બાકી હાઇકોર્ટમા કંઈ ઘાલમેલ ચાલી શકે નહિ.'

'ટકાની ડોસી અને ઢબુ મુડામણ એના જેવો ઘાટ હાઇકોર્ટ જવામા થાય. અને ઉપરથી નગમિદભાઈના પગમા જોર વધે કે મારી સામે ચૂંટણી લડવાની હિંમત નથી એટલે છટકબારી શોધે છે. હવે તો એમને ય બતાવી આપુ કે તમે જેટલા ચારી આવો તેટલા હુ પાઈ આવુ તેવો છું.' અને પોતાના મનનો ભાવ વ્યક્ત કરતાં રણજીતભાઈએ ઉમેર્યું: 'તમે અહી હતા એટલે ચૂટણીની જાહેરાત થઈ કે તરત તમને ઊભા રહેવાનું કહેવાનો વિચાર આવ્યો હતો. પરન્તુ તમને થાય કે આવી નાની બાબતમા મને કચા નાખો છો? છતા ય જો તમે અહીં કાયમ રહેવાના હોત તો હું આગ્રહ કર્યા વગર ન રહેત.'

નાનાભાઈ 'મારું નામ મતદાર યાદીમા છે?'

'હા, શાન્તાગૌરીનું પણ છે.'

'એનો અર્થ તો એ થયો કે માણસ બહારગામ રહે એના ગામમા એ મતદાર તરીકેથી રદ કરવાનુ કોઈ વિચા-

'એનો લાભ નરસિંહભાઈએ લીધો અને આપણે ન લઈ શક્યા.'

આશ્વાસન આપતા હોય તેમ નાનાભાઈ બોલ્યા : 'નરસિંહભાઈએ પણ હજુ શું લાભ લીધો છે? બાજી જીતે ત્યારે લાભ કે ગેરલાભની ખબર પડે.'

રણજીતભાઈ: 'પાછલે બારણે અત્યારે તો ઉમેદવારી નોંધાવી આવ્યા છે પણ ચૂંટણીમાં આગલે બારણે જીતવું સહેલું નથી.'

'બીજા હારે તે બને, પણ એ જીત્યા વગર ન રહે.'

'આ જંગ કંઈ સભ્ય થવાનો નથી, સરપંચ થવાનો છે, અને એમને બહુમતી ન મળે તો એ જીત્યા હાર્યા બરાબર થઈ પડે. લઘુમતીમાં બેસવા એ ટેવાયા નથી એટલે પછી તો પંચાયતમાં હાજરી પણ ન આપે.'

'એ તમારી ભૂલ છે. રાજકારણીને એવી આળી ચામડીના થયે પાલવે નહિ. વિરોધમાં બેસીને ય એ એમનો ભાગ ભજવે.' પરન્તુ રણજીતભાઈને અત્યારે આ વાસ્તવિકતા કહેવાની જરૂર ન હતી એમ લાગતાં નાનાભાઈએ ઉમેર્યું : 'નરસિંહભાઈએ સામી લડત આપવાની હિંમત કરી નથી એટલે એમને ગામના ક્ષેત્રમાં જીતવાની શંકા છે, એ ચોખ્ખું થઈ જાય છે.'

રણજીતભાઈએ પોતાની જીત થવાની હતી તેમ ફૂંફાડો માર્યો હતો. પરન્તુ કદાચ હાર થાય તો એ કલ્પનાએ વેપારમાં દેવાળું કાઢવાની સ્થિતિ ઊભી થાય તેમ એ વિમાસણમાં પડી ગયા હતા. આ વખતે જો એમના હાથમાંથી નેતાગીરી જાય તો કાયમ માટે એ પટલાઈ ખોઈ બેસે. તેમાં ય એક વખત તે લેવા હાથ લંબાવ્યા પછી ઠાલો હાથ પાછો ફરે એ કરતાં એને કાપી નાખવો બહેતર હતો! નરસિંહભાઈ સામે લડી લેવામાં એ પૂરતા હતા અને

એ માટે જોડીદારો પણ હતા. પરન્તુ દાજીસાહેબની હાજરીની હૂંફ ખૂટતી હતી. જો પોતે કદાચ હારે તો એમની હાજરીનો અભાવ જ કારણભૂત બને. અને એ વિચાર સૂઝ્યો કે તરત રાત્રે એમણે દાજીસાહેબને ચૂંટણી પહેલાં જાત્રાએથી પાછા ફરવાનો આગ્રહ કરતો પત્ર લખી દીધો.

## પ્રકરણ એકવીસમું

## હવેલીની ફૂંક

રણજીતભાઈએ માન્યું હતું કે દાજીસાહેબ પત્ર મળતાં આવ્યા વિના નહિ રહે. નરસિંહભાઈની એક માત્ર નેમ દાજીકુટુંબને ઉખેડી નાખવાની હતી તેમ એમણે ચિતરામણ કર્યું હતું. પાંચમી ખડકીનો ધર્મશાળામાં ભાગ હતો તેમ નરસિંહભાઈએ કેસ રજૂ કર્યો હતો તેમાંથી આગળ વધી દાજીકુટુંબનું મંદિર હતું તે પણ સાર્વજનિક બનાવવા એ પ્રયત્ન કરશે તેમ એમણે ભવિષ્ય ભાખ્યું હતું.

દાજીસાહેબ જાત્રા કરવા નીકળ્યા ત્યારે એમણે સૌને કહી રાખ્યું હતું કે પોતાને ખુશીઆનંદના સમાચાર જણાવતા પત્રો પણ બને તેટલા ઓછા લખવા અને ખાસ કરીને કામકાજ અંગેના તો લખવા જ નહિ. બીજા તો ઠીક પણ નાથા મુનીમ દરેક વાત પૂછીને કરવા ટેવાયેલા એટલે દરરોજ પત્ર લખ્યા વિના નહિ રહે તેમ સમજી જઈને એમને કહી દીધું હતું: 'તમારે મને પત્ર જ ન લખવો. જે કરવું યોગ્ય લાગે તે નાનાભાઈને પૂછીને કરવું.' આથી વિશેષ જો એ કહી શક્યા હોત તો એમણે સ્પષ્ટ કર્યું હોત કે મેં આજથી નાનાભાઈને હવેલીનો હવાલો સોંપી દીધો છે. પરન્તુ નાનાભાઈને ગમશે નહિ માની એ વિધાન એમણે કર્યું ન હતું.

જાત્રાએ જવાની એમની રીત પણ અનોખી હતી. સામાન્ય રીતે કોઈ સાથ-સંઘાત વિના જાત્રાએ જવાનું પસંદ કરતું નથી.

એવી રીતે દાદાસાહેબ અને ભાભીમા અગાઉ જઈ આવ્યાં પણ હતાં. પરન્તુ આ વખતે એમણે કોઈના સાથને જરૂરી માન્યો ન હતો, એટલું જ નહિ, પણ સાથે નોકર-ચાકર લેવાનું પણ ટાળ્યું હતું. વળી કેટલા વખતની આ જાત્રા હતી તે પણ નક્કી ન હતું. દાદાસાહેબ કહેતા કે તીર્થધામોના દર્શન કરવા જતો નથી. એ દર્શન તો કરી આવ્યો છું, પણ એનું પ્રતિબિંબ અંતરમાં ઉતારવાનો આ વખતે પ્રયત્ન કરવો છે આથી ક્યાં કેટલું રહીશ તે કહેવું મારે માટે મુશ્કેલ છે. કોઈ જગાએ એક દિવસ રહું કે એક વરસ-પણ રહું!

નાનાભાઈ એના પ્રત્યુત્તરમાં કહેતા: 'ભલે ને હેયું ઠરે ત્યાં દસ વર્ષ રહો, પણ એનો બોજો બધો પડવાનો ભાભીમા ઉપર. અજાણ્યા મુલકમાં સોબત અને મદદ વિના એમને કેટલી અગવડ પડશે તેનો તમે વિચાર કર્યો છે ખરો?'

દાદાસાહેબ હસીને કહેતા: 'તમે મને સોબત અને સહાય માટે નાલાયક ગણો છો પણ આ પ્રવાસમાં મારે તેની લાયકી સાબિતી કરી આપવી છે. જાત્રાના સ્થળોએ માણસે નમ્ર બનીને જવું જોઈએ તેનો અર્થ હું એવો કરું છું કે યાત્રીએ સ્વાશ્રયી બનવું જોઈએ.'

આમ બહારથી એવું લાગે કે દાદાસાહેબ પોતાની ઇચ્છા ભાભીમા ઉપર લાદતા હતા. પરન્તુ સાચી રીતે એવું ન હતું. એ ભાભીમાની ઇચ્છા જાણી લેવા ખાનગી રીતે પૂછતા પણ હતા: 'આ રીતે હું તમને અગવડમાં મૂકી રહ્યો છું તેવું તો નથી લાગતું ને?'

'ના રે ના, મને ઊલટાનો આનંદ આવશે. હવેલીમાં આટલો બોજો ઉપાડતાં થાક નથી લાગતો, પછી યાત્રામાં આપણે બે જ

જણ હોઈએ તેમાં એવું શું કામ પહોંચવાનું હતું કે બોજો લાગે.'

'નાનાભાઈએ ચિંતા વ્યક્ત કરી ત્યારે "લોકો સાહેબ" ન બોલ્યાં એટલે મને થયું કે તમે પણ એમની સાથે સહમત છો.'

'એવો અર્થ તમે કરશો તેવી ખબર હોત તો હું બોલી ઊઠત, બાકી નાનાભાઈએ તો આપણા પ્રત્યેની લાગણીને લીધે ચિંતા બતાવી હતી.'

દાજીસાહેબ છેલ્લા ત્રણ મહિનાથી જે રીતે સત્સંગ સાધતા ઉત્તરની યાત્રા કરી રહ્યા હતા, તે ભાભીમાને માટે પણ એક અનોખો લહાવો બની રહ્યો હતો. હવેલીના દાજીસાહેબ અને યાત્રાના દાજી-સાહેબ જાણે કોઈ ભિન્ન હોય તેમ એ દરેક વર્તાવમાં જુદા પડતા હતા. ઘરની કંઈ પણ વાત ભાભીમા કાઢતાં કે એ તરત એમને રોકી લેતા અને કહેતા કે એ બધું કરવા માટે આપણને પાછાં ઘેર જઈશું ત્યારે પૂરતો વખત મળવાનો છે. જેમાંથી છૂટવા માટે આપણે જાત્રાએ નીકળ્યાં છીએ તેની ગાંઠડીઓ સાથે ઉપાડીને ચાલવાની જરૂર નથી.

ભાભીમા એ કારણે વાત કરતાં અટકી જતાં હતાં, પરંતુ એમના મનમાં એ પ્રવાહ ચાલ્યા કરતા હતા. એમાંનો મુખ્ય પ્રવાહ રણજીતભાઈએ સલાહ આપી હતી તે પ્રમાણે પ્રયાગના ત્રિવેણી-સંગમમાં શ્રાદ્ધનો પ્રસંગ આવે ત્યારે દત્તકના પ્રશ્નની રજૂઆત કરવી તે હતો. પરંતુ મથુરાથી શરૂ થયેલી એ યાત્રાને પ્રયાગ પહોંચતાં ખાસ્સો દોઢ મહિનો વીતી ગયો હતો. એ ગાળા દરમિયાન દાજી-સાહેબે રોજના વ્યવહારથી એમના ઉપર એવી અસર જન્માવી હતી કે એમને પણ લાગવા માંડ્યું હતું કે આ બધા વ્યવહારના કાવાદાવા જાત્રા ટાણે શીદને લઈને ફરવા? રણજીતભાઈએ જે રીતે વાત મૂકવાની કહી હતી તે એક રીતે બનાવટ કહેવાય. પ્રયા-

ગમા પોતાને એ કુદરતી રીતે ઊગ્યું એમ એ શી રીતે કહી શકે? અને એવી જરૂરિયાત પણ ક્યાં ઊભી થઈ હતી કે આવું કપટ આચરવું પડે?

નાનાભાઈના અને મનોરમાને જે પત્રો આવતા હતા તેથી પણ એમનો વિચાર મોળો પડ્યો હતો. ભાભીમા જેમ એમની રીતે મનોરમાના સુખનો વિચાર કરતા હતા તેમ નાનાભાઈ પણ કરતા હતા. હવેલીના સંસ્કારને વશ થઈ એમણે મનોરમાને અમદાવાદ પોતાને ઘેર રહી સ્વાશ્રયી થવા માટે કેળવણી લેવાની સગવડની તત્પરતા બતાવી હતી. મનોરમાનો એ પગલું પસંદ પડ્યું હોય અને તે રીતે એ વિચારતી હોય તેમ એના પત્ર ઉપરથી ભાભીમાને લાગ્યું હતું.

દાદાસાહેબ જાત્રાએથી આવ્યા પછી હવેલીનો ભાર સંભાળી લેશે તેવી આશા નાનાભાઈ રાખતા ન હતા. જાત્રાએથી જે પ્રત્યુત્તરો એમના ખુશીઆનંદના આવતા હતા તેમાં એમણે હવેલીના વહીવટ અંગે જે કંઈ વિગત લખી હોય તેનો કંઈ ઉલ્લેખ આવતો ન હતો. રણજીતભાઈએ પંચાયતની ચૂંટણી અંગે લખ્યું તે પહેલાં ગામની નવાજૂની અંગે નાનાભાઈ પત્રમાં વિગત લખતા હતા. એમને વિગતે પત્ર લખવાની ટેવ હતી એટલે વાચનાર કંટાળે નહિ તેવી શૈલીમાં લાંબા પત્રો લખતા હતા. ભાભીમાને જરૂર એ પસંદ પડશે તેમ એ માનતા હતા. મોટે ભાગે ભાભીમા પત્રોના જવાબ આપતા હતા, પણ જ્યાં દાદાસાહેબે લખવાની જરૂર હોય ત્યાં પણ જાણે એમને એ સમાચાર મળ્યા જ ન હોય તેમ એ મુદ્દો ગળી જતા હતા!

મંદિરના પૂજારીની દીકરીનું લગ્ન હતું. દાદાસાહેબની ગેર-હાજરી એ કલ્પી શકતો ન હતો. એ જાત્રાએ વિદાય થયા ત્યારે

એ લગ્ન પહેલાં કોઈ હિસાબે આવી પહોંચજો એમ એણે છેલ્લી ઘડી સુધી યાદ દેવડાવ્યું હતું. એ લગ્ન નજીક આવી રહ્યું હતું અને દાજીસાહેબના આવવાનાં કંઈ ચિહ્ન દેખાતાં ન હતાં એટલે એણે નાનાભાઈ પાસે આગ્રહ કરીને ખાસ લખાવ્યું હતું, છતાં એ પત્રનો જે જવાબ આવ્યો તેમાં એનો ઉલ્લેખ સુદ્ધાં ન હતો!

આથી નાનાભાઈને ખાતરી થઈ ગઈ હતી કે જાત્રાએથી પાછા આવ્યા પછી એ હવેલીનો વહીવટ નહિ સંભાળે તે ચોક્કસ અને એ ભાર પોતાને માથે આ નિમિત્તે મૂક્યો હતો તે કાયમ રહેશે. એમ બને તો ભાભીમા પ્રત્યેની લાગણીને લીધે એમને માથેથી પણ બોજો ઉપાડી લેવો જોઈએ. શાન્તાગૌરી ઘેર આવે તો જ એ બની શકે અને અમદાવાદનું ઘર ચાલુ રાખવું હોય તો મનોરમા ત્યાં રહેતી હોય એ વિશેષ સુગમ પડે. એ પગલા તરીકે નાનાભાઈએ એ હા-ના કરતી હતી છતાં કેટલા ય વખતથી તું એકલી હવેલીનો ભાર ઉપાડે છે તો અમદાવાદ ફરી આવ તેમ આગ્રહ કરીને મોકલી આપી હતી. શાન્તાગૌરી એ કારણે ઘેર આવી શક્યાં હતાં.

ભાભીમાને આ બધા સમાચાર મળ્યા કરતા હતા એટલે એમના મનને થયું કે નાનાભાઈ પોતે જો મનોરમાનો ભાર ઉપાડી લેતા હોય તો મારે એમને ઊંડે ઊંડે દુઃખ થાય તેવી દત્તકની વાત ઉપાડીને કામે ય શું હતું? આથી પ્રયાગ પહોંચ્યા પછી રણજીતભાઈ જે નવાજૂની થવાની રાહ જોઈ રહ્યા હતા તે સમાચાર કંઈ આવ્યા નહિ તેની વિમાસણમાં હતા, પરંતુ ગામમાં નરસિંહ-ભાઈએ એમની સામે જે મોરચો માંડ્યો હતો, તે નવી વિમાસણ નિમિત્તે એમણે દિલ ઠાલવતો પત્ર દાજીસાહેબને લખ્યો હતો તેમાં ગૂઢ રીતે એનો પણ ઉલ્લેખ કરવાનું ચૂક્યા ન હતા: પ્રયાગના પવિત્ર ધામમાં ભાભીમાના દિલમાં જે કંઈ ભાવના જાગે તે પણ

તમે પૂરી કરશો. ભાભીમા એ વાચતા તરત સમજી ગયા હતા અને પૂછે તો પોતે શું ખુલાસો કરશે તેની ચિંતામા પડી ગયા હતા. પરંતુ એમને તરત માર્ગ સૂઝી આવ્યો કે પોતે એ કહેવાનુ સમજ્યા હતા તેમ શુ કામ કબૂલી લેવુ ?

દાજીસાહેબે એ વાકચને ઔપચારિક માની એનો વિચાર કર્યો ન હતો એટલે એના ખુલાસાની ભાભીમાને જરૂર જ ન પડી. પરંતુ રણજીતભાઈએ જે આશાથી પત્ર લખ્યો હતો તેનો પ્રત્યુત્તર ન વાળે તેમ પણ બને તેમ ન હતું. ચૂંટણી પ્રસંગે એ બોલાવતા હતા પણ એમની જવાની તૈયારી ન હતી. એમણે એક જ વાકચમા લખી દીધું કે નાનાભાઈને હવેલીના કર્તાહર્તા માનીને તમારે હવેથી ચાલવાનું છે. એ ત્યા છે જ અને મારે તેમને કઈ કહેવાનુ પણ ન હોય, એમની ફરજ અને વ્યવહાર એ અદા કરશે જ.

આવો જ પત્ર એમણે નાનાભાઈને પણ ટૂંકો લખ્યો હતો. તે વખતે શાન્તાગૌરી ઘેર હતા. એમા રણજીતભાઈ સાથે કેમ વર્તવુ તેની કોઈ સલાહ આપી ન હતી. નાનાભાઈએ કઈ બોલ્યાચાલ્યા વિના એ પત્ર શાન્તાગૌરીના હાથમા મૂકયો. બને એકબીજાને શુ કરવુ તે પૂછતા હોય તેમ સામસામી તાકી રહ્યા.

છેવટે મૌનનો ભગ કરતા શાન્તાગૌરી બોલ્યા : 'આપણે માટે બેઉ આગળી સરખી છે. જે કાપીશુ તેમાથી લોહી નીકળવાનું છે.'

નાનાભાઈ : 'તેથી જ હુ એમા પડવા માગતો ન હતો. મારે અહીં રહેવું નહિ, પછી શું કામ કોઈના પક્ષમા જોડાવુ. પરંતુ દાજીસાહેબના આ પત્ર પછી એક આંગળી કાપવાની છે તેમ સમજીને જે તે નિર્ણય કરવો પડશે.'

શાન્તાગૌરી : 'રણજીતભાઈને પક્ષે આપણે ઊભાં રહીશું

તેથી નરસિંહભાઈ માઠું નહિ લગાડે તેમ હું માનું છું.'

નાનાભાઈ: 'રાજકારણમાં માઠું લગાડવાનો સવાલ વિચારવાનો હોતો નથી. હું અહીં હતો છતાં નરસિંહભાઈએ છેલ્લા દિવસ સુધી મને પણ જાણ થવા દીધી ન હતી કે એ ઊભા રહેવાના હતા. અંગત રીતે આપણે એમનાં સ્નેહી છીએ તેમ એ જાણે છે, પણ પક્ષ તરીકે આપણે રણજીતભાઈનાં છીએ તેમ એમણે સ્વીકારી લીધેલું છે.'

શાન્તાગૌરી: 'આપણે રણજીતભાઈના પક્ષમાં શોભીએ નહિ એટલો જ મનમાં ખટકો રહે છે.'

'એવું હું કંઈ માનતો નથી. નરસિંહભાઈનું અંગત ચારિત્ર સારું છે, પણ એમણે જે ઉમેદવાર પોતાના પક્ષે ઊભા કર્યા છે તે બધા એવા શુદ્ધ છે તેમ ઓછું છે? અને કોંગ્રેસ પોતે ચૂંટણીમાં જે ઉમેદવારો ઊભા કરે છે તે નિર્મળ ચારિત્રના હોય છે તેવું પણ હોતું નથી.'

ઉત્સાહપૂર્વક શાન્તાગૌરી બોલ્યાં: 'એવું હોય તો નરસિંહભાઈને આપણે કહી શકીએ કે રણજીતભાઈના પક્ષમાં ઊભા રહેવામાં અમે કંઈ અજુગતું પગલું ભર્યું નથી.'

નાનાભાઈ: 'નરસિંહભાઈ આપણને પૂછશે જ નહિ અને માઠું પણ લગાડશે નહિ. વળી પંચાયત કે આવી સ્થાનિક ચૂંટણીમાં કોંગ્રેસ પક્ષ તરીકે ઝંપલાવતી પણ નથી...'

'તો પછી નરસિંહભાઈએ મોટું ક્ષેત્ર મૂકી આવા નાનામાં પડવું ન જોઈએ.'

'રણજીતભાઈની એ ફરિયાદ છે કે ગામના આગેવાનોનો તેજોવધ કરવાનો આ મોરચો છે.'

'તો તો ખોટું કહેવાય.'

'ખોટુ પણ શી રીતે કહીએ? આઘાતના પ્રત્યાઘાત એ તો વિજ્ઞાનનો નિયમ છે. છેલ્લા પચ્ચીસ વર્ષથી નરસિંહભાઈ મેવાની દૃષ્ટિએ ગામના આગેવાન કહી શકાય. છતા કુળવાનશાહીના વારસદારોએ એમનો આગેવાન તરીકે સ્વીકાર કરી એમને સામાજિક પ્રતિષ્ઠા આપી નથી. એનો પ્રત્યાઘાત નરસિંહભાઈમા થાય અને તે રણજીતભાઈ જેવા આગેવાનોને ઉખેડી નાખવા પ્રવૃત્ત થાય તો એ મનોદશા સમજવા પ્રયત્ન કરવો જોઈએ '

'જો એમનુ પગલુ સાચુ હોય તો રણજીતભાઈને આપણે ટેકો આપીએ તે ય પ્રત્યાઘાત જન્માવે તેવુ જ ગણાય કે બીજુ? દાક્તરસાહેબે આપણને કોના પક્ષમા રહેવુ તે સલાહ આપી નથી. જો આપણે ન્યાયનો પક્ષ માની નરસિંહભાઈના પક્ષે રહીએ તો દાક્તરસાહેબ ઠપકો આપે તેમ હું માનતી નથી.'

'રાજકારણ એ નિર્ભેળ ન્યાયનો પક્ષ પણ રહેતો નથી, એમાં સ્વાર્થ ભરેલો હોય છે. એમા અંગત ઓછાવત્તાપણુ હોય તોપણ બીજા વલણો એમા ભરેલા હોય છે. નરસિંહભાઈ ન્યાયના નામે લડે તોપણ એમા પોતાનુ અહમ્ ઓછુ કામ કરતુ હોય તેમ માનવાને કારણ નથી. આજે જિલ્લાની કોઈ કમિટિ એવી નહિ હોય કે એમા એ હોદ્દેદાર ન હોય. ગામના ક્ષેત્રમા રણજીતભાઈ પોતાની આગેવાની જેમ દરેક જગાએ આગળ કરે છે તે જ માનસ નરસિંહભાઈ જિલ્લા પરીઘમા દેખાડે છે. એકમા જૂની કુળવાનશાહી છે તો બીજામા નવી પેદા થઈ રહેલી કુળવાનશાહીના એંધાણ છે.'

શાન્તાગૌરીને નરસિંહભાઈની છેલ્લી આત્મીયતા સાભરી આવી. દત્તક લેવાની ગંધ એમને આવી હતી તેથી એ હીંડીચાલીને કહી ગયા હતા. એમને સામે પક્ષે રહેવાનુ આ રીતે શોભશે તે મૂઝવણ

એમણે વ્યક્ત કરી.

એનો ઉકેલ બતાવતાં નાનાભાઈએ કહ્યું: ' મહાભારતે એનો બોધ આપેલો છે. ભીષ્મ વ્યવહારને વશ થઈ રહ્યા હતા કૌરવ પક્ષે પણ જીત ઇચ્છતા હતા પાંડવ પક્ષની. આપણે પણ કંઈક એવું કરીએ. '

શાન્તાગૌરી: ' એ શી રીતે બને? જેને પક્ષે રહીએ તે જીતે એવો પ્રયત્ન ન કરીએ તો એને દગો દીધો કહેવાય. '

નાનાભાઈ: ' એ જીતે તેવો જ પ્રયત્ન કરવાનો, પણ સામાની જીત થાય તેવી શુભેચ્છા પણ સાથે સાથે રાખવાની. '

' લડાઈમાં બંને પક્ષો જીતે એવું ક્યાં ય સાંભળ્યું છે? '

' જીતના જુદા જુદા પ્રકાર હોય છે. રણજીતભાઈનું અંગત ચારિત્ર બાદ મૂકીએ તોપણ એમનું જાહેર ચારિત્ર બદલાય તો ય સામા પક્ષની જીત થઈ ગણાય. કોઈ પણ ગુના વિના એ સવિતાને તેડતા નથી એ એમનું ચારિત્ર થયું. એમાં અંગત નબળાઈ કરતાં જાહેર પડકાર છે. એ જાતનું વર્તન આજના યુગમાં આગેવાન થવા માંગનારને શોભે નહિ, છતાં આજ સુધી એમણે તે વર્તન ચાલુ રાખ્યું છે. તે સુધારવું પડે તો એ નરસિંહભાઈની જીત થઈ ગણાય. '

એને ટેકો આપતાં શાન્તાગૌરી બોલ્યાં: ' આજ સુધી દાજી-સાહેબ કર્તાહર્તા હતા એટલે આપણે એ અંગે બોલ્યાં નથી. પરંતુ હવે જો એ ભાર એમણે આપણા ઉપર નાખ્યો છે, તો એ કહેવાનો આપણને હક પ્રાપ્ત થાય છે. '

નાનાભાઈ: ' હક પહેલા ફરજ બજાવી લઈએ. '

' પણ તક જતી ન રહે તે રીતે હક ભોગવી લેવો જોઈએ. '

' એ તક ચૂકી ન જઈએ તો આ ચૂંટણી આપણે જીતી ગયાં

કહેવાઈ એ.'

'પણ એ સહેલુ કામ નથી.'

'કારણ?'

'રણજીતભાઈ પણ એક જણ આગળ લાચાર છે'

'પુષ્પા પાસે ને?'

'હા.'

'એ વખતે વિષ્ટિકાર તરીકે તમને નીમવામાં આવશે.'

'હું એને એટલુ અગત્ય આપવા માગતી નથી.'

'કોઈ ને ખોટું અગત્ય આપવું એ મુત્સદ્દીગીરી છે.'

'મારામા એવી મુત્સદ્દીગીરી નથી એ હું કબૂલ કરું છું'

'હવેલીના કર્તાહર્તા થવું હશે તો એ કેળવવી પડશે.'

'મારે કર્તાહર્તા નથી થવું?'

'તમે એમ શી રીતે કહી શકો? એ કહેવાનો હક મારો છે. તમે એ હક મને ભોગવવા ન દીધો અને હવે તમે શી રીતે ભોગવી શકશો?'

આમ તો નવા જમાના પ્રમાણે હવેલીમા મુરબ્બીઓની લાજ કાઢવાના રિવાજે વિદાય લીધી હતી, છતા પોતાના આગમનની જાહેરાત કરતા રણજીતભાઈએ કહ્યું: 'આવુ કે?'

'ઘણી ખુશીથી.' નાનાભાઈ એ ઉમેર્યું: 'તમારી જ વાત અમે કરતા હતા.

'દાજીસાહેબનો પત્ર તમને પણ મળી ગયો શુ?'

'એમનું કામ કાચું હોય જ નહિ.'

'તો હવે?' રણજીતભાઈએ પૂછ્યું.

નાનાભાઈ: 'તમારે પૂછવાનું ન હોય, તમારે આજ્ઞા કરવાની હોય.'

'આજ્ઞા તો હવેલીના મુખી જ કરી શકે.'

'હવેલીના મુખી દાજીસાહેબ, હું તો એમણે હુકમ કર્યો તે ઉપાડવાનો ચાકર.'

'પણ દાજીસાહેબે હવે તમને મુખી સ્થાપ્યા છે.'

'એ એમની મોટાઈ, પણ એ બેઠા હોય, તમે મુરબ્બી જેવા બેઠા હો, અને મારે મુખી થવાનું શોભે? હું ચૂંટણીમાં કેટલો કામમાં આવીશ તે ખબર નથી પણ જે બનશે તે કરી છૂટીશ. શાન્તાગૌરી અને હું એ જ વાત કરતાં હતાં.'

રણજીતભાઈ: 'મારે હવેલીની હૂંફ જોઈએ, બાકી લડી લેનારો હું બેઠો છું.'

## પ્રકરણ બાવીસમું

# મનોરમાનો નિર્ણય

સન્મુખને ખબર ન હતી કે મનોરમા અમદાવાદ ગઈ હતી. એણે હવેલીના સિરનામે પત્ર લખ્યો હતો. એ પત્ર કોનો હતો તેવી બીજાને ખબર પડે માટે મોકલનારનું નામ લખ્યુ હતું. એ ફોડતા મનોરમાએ માન્યું હતું કે મુબઈ ક્યારે આવો છો તેમ એણે પુછાવ્યું હોવું જોઈએ પરંતુ વાત એથી તો ક્યા ય આગળ વધી ગઈ હતી.

નરસિહભાઈની ત્રીજા નંબરની દીકરી સરોજ એના ભાઈ સાથે મુંબઈ રહી કોલેજમા ભણતી હતી. જ્યુનિયર બી. એ. મા હતી. ડૉ. ચંદુભાઈની ઇચ્છા એને ગ્રેજ્યુએટ થઈ જવા દીધા પછી પરણાવવાની હતી. પરંતુ એના ભાભી સુલોચનાએ વ્યવહારિક રસ્તો સૂચવ્યો હતો કે સારી જગા મળી જતી હોય તો એક વખત લગ્ન કરી નાખવું. તે પછી અભ્યાસ ક્યા પૂરો નથી થતો?

ડૉ. ચંદુભાઈ માનતા હતા કે સુલોચના વ્યવહારની વાત કરતી હશે, પણ કોઈ નક્કર દરખાસ્ત નહિ હોય. પરંતુ સન્મુખની દરખાસ્ત સાંભળતાં એમને એ પસંદ પડી ગઈ. એને વધાવી લેતા એમણે કહ્યું: 'એ હા પાડતો હોય તો આપણે અભ્યાસની ચિંતા કરવાની રહેતી નથી. એ ઘર એવું છે કે ત્યા એ ખુશીથી ભણી શકે. પરંતુ એ હા પાડે કે કેમ, એ જ મોટા સવાલ છે.'

સુલોચનાની ધ્યાન બહાર પણ એ સ્થિતિ ન હતી. એણે એનો ખુલાસો કરતાં કહ્યું: 'આમ તો એ હા ન પાડે. સામાજિક રીતે એમને કુળવાન ઘરનો મોહ નથી. એમને જે મોહ છે—ઇચ્છા છે તે જાણીતા કુટુંબમાં વિવાહ કરવાની. બાપુજીને આજે જિલ્લામાં કોણ નથી ઓળખતું?'

મૂળ મુદ્દા ઉપર આવતાં ડૉ. ચંદુભાઈએ કહ્યું: 'બાપુજીની મોટાઈને સુમીબહેન માન્ય રાખે તે ય માની લઈએ, પણ સરોજને એ પાસ કરે ખરાં? ભાણાભાઈની વહુ મનોરમા જેવી એમને સુંદર વહુ જોઈએ છે તેમ એમની વાતચીત ઉપરથી મેં તોલ બાંધેલો છે.'

સુલોચના: 'એ માટે એમણે આટલાં વર્ષ રાહ જોઈ. એ હવે મનથી થોડાં થાક્યાં લાગે છે. વળી સરોજ પસંદ ન જ પડે તેવી ય નથી. હું માનું છું કે, જો આપણે દબાણ કરીએ તો હા થાય ખરી?'

'દબાણ કરવામાં હું માનતો નથી.'

'દબાણ ખોટી રીતે કરવામાં આવે તેમ મારું કહેવું નથી. આગ્રહ, આપણે ત્યાં જ કરવા માગીએ છીએ તેવી પ્રતીતિ થાય તે અર્થમાં.'

'તો સુમીબહેનને પૂછી જોઈએ.'

'ફોન કરું?'

'એવી શી ઉતાવળ છે?'

'ફોનમાં તો અહીં આવવાનું યાદ દેવડાવીશ. હમણાંનાં આવ્યાં નથી તે આવી જાય.'

'મારી હાજરીની તે વખતે જરૂર છે તેમ હું નથી માનતો.'

'ભલે તમે હાજર ન હો, પણ વાત તમારા વતી કરીશ.'

'કેમ, તમારું વજન ઓછું પડશે?'

'ઓછું તો નહિ, પણ એમને લાગવું જોઈએ કે આ પૂછપરછ નથી પણ રીતસરનું કુટુંબ તરફનું માગું છે.'

એ પ્રમાણે સુલોચનાએ સુમીબહેન સમક્ષ માગું નાખ્યું ત્યારે એમણે આવકારતા કહ્યું: 'સરોજ મારા ઘરની લક્ષ્મી બને એથી તો હું હરખાઉં. કોઈ અજાણી જગ્યાએ ભૂલા પડવા કરતા જાણીતામા સંબંધ બંધાતો હોય તો હું એવી હરખપદુડી છું કે માગીને લક્ષ્મી લઉં. પરંતુ.'

સુમીબહેન અટકી ગયા એટલે સુલોચનાએ કહ્યું: 'મનમાં જે હોય તે ખુશીથી કહી નાખજો. મને માઠું લાગવાનું નથી.'

'સન્મુખ હા પાડે તેવી મને જો આશાં હોત તો મેં સામે ચાલીને સરોજને માગી લીધી હોત.' અને દીકરા વિષે ગેરસમજ ન થાય તેમ માની એમણે ઉમેર્યું: 'ઘરમા એક વહુ રૂપાળી આવે તેનું કેટલું જોખમ છે. તે તો મનોરમા આવ્યા પછી મને સમજાયું. જુવાન છોકરાઓના મનમા એમ રહ્યા કરે છે કે ભાભી જેવી રૂપાળી વહુ નિદાન હોવી જોઈએ. એમનો દોષ પણ શું કામ કાઢું? મને પણ ખુદ થતું હોય છે કે, મનોરમા જેવી રૂપાળી વહુ હોય તો સારું!'

સુલોચના એનો સ્વીકાર કરતા બોલી: 'રૂપ કોને નથી ગમતું? પણ એ હોય છે કેટલાં ઓછામાં?'

'એ આપણે સમજીએ છીએ પણ પરણનાના પાકમા હોય છે તે સમજવા તૈયાર થતા નથી. આમ ઉઘાડી વાત માગું નાખનાર દરેકને કહી ન શકાય એટલે એને બીજાં કારણો આપી વાત ટાળવી પડે છે. સન્મુખ જો હા પાડતો હોય તો મારી ના નથી.'

અને સુમીબહેને એ માગુ સ્વીકારાય તો પોતાને આનંદ થાય

તે રીતે સન્મુખ આગળ એ દરખાસ્ત રજૂ પણ કરી. સરોજના રૂપનું પલ્લું થોડું ઊંચું જતું હતું તો એનો બદલો વાળી આપવા એના ગુણના પલ્લાને સુમીબહેન લઈ જવાય તેટલું નીચું લઈ ગયાં. સન્મુખ ઉતાવળ કર્યા વગર એક વખત બધું સાંભળી રહ્યો અને એણે જવાબ આપી દીધો : 'હું ના પાડું છું એનો અર્થ એવો ન કરતાં કે સરોજનું રૂપ મને ઓછું પડે છે, સરોજ રૂપરૂપનો અંબાર હોત તોપણ હું ના પાડત. અને જો તમારી ઇચ્છા સરોજને પુત્રવધૂ બનાવવાની હોય તો નિરાશ થવાને પણ કારણ નથી. વિજય કંઈ નાનો નથી. એને પણ પચ્ચીસ વર્ષ થયાં છે.'

સુમીબહેન : 'તું તારી વાત કર ને. મોટો કુંવારો હોય અને નાનાને શી રીતે પરણાવું ?'

સન્મુખ : 'મોટો પરણવા માગતો ન હોય તો ?'

'ન પરણવા માગવાનું શું કારણ ?'

'એ તો મને પોતાને ય ખબર નથી. લગનનો મને ઉમળકો નથી એટલું જ પૂરતું નથી શું ?'

'બીજાને માટે એ પૂરતું હશે, મમ્મી માટે કોઈ કાળે પૂરતું ન ગણાય.'

સન્મુખ પ્રત્યુત્તર ગળી જવા ત્યાંથી ઊઠીને વિદાય થઈ ગયો. અને જે હકીકત બની હતી તે એણે મનોરમાને પત્રમાં લખી જણાવી હતી. વધુમાં ઉમેર્યું હતું કે એની પોતાની અંગત ઇચ્છા તો સુમી-બહેન સમક્ષ કંઈ છુપાવવાની ન હતી. સુમીબહેન પણ એવાં વ્યવ-હારદક્ષ હતાં કે એમને પસંદ ન હોય તેની વાત પણ એ છુપાવી રાખે એમાં શંકા ન હતી. વળી પોતાનો જ દીકરો ભાણાભાઈની વહુ સાથે છૂટાછેડા થયા પછી પરણવા માગતો હતો તે સમાચાર એ કોઈને કહેવા માગે તોપણ શી રીતે કહી શકે ?

સન્મુખની ઇચ્છા તો એ પણ હતી કે એ હકીકત સાભળતાં સુમીબહેન ખિજાઈ ઊઠે તો એમને સાફસાફ સભળાવી દેવુ કે ખિજાવાનો હક હોય તો મનોરમાનો હતો. અને તમે એને નાહક કૂવામા નાખી હતી. તમારા દીકરા તરીકે મારી ફરજ છે કે મારે તેને બહાર કાઢવી. પરંતુ એમ કરવા જતાં મનોરમા કૂવાની બહાર નીકળવાને બદલે અંદર ને અંદર રહી ગઈ તો? જ્યા સુધી એનામાં બળવો પોકારવાની હિંમત ન હોય ત્યા સુધી આંતરિક ભેદ ખુલ્લો કરી નાખવો એ બળવાને ઊગતો ડામી દેવા જેવું પગલું ગણાય. છતા આ બધા પગલા જ એવા છે કે એને ગમે તેટલાં ગુપ્ત રાખવા જઈએ તોપણ એ પ્રગટ થયા વિના રહેતાં નથી. સુમીબહેન પણ પગેરુ કાઢવા પ્રયત્ન કર્યા વિના નહિ રહે. હિંમત ન હોય તો જૂઠું બોલવાની તત્પરતા રાખવાની સન્મુખે મનોરમાને છેલ્લે પત્રમાં સલાહ આપ્યા પછી ઉમેર્યું હતું—આપણે બનેને એક થવા માટે ગમે તેટલા વર્ષ થાય પણ હું નિરાશ થવાનો નથી!

સારું થયું કે એ પત્ર આવ્યો ત્યારે માધવી સ્કૂલમા ગઈ હતી. બાકી મનોરમા એ વાચતા એની સમક્ષ સ્વસ્થતા શી રીતે રાખી શકત? સન્મુખનો પત્ર જાણતા એને ભયની લાગણી સ્પર્શી ગઈ હતી—શું લખ્યુ હશે?

છૂટાછેડાની વાત મનોરમાએ એને કરેલી તે એના સ્મરણમાં પાકું હતું. છતાં એ સ્વપ્નની વાત હોય તેવી સ્થિતિ આ પત્ર વાંચતાં એને લાગતું હતું—શુ એને એવી વાત પોતે કરેલી? એવુ પોતે શી રીતે બોલી શકી હશે? આજે એને પોતાને એ વિષે શંકા પડતી હતી. અને સન્મુખ એને સત્ય માની ચાલતો હતો એટલુ જ નહિ પણ સગેજ જેવી છોકરીને માટે એણે ના પાડી હતી એટલું જ નહિ પણ મારે માટે એ ગમે તેટલાં વરસ રાહ જોવાનો હતો!

મારી પાસે એવું શું હતું કે આવું ગાંડપણ કરવા એ તૈયાર થયો હતો? રૂપ? એ રૂપ પોતાનું નષ્ટ થાય તો? ગમે તેટલાં વર્ષ એ રાહ જોવાની તૈયારી બતાવે છે, પણ એ વરસો જ આ રૂપ નષ્ટ કરશે તેની એને ખબર લાગતી નથી. ન કરે નારાયણ અને મને શીતળા માતા રૂઠે તો? એવું કુરૂપ મુખ મને પોતાને જ ગમે ખરું? તો શું મારે રૂપનું અભિમાન લઈને ફરવું? સન્મુખ જેવાને પતંગિયાની માફક એમાં ઝંપલાવીને બળી મરવા દેવા? સરોજ મારા જેવી સુંદર નથી તે સાચું, પરંતુ મારા કરતાં બીજું એનામાં કેટલું બધું વધારે છે? મારા કરતાં વધુ ભણેલી છે, મુંબઈમાં એનું ઘડતર થયેલું છે, જાણીતા બાપની દીકરી છે, એનો ભાઈ મોટો ડોકટર છે, ભાભી નવા જમાનાની છે. એને પરણીને સુખી થવા માટે એના સંસ્કાર પૂરતા નથી શું? વળી એ આંખને ગમે તેવી આકર્ષક તો છે. અને ના પાડવામાં પોતે જ વચ્ચે આડી આવે છે કે બીજું?

છૂટાછેડા લેવાની વાત પોતે કહી બેઠી તે શું સાચી હતી? 'એમણે' છૂટાછેડા લેવાનું મહેણું ન માર્યું હોત તો પોતાને એ વિચાર આવત? પુરુષ ગમે તેમ બોલી શકે અને સ્ત્રી એ મૂંગેમોઢે સહી લે એમ? એ આવેગના માર્યાં જાણે હું બળવાખોર હોઉં તેમ સન્મુખ સમક્ષ બોલી ગઈ અને તે એને સાચું માની બેઠો!

એ જ નર્યો માની બેઠો એમ પણ શું કામ? એને ય એ માર્ગ અવારનવાર નહોતો દેખાતો શું? અમદાવાદ આવવાનું એણે નક્કી કર્યું ત્યારે ભાણાભાઈ સાથે એને ટપાટપી થઈ હતી. એ હવેલી છોડી અમદાવાદ જાય તે ભાણાભાઈને પસંદ ન હતું. પોતાની સગવડ એ જે રીતે સાચવતી હતી, તે પછી કોણ સાચવશે? એ કારણે એમણે દલીલ કરી હતી:

'તારે અમદાવાદ જવાનું શું કામ છે?'

સીધો જવાબ આપવાને બદલે ભાણાભાઈને વાગે તેમ મનોરમાએ કહ્યું હતું: 'અહીં આવવાનું પણ એમ તો શું કામ હતું?'

ભાણાભાઈ સ્વમાનનો હુંકાર કરતા બોલ્યા હતા: 'મારી મરજી.'

'તો પછી અમદાવાદ જવાની પણ મારી મરજી છે.'

ખિજાઈને ભાણાભાઈ બોલી ઊઠ્યા: 'મારી મરજી પહેલી, તારે નથી જવાનું.'

વાતને વધી જતી રોકવા મનોરમાએ સ્વીકારી લેતાં કહ્યું: 'તમને નારાજ કરીને મને જવાનો આનંદ આવતો હશે તેમ માનો છો? હું નહિ જાઉં, પણ તમે નાનાભાઈને સમજાવજો. ભાભીમા જતી વખતે એમની ઇચ્છા પ્રમાણે વર્તવાની આજ્ઞા કરતા ગયાં છે. એમની ઇચ્છા છે કે મારે થોડો વખત અમદાવાદ જઈ આવવું.'

'એ તો વિવેક માટે કહે છે.'

'ના.'

'ત્યારે?'

'દાજીસાહેબ જાત્રાએથી નજીકમા પાછા ફરે તેમ લાગતું નથી. નાનાભાઈને ત્યાં સુધી અહીં રોકાવું પડશે. આથી શાન્તાગૌરી થોડો વખત અહીં રહી જાય તેમ એ ઇચ્છે છે. એ વખતે હું ત્યા હોઉં તો એમને નિરાત રહે.'

ભાણાભાઈ જાત્રાનો દૂરનો વાયદો સાભળી બોલી ઊઠ્યા: 'ભાભીમા જાત્રાએથી પાછા ફરવાના ન હોય તો આપણે એમની રાહ જોયા વિના મુંબઈ જતા રહીએ.'

'એ સારું ન દેખાય.'

'શાથી? આપણે અહીં ન હોત તો એ શું ન ચલાવી લેત?'

મનોરમાને મોએ જવાબ તો આવી ગયો કે હું નહોતી ત્યારે

મે શું નહોતા ચલાવી લેતા? પરન્તુ એ વિચાર ગળી જઈને એણે કહ્યું: 'નાનાભાઈ રજા આપતા હોય તો મને હરકત નથી.'

મનોરમાને ખાતરી હતી કે ભાણાભાઈ પોતાની આગળ જે ભાણ કરે છે તે નાનાભાઈ પાસે કરી શકવાના ન હતા. વળી એની પોતાની ઇચ્છા મુંબઈ જવાની ન હતી. નાનાભાઈની સલાહ એને ળે ઊતરી હતી કે કોઈનો આધાર રાખ્યા વિના પોતાના આધાર ઉપર જીવતાં શીખી જવું જોઈએ. અમદાવાદ રહીને જો એ આગળ અભ્યાસ કરી શકે તેમ હોય તો સન્મુખની હાજરીથી દૂર રહેવાની એમાં પૂરી તક હતી. સન્મુખને પોતાનું આકર્ષણ હતું એ બીક એકલી જ એને રહી ન હતી, પરન્તુ એની પોતાની બીક પણ એને લાગવી શરૂ થઈ હતી. પુષ્પા-રણજીતભાઈનો સંબંધ જોયા પછી એને પોતાના વિષે પણ ભય પેઠો હતો કે પોતે સહેજ ડગે તો સન્મુખ ડગેલો હતો જ. આથી નાનાભાઈ એને અમદાવાદ થોડા દિવસ રહી આવવાનો આગ્રહ કરતા હતા તેમાં એને એ લોભ પણ હતો કે જે સ્ત્રીસંસ્થાઓ દ્વારા એ આગળ ભણી શકે તેમ હતી તેને પ્રત્યક્ષ જોઈ આવવી અને જે ઘરમાં રહીને એને ભણવાનું હતું ત્યાં એને કેવું ગોઠે છે તે જાણી લેવું. આ મનની વાત એનાથી ભાણાભાઈને કહેવાય તેમ ન હતી એટલે નાનાભાઈ ઉપર બધો ભાર નાખીને એ આવી પહોંચ

ભાણાભાઈ મનમાં [illegible] ે ઉપાય રહ્યો નહિ એટલે એમણે આશા વ્યક્ત કરી હતી કે બને તેટલી વહેલી આવતી રહેજે. એણે હાએહા કહી હતી પણ એ જાણતી હતી કે શાન્તાગૌરી પાછાં ન આવે ત્યાં સુધી એને રહેવાનું હતું. અમદાવાદ આવ્યા પછી એને સન્મુખ વધુ યાદ આવતો હતો. એનું શું કારણ તેની એને સમજ પડતી ન હતી. પરન્તુ એની પ્રેરી એ

આગળ ભણવાનો વિચાર કરી રહી હતી તેમ એને લાગતું હતું. ભણીને જાણે એ છૂટાછેડા લેશે અને એ લેવા હોય તો એનામા ભણ્યા વગર હિંમત ન આવે તેમ એ માનતી હતી. જોકે એને બીક પણ રહ્યા કરતી હતી કે સન્મુખે ભલે એવી તત્પરતા બતાવી હોય પણ જીવનમા પ્રત્યક્ષ પારખું આવે ત્યારે એવું જોખમ કોઈ ન બતાવે, શું કામ બતાવે?

સન્મુખનો પત્ર મનોરમાની છાતી ઉપર પડ્યો હતો અને તે ડૂસકાં લઈ રહી હતી. એને ઊલટાસુલ્ટી વિચાર આવી રહ્યા હતા અને તે સ્વપ્નમાં હતી કે જાગ્રતાવસ્થામા તે જ નક્કી કરી શકતી ન હતી. છૂટાછેડાની વાત જાણે એ ભૂલી ગઈ હતી, એ ન ભૂલે તોપણ એને એ વાસ્તવિક માનીને દુઃખી થવા માંગતી ન હતી. અને છતા એ બીજા જેટલી જ નક્કર વાસ્તવિકતા હતી તેમ સન્મુખનો પત્ર એને કહી રહ્યો હતો. એને એ બદલ આનંદ થવો જોઈએ. પણ જાણે કોઈએ એનું અપમાન કર્યું હોય તેમ એ વેદના અનુભવી રહી હતી. આવુ અપમાન પુષ્પાએ એનું કર્યું હતું. આ પણ એ જ પ્રકારનુ અપમાન હોય તેમ એનું હૈયું દુઃખી રહ્યું હતું—પોતે સુંદર હતી એ માટે જ એ રાહ જોવા તૈયાર હતો ને?

છતાં જે ધિક્કાર એને પુષ્પા પ્રત્યે હતો એ સન્મુખ તરફ ન હતો. એમ હોત તો એણે એનો પત્ર કાઢીને ચૂરા કરી નાખ્યો હોત. પરન્તુ એ એની છાતી ઉપર પ્રિયતમની માફક ચોટી ગયો હતો. એ ત્યાથી ઊથલી ન પડે માટે જ મનોરમા ડૂસકા ભરતી હતી છતા પડખું બદલતી ન હતી. પોતાના જીવનમા આવું કંઈ બનવા સર્જાયું હશે? કજોડાનો ભોગ માગ જેવી કેટલીય છોકરીઓ થતી હોય છે. પરન્તુ એમા પલ્ટો સર્જાયો હોય તેના સંજોગો કોને મળે છે! હવે–

લીને આશ્રયે આવવાથી એમ બનશે તેમ કોણે કલ્પ્યું હતું ? નાનાભાઈએ સાચા નિર્ભય બનવાનો માર્ગ બતાવ્યો હતો. એ માર્ગ પછી બળવો આવી પડે એમાં નવાઈ ખરી? સન્મુખને એ પગલું ભરતાં કોઈ રોકી ન શકે એની ખાતરી એ ઘરમાં રહેવાથી એને થઈ ગઈ હતી. પરન્તુ પોતાનાથી એવું પગલું ભરાશે ખરું ?

મનોરમા કોઈ નિર્ણય કરી શકતી ન હતી. સન્મુખને પોતાની આશાએ રહીને દુઃખી ન થવાનું લખી દેવા એ ઇચ્છતી હતી, પરન્તુ કલમ ઊપડતી ન હતી. પત્ર બીજા કોઈના હાથમાં જાય તો ? ઘરમાં એકનો પત્ર બીજું ફોડતું ન હતું, પરન્તુ સન્મુખને એ અંગે કંઈ બીક ન હતી એટલે પત્રને એના સ્વભાવ પ્રમાણે ખિસ્સામાં કે ટેબલમાં રહેવા દે અને એની જાણ બીજાને થાય તો? સન્મુખને જવાબ જોઈતો હશે તો એ ધંધાનું ગમે તે કામ કાઢી અમદાવાદ આવી જશે. પરન્તુ જવાબ વિના એને શું ખબર પડે કે પોતે અમદાવાદ હતી ? સુમીબહેનને ઉદ્દેશીને પત્ર લખવો અને હાલ પોતે અહીં છે અને ખુશીમાં છે તેમ જણાવવું એટલે સન્મુખ સમજી જશે કે પોતાના પત્રના પ્રત્યુત્તર રૂપે આ પત્ર હતો !

બીજે દિવસે એ પ્રમાણે એ પત્ર લખવા બેઠી હતી ત્યાં ભાણાભાઈનો સમન્સ જેવો જલ્દી પાછા આવી જવાનો પત્ર આવી પડ્યો. એ વાંચીને એને એટલો ગુસ્સો ચડી આવ્યો કે મુંબઈ લખવાનો પત્ર એણે બાજુએ મૂકી દીધો અને ભાણાભાઈને પ્રત્યુત્તર લખી નાખ્યો—

"તમારો પત્ર મળ્યો. મુંબઈ જવા માટે તમે મને જલ્દી બોલાવો છો, પણ એ બાબતમાં હું લાચાર છું. લગ્ન કર્યું ત્યારે મેં માન્યું હતું કે આપણે એક માર્ગે સાથે ચાલીશું. પરન્તુ આટલા વખતના અનુભવ ઉપરથી મને લાગ્યું છે કે તમારો અને મારો માર્ગ એક

થી. તમે જિંદગીને વેડફી નાખવાને માર્ગે છો, મને એ માર્ગે મારી સાથે આવવું પોષાય તેમ નથી. મુંબઈ રહેવાનું પ્રયોજન તમે કામ કરીને પુરવાર ન કરો ત્યાં સુધી હવે હું લાચાર બનીને બેસી રહેવા માગતી નથી.

"તમે મુંબઈ તો શું વિલાયત સુદ્ધાં મન ફાવે ત્યારે જઈ શકો છો. એ બાબતમાં જેમ તમે સ્વતંત્ર છો તેમ મારે શું કરવું તેમાં હું પણ સ્વતંત્ર છું. તમે બેજવાબદારીભરી રીતે જીવો છો તેમ જીવતાં મને શરમ આવે છે. એમાંથી ઉગરવા મેં આગળ ભણવાનો નિર્ણય કર્યો છે. અમદાવાદમાં એ માટે સ્ત્રીસંસ્થાઓની સગવડ છે અને અહીં રહીને ભણવાની મને અનુકૂળતા પણ સારી દેખાય છે. તમને થશે કે આ બાબતની મેં તમારી સાથે ચર્ચા કેમ ન કરી અને આ નિર્ણય ઉપર આવતાં પહેલાં મેં સંમતિ કેમ ન લીધી? અમદાવાદ આવી ત્યાં સુધી આવો કોઈ નિર્ણય મેં કર્યો ન હતો. અહીં આવ્યા પછી મેં સ્ત્રીસંસ્થાઓ જાતે જોઈ છે અને મારી જેવી બીજી બહેનોને ઉત્સાહથી નવું નવું શીખતી મોટી ઉંમરે જોઈ છે. આથી મને લાગ્યું છે કે સુખી થવા માટે આ વિના બીજો કોઈ માર્ગ નથી.

"મુંબઈમાં પણ આવી સંસ્થાઓ છે. પણ મનને એમ લાગ્યા કરે છે કે અહીં સ્વતંત્ર રીતે હું જે ઝડપે દોડી શકીશ, એ ઝડપ મુંબઈમાં મને પ્રાપ્ત નહિ થાય. મને આ અંગે પત્ર લખી હેરાન નહિ કરો તેવી વિનંતી કરું છું।"

34030

[ભાગ પહેલો સમાપ્ત]